# આ પુસ્તક
# શા માટે વાંચવું?

શાસ્ત્રકારોએ આત્માને સત્ય-કામ, સત્ય-સંકલ્પ અને સત્ય-સ્વરૂપ કહેલ છે.

પ્રસ્તુત પુસ્તકમાં આત્માના એ સત્ય-સ્વરૂપને ભિન્ન-ભિન્ન દૃષ્ટિકોણથી જોવામાં આવ્યું છે, તપાસવામાં આવ્યું છે.

પ્રખર પ્રવક્તા પંડિત-રત્ન શ્રદ્ધેય મુનિશ્રી અમરચંદ્રજી મહારાજના આ માનવ-માનસ-સ્પર્શી પ્રવચનોમાં ભાષાનું માધુર્ય, ભાવોનું ગાંભીર્ય અને શૈલીનું લાલિત્ય છલકાઈ રહેલ છે.

સત્ય શું છે? તેની વ્યાવહારિક અને આધ્યાત્મિક બાજુ કાંઈ છે? વ્યક્તિના વ્યક્તિગત જીવન સાથે, સમાજના સમાજગત જીવન સાથે અને રાષ્ટ્રના રાષ્ટ્રગત જીવન સાથે સત્યનો શું અને કેવો સંબંધ છે? વગેરે જીવન-સ્પર્શી પ્રશ્નો ઉપર આ પુસ્તક અનોખો પ્રકાશ પાડે છે અને પ્રશ્નકર્તાના પ્રશ્નોનું સમાધાન સહેજે થઈ જાય છે.

# પ્રકાશકનું નિવેદન

સત્યનો સામાન્ય અર્થ તો સૌ કોઈ જાણે છે. અને વળી હમેશાં સાચું બોલવું જોઈએ તે પણ સૌ કોઈ જાણે છે, સમજે છે. છતાં વ્યવહારમાં આપણે સત્યને બદલે અસત્યનીજ ઉપાસના કરતા આવ્યા છીએ અને કરીએ છીએ. તેમાં કેટલાક જાણી જોઈને અને કેટલાક અજાણ્યે અસત્ય બોલે છે અને અસત્ય વ્યવહાર કરે છે.

કવિરત્ન મુનિશ્રી અમરચંદ્રજી મહારાજે તેમના પ્રવચનોમાં આપણા જુદા જુદા વ્યવહાર વર્તનોમાં અસત્ય કેવી રીતે ઘુસી ગયું છે તે ઘણી સારી રીતે સમજાવ્યું છે. તેમ અસત્ય વર્તનથી કેવું નુકસાન થાય છે, કેવાં ખરાબ ફળ ભોગવવાં પડે છે તે પણ બતાવ્યું છે. તેથી આ પુસ્તક વાંચકોને ખાસ માર્ગદર્શક થશે એમ અમે ધારીએ છીએ.

પૂજ્ય મુનિશ્રી અમરચંદ્રજી મહારાજે તેમના પુસ્તકોનો ગુજરાતી અનુવાદ કરવાની અમને છૂટ આપી છે તે માટે અમે તેઓશ્રીનો ખાસ આભાર માનીએ છીએ. તેમજ ભાઈશ્રી ભીખાભાઈ દર વર્ષે આવા ઉત્તમ પુસ્તકો તૈયાર કરી આપે છે તે માટે સભા તેમની ખાસ આભારી છે.

જૈન સિદ્ધાંત સભા



# નિદર્શન

પ્રસ્તુત પુસ્તક 'સત્ય દર્શન'ના પ્રણેતા મુનિશ્રી અમરચંદ્રજી મહારાજના પ્રથમ દર્શન મેં આજથી ચાર વર્ષ પહેલાં આગ્રામાં કર્યાં હતા. તે વખતે તેઓશ્રી પોતાની પ્રવાહમયી વાણીમાં માનવ-જીવનના ઉચ્ચ આદર્શોની વ્યાખ્યા કરવામાં તલ્લીન હતા અને તેમની સામે બેઠેલા શ્રોતાઓ મંત્ર-મુગ્ધ બની તેમની દિવ્યવાણીનું રસાસ્વાદન કરી પોતાનું જીવન સફળ બનાવી રહ્યા હતા. હું પણ તે શ્રોતાઓમાંનો એક હતો. પ્રવચન પૂરું થયા પછી સાક્ષાત્કાર થયો અને હું તેમની અનુપમ પ્રતિભાથી વિભૂષિત સરળતા ઉપર મુગ્ધ બની ગયો. અત્યાર સુધીમાં મેં અનેક સાધુઓના દર્શન કર્યાં છે, પરંતુ આવા સત્યપરાયણ સાધુના દર્શન કરીને કૃતકૃત્ય થયો છું.

'સત્ય દર્શન' આવા વરિષ્ઠ સાધુની મહિમામયી વાણી છે, જે લિપિબદ્ધ થઈ પુસ્તકાકારે આપણી સન્મુખ છે આ પુસ્તકને વાંચતાં એવું જ્ઞાન થાય છે કે જાણે મુનિશ્રીએ સત્યના નામે જીવનમાં જે કાંઈ પ્રાપ્ત કર્યું છે તે બધું સંસારના પ્રાણીઓના લાભાર્થે સાકાર કરી દીધું છે. તેમની દૃષ્ટિમાં, અન્ય આચાર્યોની પેઠે 'સત્ય' ભગવાન છે, તેથી તેઓશ્રી ઇચ્છે છે કે મોક્ષદાતા આ ભગવાનના દરેક પ્રાણી દર્શન કરી શકે. 'સત્યની ત્રિવેણી'માં સ્નાન કરતાં જીવનમાં આગળ વધી મુક્તિપથ તરફ વળવું એ જ માનવ જીવનનું પરમ લક્ષ છે.

કવિશ્રીએ 'સત્યનું આધ્યાત્મિક વિશ્લેષણ' ઘણા સીધા અને સરળ રૂપમાં આપણી સામે રાખેલું છે. 'દુર્ગમ્પથસ્તત્ કવયો વદન્તિ' નામના ચોથા અધ્યયનમાં તે સત્યના રૂપને વધુ સુંદર રૂપે અંકિત કરતા દૃષ્ટિ-ગોચર થાય છે. આ અધ્યયનો વાંચતા કાંઈક એવું લાગે છે કે જાણે ચિંતનના ઊંડાણમાં સહજ ભાવથી ઉતરતાં આપણે સત્યના દિવ્ય પ્રકાશ સમીપ શનૈ: શનૈ: પહોંચી રહ્યા છીએ. અને તે માર્ગ ઉપર આગળ વધતાં આપણને શીઘ્ર એવો ભાસ થવા લાગે છે કે—'સત્ય, સત્યને માટે' જ છે. જીવનની દુર્બળતાઓને આપણે દૂર ફેંકી દેવી પડશે, ત્યારે જ આપણને સત્યનું દર્શન થઈ શકશે. 'સત્ય ધર્મનું મૂળ માનવતા' છે. તે 'સાધનાનો મૂળ સ્રોત' છે અને 'ભાવનાનો મૂળ સ્રોત' પણ તે જ છે. 'વ્યાવહારિક સત્ય' માં આપણે 'અંધ વિશ્વાસ'નો ત્યાગ કરવો પડશે. ત્યારે જ સત્યનો તે કલ્યાણકારી માર્ગ આપણને હસ્તગત થઈ શકશે.

આ પ્રવચનો રૂપે મહામુનિની વાણી સરસ, સરળ અને હૃદયગ્રાહી છે. તેજ કારણ છે કે તે ક્યાંય પણ પ્રવાહહીન દેખાતી નથી. તેથી ઉલટું તે જીવની શક્તિથી ઓતપ્રોત થયેલા સત્ય દર્શન માટે અબાધ ગતિથી આગળ વધતી દૃષ્ટિગોચર થાય છે.

મને વિશ્વાસ છે કે મહામુનિની આ દિવ્ય-વાણી વાચક સહજ ભાવથી ગ્રહણ કરીને પોતાના જીવનને 'સત્યં, શિવં સુંદરમ્' બનાવવાનો સફળ પ્રયત્ન કરશે.

આગ્રા<br>
તા. ૧૫-૬-૫૪

—શાંતિ સ્વરૂપ ગૌડ



# અનુક્રમણિકા

# મંગલાચરણ

## વીર-સ્તુતિ

दाणाण सेट्ठं अभयप्पयाणं,
सच्चेसु वा अणवज्जं वयंति ।
तवेसु वा उत्तम बंभचेरं,
लोगुत्तमे समणे नायपुत्ते ॥

—સૂત્રકૃતાંગ ૧-૬-૨૩

વસંતતિલકા

દાનો મહીં અભયદાન ગણાય શ્રેષ્ઠ,
સાચા વળી વચનમાં નિરવદ્ય શ્રેષ્ઠ;
સર્વે તપો મહીં વળી, બ્રહ્મચર્ય શ્રેષ્ઠ,
આ લોકના શ્રમણમાં સમ વીર શ્રેષ્ઠ.

भद्दं सव्वजगुज्जोयगस्स, भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमंसियस्स, भद्दं धूयरयस्स ॥

વસંતતિલકા

જેણે પ્રકાશિત કર્યું સઘળું જ વિશ્વ,
દેવો અને નર બધા પ્રણમેલ જેને;
કર્મો તણો મળ અનંત સમગ્ર ધોયો,
એવા જિનેશ શરણ શિવકાજ હોજો.

૧

# સત્ય ભગવાન

જ્યારે મનુષ્ય કોઈ પણ પ્રકારની સાધનામાં પોતાના જીવનને પ્રવૃત્ત કરે છે ત્યારે તેને તે સાધનાને અનુરૂપ થોડીક મર્યાદાઓનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરવો પડે છે. તે મર્યાદાઓ તેને અનેક પ્રકારનું બળ અર્પે છે અને તે બળને પ્રાપ્ત કરીને સાધક પોતાની સાધનામાં આગળ વધીને અંતે સફળતા પ્રાપ્ત કરે છે. જો સ્વેચ્છાપૂર્વક મર્યાદાઓને અંગીકાર કરવામાં ન આવે તો મનુષ્યનું પૂરું સંકલ્પ-બળ જાગ્રત થતું નથી અને પૂરા સંકલ્પ-બળના અભાવમાં કોઈ પણ સાધનાને પૂરી રીતે સફળ બનાવી શકાતી નથી.

ધાર્મિક-જીવન શરૂ કરવા સંબંધમાં પણ આ જ વાત છે. જે મનુષ્ય ધર્મની સાધના માટે ઉદ્યત થયેલ હોય તેને માટે પણ અનેક મર્યાદાઓનું વિધાન બતાવેલ છે. જૈન-શાસ્ત્રો અનુસાર આ મર્યાદાઓનું ક્ષેત્ર અત્યંત વ્યાપક છે અને તેમાં જીવનની સંપૂર્ણ આચાર-પ્રણાલીનો સમાવેશ થઈ જાય છે. અત્યારે તે સર્વે મર્યાદાઓનો ઉલ્લેખ કરવાનો અને તેનું વિવેચન કરવાનો અવસર નથી. તેથી હું કેવળ એ મૂળભૂત મર્યાદાઓ ઉપર વિચાર કરીશ, કે જે બીજી સમસ્ત મર્યાદાઓનો પ્રાણ છે અને જેના આધાર ઉપર જ તેમનું નિર્માણ થયું છે. જૈન શાસ્ત્રની પરિભાષામાં તે મૂળભૂત મર્યાદાઓને 'મૂળગુણ' એવી સાર્થક સંજ્ઞા આપવામાં આવી છે.

ધર્મ-સાધનાના ક્ષેત્રમાં કદમ રાખનાર સાધક માટે જૈન

શાસ્ત્રોમાં મોટા મોટા વિધાનો બતાવ્યા છે. સાધક ક્યારે ખાવું, શું ખાવું અને કેવી રીતે ખાવું જોઈએ; ક્યારે અને કેવી રીતે સૂવું જોઈએ, કેવી રીતે ચાલવું જોઈએ, કયું કાર્ય ક્યારે કરવું જોઈએ વગેરે નાની નાની બાહ્ય ક્રિયાઓના સંબંધમાં પણ સ્પષ્ટ રૂપે મર્યાદાઓ કરવામાં આવી છે. તેને માટે માનસિક ક્રિયાઓની પણ સૂક્ષ્મ મર્યાદા બતાવવામાં આવી છે. પરંતુ આ સર્વે મર્યાદાઓની મૂળભૂત મર્યાદાઓ તો પાંચ જ છે. તે આ પ્રમાણે છે:—(૧) અહિંસા, (૨) સત્ય, (૩) અચૌર્ય, (૪) બ્રહ્મચર્ય અને (૫) અપરિગ્રહ.

આ પાંચ મર્યાદાઓમાં જ સમસ્ત આંતરિક અને બાહ્ય, સૂક્ષ્મ અને સ્થૂળ આચાર–વિચારનો અંતર્ભાવ થઈ જાય છે. જે સાધક આ મર્યાદાઓ પ્રત્યે નિરંતર જાગ્રત રહે છે, તે અબાધ રૂપે પોતાની સાધનાનો માર્ગ કાપી આગળ વધે છે અને અંતે માનવીય વિકાસની ચરમ સીમાને સ્પર્શી લે છે.

જો કે આ પાંચ મર્યાદાઓ અથવા પાંચ મૂળગુણો સ્વયં મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે, કિંતુ ગંભીર વિચાર કરવાથી એ પણ સ્પષ્ટ થયા વિના રહેતું નથી કે આ સર્વેના મૂળમાં પણ એક જ ભાવના કામ કરી રહી છે. આ ભાવના અહિંસાની ભાવના છે. સત્ય, અસ્તેય વગેરેને અહિંસાની જ એકેક શાખા કહી શકાય.

અસત્ય બોલવું તે પાપ છે, ચોરી કરવી તે પાપ છે, અબ્રહ્મચર્ય પાપ છે, મમતા કે આસક્તિ પાપ છે; કારણ કે એ બધામાં હિંસા થાય છે. આ પાપોના સેવનથી કદી પર–હિંસા થાય છે તો કદી સ્વ–હિંસા થાય છે. સ્વ-હિંસા અર્થાત્ આત્મિક ગુણોનો ઘાત પણ પર–પીડાની પેઠે પાપમાં જ ગણવામાં આવેલ છે અને કહેવું જોઈએ કે તે એક ઘણી મોટી હિંસા છે.

આચાર્ય અમૃતચંદ્રે તથા અન્ય આચાર્યોએ પણ આ સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ કરેલ છે. અમૃતચંદ્રજી કહે છે કે—

अमृतवचनेऽपि तस्मान्नियतं हिंसा समवतरति।
—पुरुषार्थ० ९९

અર્થાત્—અસત્ય ભાષણનું મૂળ કષાય છે અને જ્યાં કષાય છે ત્યાં હિંસા થાય છે. તેથી અસત્ય ભાષણમાં પણ અવશ્ય હિંસા થાય છે.

हिंसायाः स्तेयस्य च नाव्याप्तिः सुघटैव सा यस्मात्
ग्रहणे प्रमत्तयोगो द्रव्यस्य स्वीकृतस्यान्यैः॥
—पुरुषार्थ० १०४

અર્થાત્—હિંસા અને ચોરીની અવ્યાપ્તિ નથી, પરંતુ જ્યાં સ્તેય છે ત્યાં હિંસા અવશ્ય છે, કારણ કે બીજાનું દ્રવ્ય ગ્રહણ કરવામાં કષાય હોવો આવશ્યક છે.

हिंस्यन्ते तिलनाल्यां, तप्तायसि विनिहिते तिला यद्वत्।
बहवो जीवा योनौ, हिंस्यन्ते मैथुने तद्वत्॥
—पुरुषार्थ० १०२

અર્થાત્—જેવી રીતે તલથી ભરેલી નાળમાં તપાવેલો લોઢાનો સળિયો નાખવાથી તલ બળીને ખાખ થઈ જાય છે તેવી રીતે મૈથુન-ક્રિયાથી જીવોની ઘાત થાય છે. તે પ્રમાણે—

हिंसापर्यायत्वात् सिद्धा हिंसान्तरंगसंगेषु।
बहिरंगेषु तु नियतं, प्रयातु मूर्छैव हिंसात्वम्॥
—पुरुषार्थ० ११९

અર્થાત્—મિથ્યાત્વ, રાગ, દ્વેષ વગેરે અંતરંગ પરિગ્રહો તો હિંસાના જ પર્યાયવાચી છે, તેથી તેમાં હિંસા સ્વતઃ સિદ્ધ છે. હવે બાહ્ય પરિગ્રહ રહ્યો, તો તેના પ્રત્યે જે મૂર્ચ્છાભાવ વિદ્યમાન રહે છે તે પણ નિશ્ચિત રૂપે હિંસા જ છે.

આ ઉલ્લેખોથી એ સ્પષ્ટ છે કે અસત્ય, સ્તેય વગેરે હિંસારૂપે હોવાથી જ પાપ છે. આ પ્રમાણે સાધના માટે ઉદ્યમવંત થયેલ-

સાધકે જીવનના ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં અને ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં રહેલી હિંસાથી બચવાનો પ્રયત્ન કરવાનો રહે છે. આથી એ પણ સ્પષ્ટ થાય છે કે અહિંસાની આરાધના માટે સત્ય વગેરેની આરાધના પણ અનિવાર્ય છે. તેથી અહિંસાનું વિવેચન કર્યા પછી સત્ય વગેરેનું વિવેચન સ્વતઃ નિર્ધારિત થઈ જાય છે.

અહિંસા વગેરેનો જે ક્રમ પ્રાચીન શાસ્ત્રકારોએ નિર્ધારિત કર્યો છે, તે ક્રમ પ્રમાણે અહિંસા પછી સત્ય આવે છે. તેનો આશય એ છે કે અહિંસા દ્વારા સત્યના દ્વાર પર પહોંચવું.

જે સત્યની ઉપાસના કરવા ઇચ્છે છે તેણે પોતાના હૃદયમાં અહિંસાને સ્થાન આપવું જ પડશે. જ્યાં સુધી મનુષ્ય અહિંસાની ભાવનાથી મનમાં ગદ્‌ગદ્ બની જતો નથી, બીજાના દુઃખને પોતાના હૃદયમાં સ્થાન આપતો નથી, પર-પીડાને સ્વ-પીડા સમજીને વિકળ બની જતો નથી તે અહિંસા વ્રતધારી કેવી રીતે હોઈ શકે? માનવું પડશે કે તેનું જીવન અહિંસામય બની શક્યું નથી અને જેણે અહિંસાને ગ્રહણ કરી નથી, તે સત્યનો પણ સ્વીકાર કરી શકતો નથી. મનમાં અહિંસાને સ્થાન આપવામાં ન આવે અને સત્યને સ્થાન આપવામાં આવે તે કદાપિ સંભવિત નથી.

અહિંસાનું સ્વરૂપ અત્યંત વિરાટ છે. અહિંસાની ફળદ્રુપ ભૂમિમાં જ સત્યના અંકુરો ફૂટી શકે છે અને પાંગરી શકે છે. આપણે સમસ્ત જીવન-વ્યવહાર અહિંસાની ભાવનાથી ઓતપ્રોત બનેલો હોવો જોઈએ અને તો જ તેનો વાસ્તવિક વિકાસ થવો સંભવિત છે. આ પ્રમાણે આપણા જીવનના વિકાસ માટે અહિંસા એક મુખ્ય સાધન છે.

આપણા જીવનમાં સત્યનું મહત્ત્વ મહાન્ છે. પરંતુ સાધારણ બોલ-ચાલની પ્રચલિત ભાષામાંથી જો આપણે સત્યનો પ્રકાશ ગ્રહણ કરવા ઇચ્છશું તો સત્યનો એ મહાન્ પ્રકાશ આપણને મળશે નહિ. સત્યનો દિવ્ય પ્રકાશ પ્રાપ્ત કરવા માટે આપણે આપણા અંતરંગના

ઊંડાણમાં દૂર સુધી પહોંચવું પડશે.

આપ વિચાર કરશો તો માલૂમ પડશે કે જૈન ધર્મે એક ઘણી મોટી ક્રાંતિ કરી છે. વિચાર કરો, તે ક્રાંતિનું શું સ્વરૂપ છે?

આપણા બીજા સાથીઓ છે, દર્શન છે અને આપણી આસપાસ જે મત-મતાંતર છે તેમાં ઇશ્વરને ઘણું મહત્ત્વપૂર્ણ સ્થાન આપ્યું છે. ત્યાં સાધકની સર્વે સાધના ઈશ્વરને કેન્દ્ર બનાવીને કરવામાં આવે છે. તેમની માન્યતા પ્રમાણે જો એ સાધનામાં ઈશ્વરનું કોઈ સ્થાન ન હોય તો સાધનાનું પણ કોઈ સ્થાન રહેતું નથી. કિંતુ જૈન ધર્મે એ પ્રમાણે ઇશ્વરને સાધનાનું કેન્દ્ર માન્યું નથી.

તો પછી જૈન ધર્મની સાધનાનુ કેન્દ્ર શું છે? આ પ્રશ્નનો ઉત્તર ભગવાન મહાવીરના શબ્દોમાં આ પ્રમાણે છે—

तं सच्चं खु भगवं।

—प्रश्नव्याकरण सूत्र, द्वि. धर्मद्वार

ઇશ્વર રૂપે એક અલૌકિક વ્યક્તિની ચારે બાજુ માનવ ઘૂમતો રહ્યો. તેના ધ્યાનમાં ઇશ્વર એક વિરાટ વ્યક્તિ રૂપે હતા અને તેમની જ પૂજા અને ઉપાસનામાં તે પોતાની સમસ્ત શક્તિ અને સમય કરી રહ્યો હતો. તે તેમને જ પ્રસન્ન કરવા માટે ક્યારેક ખોટા તો વળી ક્યારેક સાચા રસ્તા ઉપર ભટકતો રહ્યો અને લાખો ધક્કા ખાતો રહ્યો. ગમે તે વિધિથી તેમને પ્રસન્ન કરવા તે જ તેના જીવનનું મુખ્ય અને એક માત્ર લક્ષ્ય રહ્યું હતું. આ પ્રમાણે હજારો ભૂલો સાધનાના નામે માનવ-સમાજમાં પેદા થઈ ગઈ હતી. આવી સ્થિતિમાં ભગવાન મહાવીર આગળ આવ્યા અને તેમણે એક જ વાત ઘણા થોડા શબ્દોમાં કહીને સર્વે ભ્રાંતિ દૂર કરી દીધી. ભગવાન કોણ છે? મહાવીર સ્વામીએ બતાવ્યું કે તે ભગવાન તો સત્ય છે. સત્ય જ તમારા ભગવાન છે. જેથી તમે જે કાંઈ કરી શકો, કરવા ઇચ્છો તે સત્યને સામે રાખીને

કરો. સત્ય હશે તો સાધના હશે, અન્યથા કોઈ પણ સાધનાનો સંભવ નથી.

આપણે જોઈ શકીએ છીએ કે જ્યારે જ્યારે મનુષ્યે સત્યનું આચરણ કર્યું ત્યારે ત્યારે તેને પ્રકાશ મળ્યો અને જ્યારે સત્યને છોડીને તે કેવળ ઇશ્વરની પૂજામાં લાગી ગયો અને તેમને જ પ્રસન્ન કરવામાં પ્રયત્નશીલ બન્યો ત્યારે ઠોકરો ખાતો ભટકતો રહ્યો.

આજે હજારો મંદિરો છે અને ત્યાં ઇશ્વર રૂપે કલ્પિત ખાસ વ્યક્તિની પૂજા કરવામાં આવે છે, પરંતુ ત્યાં ભગવાન–સત્યની ઉપાસનાનો કાંઈ સંબંધ હોતો નથી. ભલે કોઈ જૈન હોય કે અજૈન હોય, મૂર્તિપૂજક હોય કે ન હોય, તે અધિકાંશ પોતાની શક્તિનો ઉપયોગ માત્ર ઇશ્વરને પ્રસન્ન કરવામાં જ કરે છે, તેમાં તે ન્યાય જોતો નથી, કે અન્યાયનો વિચાર કરતો નથી. હું જોઉં છું અને ગમે તે માણસ જોઈ શકશે કે ભક્તો મંદિરમાં જઈ ઇશ્વરને પૈસા ચઢાવશે અને હજારો–લાખોનો સુવર્ણ–મુગટ પહેરાવશે, કિંતુ મંદિરથી બહાર આવીને તેની સર્વ ઉદારતા કોણ જાણે ક્યાં છુપાઈ જાય છે? મંદિરની બહાર દ્વાર ઉપર ગરીબ માણસો એકેક પૈસા માટે માથું નમાવે છે, હદથી બહાર લાચાર બની ખુશામત કરે છે, પરંતુ ઇશ્વરના એ ઉદાર પૂજારી આંખો બંધ કરીને, ભમર ચઢાવીને અને તે દરિદ્રો તરફ ઘૃણા અને તિરસ્કાર વરસાવીને પોતાના ઘરનો રસ્તો લે છે! આ પ્રમાણે જે પિતા છે તેને માટે તો લાખોના મુગટ અર્પણ કરી શકાય છે, કિંતુ તેના લાખો પુત્રો જે એકેક પૈસા માટે દુઃખી બની ભટકતા હોય છે તેને માટે કાંઈ પણ કરવામાં આવતું નથી. તેમના જીવનની સમસ્યાનો ઉકેલ લાવવા માટે અંશ માત્ર પણ ઉદારતા બતાવવામાં આવતી નથી.

તો સાધારણ જનતામાં આ વિસંગતિ શા માટે અને ક્યાંથી આવી? આપ વિચાર કરશો તો જાણી શકશો કે આ વિસંગતિના

મૂળમાં સત્યને સ્થાન આપવામાં આવ્યું નથી તે જ કારણ છે. જૈન શું કે જૈનેતર શું, બધા માણસો બહારની વસ્તુમાં મૂંઝાઈ પડ્યા છે. પરિણામે ધાંધલ કરી મૂકે છે, ક્રિયા-કાંડનો આડંબર કરે છે, અમુકને પ્રસન્ન કરવાનો પ્રયાસ કરે છે, ક્યારેક ભગવાનને તો ક્યારેક ગુરુજીને રીઝવવાની ચેષ્ટા કરે છે અને તેમ કરવામાં હજારો-લાખો રૂપિયા ખર્ચે છે. પરંતુ તમારો કોઈ સાધર્મી ભાઈ હોય, તે જીવનના કર્તવ્ય સાથે મથી રહ્યો હોય, તેને સમવસરણી થોડી પણ સહાયતા મળી જાય તો તે જીવનના માર્ગ ઉપર જઈ શકે છે અને પોતાનું તથા પોતાના કુટુંબનું ભરણ-પોષણ કરી શકે છે, પરંતુ તેને માટે તમે કાંઈ પણ કરતા નથી

તાત્પર્ય એ છે કે જ્યાં સુધી સત્યને જીવનમાં ઉતારવામાં આવશે નહિ ત્યાં સુધી સાચું સમાધાન મળી શકશે નહિ, જીવનમાં વ્યાપેલી અનેક અસંગતિઓ દૂર કરી શકાશે નહિ અને સાચી ધર્મ સાધનાનું ફળ પણ પ્રાપ્ત કરી શકાશે નહિ.

માણસો ઈશ્વરના નામ ઉપર ભટકતા ફરતા હતા અને દેવી-દેવતાઓના નામ ઉપર કામ કરતા હતા, પરંતુ પોતાના જીવન માટે કશું ય કરતા ન હતા. ભગવાન મહાવીરે તેમને બતાવ્યું કે સત્ય જ ભગવાન છે. ભગવાનનું આ કથન મનુષ્યને પોતાની અંદર સત્ય શોધવા માટે હતુ સત્ય પોતાની અંદર જ છે તેને શોધવા માટે ક્યાંય બહાર જવું પડતું નથી, તેને અંદર જ શોધવાનું છે. જ્યાં સુધી અંદરના ભગવાન જાગશે નહિ અને અંદરના સત્યની ઓળખાણ થશે નહિ અને અંદરના દેવતા તમારી અંદર પ્રકાશ ફેલાવશે નહિ ત્યાં સુધી ત્રણ કાળ અને ત્રણ લોકમાં કદી પણ ઈશ્વરનું દર્શન કરી શકશો નહિ.

જે કોઈ ધનવાન હતા તેને પણ બતાવવામાં આવ્યું કે સાધના અંદર કરો અને જેની પાસે એક પૈસો પણ ન હતો, ચઢાવવા

માટે ચોખાના દાણા પણ ન હતા તેમને પણ એ જ કહેવામાં આવ્યું કે તમારા ભગવાન અંદર છે. અંદરના એ ભગવાનને ચઢાવવા માટે ચોખાનો એક દાણો પણ ન હોય તો પણ હરકત નથી, તેને માટે ચિંતા કરવાનું કાંઈ કારણ નથી. તેને ચાંદી-સોનાની ભૂખ નથી. તેને મુગટ કે હાર પહેરવાની લાલસા નથી. તેને નૈવેદ્યની પણ આવશ્યકતા નથી. એક માત્ર પોતાની સદ્‌ભાવના રૂપી સ્વચ્છ અને સુંદર સુમન તેમને ચઢાવો અને હૃદયની સહાનુભૂતિથી તેની પૂજા કરો. એ જ તે દેવતાની પૂજા માટે સર્વોત્તમ સામગ્રી છે, એ જ તેને માટે અનુપમ અર્ઘ્ય છે, એનાથી અંદરના દેવતા પ્રસન્ન થશે. તેથી ઉલટું જો બહાર દૃષ્ટિ રાખશો તો તે તમારું અજ્ઞાન રહેશે. અંદર જોવાથી તમને અંદરના રાક્ષસો-ક્રોધ, માન, માયા, લોભ વગેરે, જે હજારો તરવારો લઈને તમને નષ્ટ કરવા ઇચ્છે છે, તે સહસા અંતર્ધ્યાન થઈ જતા દેખાશે. અંદરના દેવતા પ્રકાશ આપશે, તેથી અંધકારમાં પ્રકાશ થઈ જશે આ પ્રમાણે વાસ્તવિક રીતે અંદર જ ભગવાન વિદ્યમાન છે. બહાર જોવાથી કાંઈ પલ્લે પડવાનું નથી. એક સાધકે કહ્યું છે કે:—

ઢૂંઢન ચાલ્યા બ્રહ્મકો, ઢૂંઢ ફિરા સબ ઢૂંઢ;
જો તૂ ચાહે ઢૂંઢના, ઈસી ઢૂંઢમેં ઢૂંઢ.

તું બ્રહ્મને અને ઈશ્વરને શોધવા લાગ્યો અને તેં સમસ્ત દુનિયામાં શોધ કરી લીધી. તું આમતેમ ભટક્યા કર્યો, કદી નદીઓના પાણીમાં તો કદી પહાડોના શિખરો ઉપર અને સમસ્ત પૃથ્વી ઉપર ઈશ્વરની શોધ કરી લીધી, પરંતુ તે ક્યાં છે ? જો તારે ઈશ્વરની સાચી શોધ કરવી હોય અને સત્યના પ્રકાશને પોતાના જીવનમાં ઉતારવો હોય તો સૌથી મોટું મંદિર તારું શરીર જ છે અને તેમાં જ ઈશ્વર બિરાજમાન છે. શરીરમાં જે આત્મા નિવાસ કરે છે, તે જ સૌથી મોટા દેવતા છે. જો તેને શોધી કાઢ્યો તો 'પછી અન્યત્ર' શોધવાની જરૂર જ રહેશે નહિ, તને અવશ્ય ભગવાનના દર્શન થઈ જશે.

મન મથુરા, તન દ્વારકા, ઔર કાયા કાશી જાન;
દસ દ્વારે કા દેહરા, તામેં પીવ પિછાન.

—સંત કબીર

જો તમે પોતાને રાક્ષસ રૂપ બનાવી રાખશો કે પશુરૂપ બનાવી રાખશો અને પછી ઈશ્વરની શોધ કરવા નીકળી પડશો તો તમને કદી પણ ઈશ્વર મળવાના નથી. તમે કાંઈ જ મેળવી શકવાના નથી.

સંસાર બહારના દેવ-દેવીઓની ઉપાસનાના માર્ગે પર ચાલી રહ્યો છે. તેમની સામે ભગવાન મહાવીરની સાધના કેવા રૂપે આવી છે તે જાણો છો? જો તમે જૈન ધર્મના સાહિત્યનું બરાબર ચિંતન કરશો તો જ્ઞાત થશે કે જૈન ધર્મ દેવ-દેવીઓ તરફ જવા માટે પ્રેરણા આપે છે કે દેવતાઓને પોતાની તરફ લાવવા માટે? જૈન ધર્મ દેવતાઓને સાધકના ચરણોમાં ઝૂકાવે છે, સાધકને દેવતાઓના ચરણોમાં ઝૂકાવવા માટે જૈન ધર્મ નથી. સમ્યક્ શ્રુત રૂપે પ્રવાહિત થયેલી ભગવાન મહાવીરની વાણી દશવૈકાલિક સૂત્રના પ્રારંભમાં જ બતાવે છે કે:—

**धम्मो मंगलमुक्किट्टं, अहिंसा संजयो तवो.**
**देवा वि तं नमंसंति, जस्स धम्मे सयामणो.**

—દશવૈકાલિક સૂત્ર ૧/૧

અહિંસા ધર્મ છે, સંયમ ધર્મ છે, તપ અને ત્યાગ ધર્મ છે. તે મહામંગલમય ઉત્કૃષ્ટ ધર્મ છે. જેના જીવનમાં આ ધર્મનો પ્રકાશ પહોંચી ગયો છે, તેના ચરણોમાં દેવો પણ નમસ્કાર કરે છે.

તાત્પર્ય એ છે કે જૈન ધર્મે એક ઘણી મહાન વાત સંસાર સામે મૂકી છે. તમારી પાસે જે જન-શક્તિ છે, ધન-શક્તિ છે, સમય છે અને જે કાંઈ થોડી ઘણી સાધન-સામગ્રી તમને મળી છે, તે જો તમે દેવતાઓના ચરણોમાં અર્પણ કરવા તૈયાર થયા હો તો તેને નિર્માલ્ય બનાવી રહ્યા છો. લાખો કે કરોડો રૂપિયા દેવ-દેવીઓને ભેટ ચડાવતા હો તો પણ જીવન માટે તેનો કોઈ

ઉપયોગ થતો નથી. તેથી વાસ્તવમાં 'જો તમારે ઈશ્વરની સાચી ઉપાસના કરવી હોય તો તમારી આજુબાજુની જનતાજ ઈશ્વરના રૂપમાં છે. નાના નાના અનાથ બાળકો, અસહાય સ્ત્રીઓ અને બીજાં જે દીન અને દુખી પ્રાણીઓ છે તે સર્વે નારાયણ સ્વરૂપે છે, તેમની સેવા અને સહાયતા તે ઈશ્વરની જ આરાધના છે.

તો તાત્પર્ય એ છે કે જ્યાં જરૂર છે ત્યાં ધનને અર્પણ કરો. આવી રીતે અર્પણ કરવાથી તમારી અંદરના દેવતા જે સૂતેલા છે તે જાગી ઊઠશે અને તે બંધનો તોડી નાખશે. બહારના કોઈ પણ દેવતા તમારા ક્રોધ, માન, માયા, લોભ અને વાસનાઓના બંધનો તોડી શકશે નહિ. વસ્તુતઃ અંતરંગના બંધનોને તોડવાની શક્તિ અંતરંગ આત્મામાં જ છે.

આ પ્રમાણે જૈન ધર્મ સાધકને દેવતાઓ તરફ દોડવાની પ્રેરણા આપતો નથી, પરંતુ દેવતાઓને માનવોના ચરણોમાં ઝુકાવવા માટે કામ કરે છે.

આપણે પ્રાચીન ઇતિહાસ અને આપણી આસપાસની ઘટનાઓ તરફ દષ્ટિ કરીએ છીએ તો જાણી શકીએ છીએ કે સંસારની પ્રત્યેક શક્તિ, સમય આવતાં, અસમર્થ અને નકામી સાબિત થાય છે અને એ રીતે તે શક્તિ નીચી દેખાય છે. કોઈ પણ માણસમાં રૂપ-સૌંદર્ય છે. જ્યાં તે બેસે છે ત્યાં હજારો માણસો તેની સામે અમીટ દષ્ટિથી જોયા કરે છે. સભાઓમાં કે મેળાવડામાં માણસો તેને જોઈને મુગ્ધ બને છે. પોતાનું સૌંદર્ય જોઈને અને તેની પ્રશંસા થતી સાંભળીને તે સ્વયં પણ અભિમાનથી ફૂલાય છે. પરંતુ શું તે સૌંદર્ય હંમેશાં રહેનારૂં છે? અચાનક કોઈ દુર્ઘટના બને છે તો તે સૌંદર્ય ક્ષણવારમાં વિકૃત બની જાય છે. સુવર્ણ જેવું રૂપ માટીમાં મળી જાય છે. આ પ્રમાણે, રૂપનું કોઈ સ્થાયિત્વ નથી.

ત્યારબાદ ધનનું બળ આવે છે અને માણસ તે બળ ઉપર

ગર્વ કરે છે. માનવ સમજે છે કે સોનાની ચમક એટલી તેજ હોય છે કે તેના બળ ઉપર તે ઇચ્છામાં આવે તે કરી શકે છે. પરંતુ વાસ્તવિક રીતે જોઈએ તો ધનની શકિત પણ નકામી સાબિત થાય છે. રાવણ પાસે સોનાની કેટલી બધી શકિત હતી ? જરાસંધ પાસે સોનાની ઊણપ હતી ? દુનિયાના માણસો મોટા મોટા સોનાના મહેલો ઉભા કરતા આવ્યા અને સંસારને ખરીદવાનો દાવો કરતાં રહ્યા, સંસારને તો શું, ઈશ્વરને પણ ખરીદવાનો દાવો કરતા રહ્યા; પરંતુ સોના-ચાંદીનું તે બળ કયાં સુધી ટકી શકયું ? તે માણસોના જીવનમાં જ તે સમાપ્ત જ થઈ ગયું. સોનાની એ લંકા રાવણની નજર સામે ધ્વસ્ત બની ગઈ. તો ધનની પણ એક શકિત છે, પરંતુ તેની મર્યાદા છે અને તે મર્યાદાથી આગળ તે કામ લાગી શકતી નથી.

હવે ત્યારબાદ આગળ વધો અને જન-બળ અને પરિવાર-બળની તપાસ કરો જાણી શકાય છે કે તે પણ અમુક હદ સુધી કામ આવી શકે છે. મહાભારત વાંચી જાઓ અને દ્રૌપદીના એ દશ્યનું સ્મરણ કરો કે જયારે હજારોની સભા વચ્ચે દ્રૌપદી ઉભેલી છે. તેના ગૌરવને બરબાદ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેની લજ્જાને સમાપ્ત કરવા માટે પૂરી ચેષ્ટા કરવામાં આવે છે. સંસારના સૌથી મોટા પુરૂષ અને સગાઓ બેઠેલા છે; પરંતુ બધા જડ બની ગયા છે અને પ્રચંડ બળવાળા પાંચ પાંડવો પણ નીચું મસ્તક કરી પત્થરની મૂર્તિની પેઠે બેઠેલા છે. તેમાંથી કોઈ કામ ન લાગ્યા. તો દ્રૌપદીની લાજ કોણે બચાવી ? આવો વિકટ અને દારૂણી પ્રસંગ ઉપસ્થિત થતાં મનુષ્યને સત્યનો સહારો લેવો પડે છે.

મનુષ્ય બીજા પ્રત્યે મોહ-માયા રાખે છે અને વિચારે છે કે તે વખત ઉપર કામ લાગશે, પરંતુ વાસ્તવિક રીતે કોઈ કામ આવતું નથી. દ્રૌપદી માટે ધન કામ ન આવ્યું તેમ જ પતિ રૂપે મળેલા અસાધારણ શૂરવીર, પૃથ્વીને કંપાવનાર પાંડવો પણ કામ

ન આવ્યા. કોઈ પણ તેની લજ્જા બચાવવા આગળ ન વધ્યું તે વખતે એક માત્ર સત્યનું બળ જ દ્રૌપદીની લાજ રાખવા સમર્થ બન્યું.

આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે ઇશ્વરત્વ મેળવવા માટે રૂપ, ધન કે પરિવારનું બળ કામ આવતું નથી, તેમ જ બુદ્ધિ–બળ પણ સફળ બનતું નથી. દ્રૌપદીનું બુદ્ધિ–ચાતુર્ય થોડું જ કામ આવ્યું? અંતે આપણે સાંભળીએ છીએ કે તેના ચીર પૂરવા દેવતા આવ્યા, પરંતુ આપણે એ જાણવું જોઈએ કે દેવતાઓમાં તે પ્રેરણા જાગ્રત કરનાર તેમને ખેંચીને ત્યાં લાવનાર કઈ શક્તિ હતી? આ પ્રશ્નનો ઉત્તર છે—"સત્ય" સત્યની દૈવી શક્તિથી જ દેવતાઓ આકૃષ્ટ થઈને આવ્યા હતા.

દુનિયામાં હજારો ઉલટા–સીધા કામો થયાં કરે છે, પરંતુ દેવતાઓ ક્યાંય આવ્યા છે? પરંતુ દ્રૌપદી ઉપર સંકટ પડ્યું તો દેવતા આવી પહોંચ્યા. સીતાને કામ પડ્યું તો પણ દેવતા આવી પહોંચ્યા. સીતાની સામે અગ્નિ–કુંડ પ્રજ્વલિત હતો. સીતાને જે સત્યનો પ્રકાશ મળ્યો હતો તેની પરીક્ષા આપવાનો સમય હતો. એવા વિકટ સંકટમાં સીતાનું સત્ય જ કામ લાગ્યું.

આ ઘટનાઓના પ્રકાશમાં આપણે જોઈ શકીએ છીએ કે સત્યનું બળ કેટલું મહાન છે! અને ભારતના દર્શનકારોએ અને ચિંતનકારોએ પણ કહ્યું છે કે સમસ્ત સંસારનું બળ એક બાજુ છે અને સત્યનું બળ એક બાજુ છે.

સંસારની જે કાંઈ શક્તિઓ છે તે અમુક હદ સુધી તો કામ આવે છે, પરંતુ ત્યેથી આગળ જવાબ આપી દે છે. તે વખતે સત્યનું બળ જ આપણો આશ્રય બને છે અને તે એક જ કામ લાગે છે.

જ્યારે મનુષ્ય મૃત્યુની અંતિમ ઘડીઓમાં પહોંચે છે, ત્યારે

તેને ધન બચાવી શક્તું નથી, તેમ જ ઊંચું પદ કે પરિવાર પણ બચાવી શક્તા નથી. તે રોતો રહે છે અને આ બધા વ્યર્થ સિદ્ધ થાય છે. પરંતુ કોઈ કોઈ મહાન આત્માઓ એ સમયે પણ હસતા હસતા જાય છે, રોવાનું જાણતા પણ નથી, અને એક વિલક્ષણ સ્ફૂર્તિ સાથે લઈને સંસારથી વિદાય લે છે. તો બતાવો હવે મહાન આત્માઓને કોણ પ્રકાશ આપે છે? સંસારના બધા સંબંધો તૂટી રહ્યા છે, એક કોડી પણ સાથે જતી નથી, શરીરનું એક હાડકું પણ સાથે જતું નથી, બુદ્ધિ–બળ પણ સમાપ્ત થઈ જાય છે, છતાં પણ તે હસતો હસતો સંસારથી વિદાય લે છે! હા, સત્યનો અલૌકિક પ્રકાશ જ તેને બળ પ્રદાન કરે છે.

ઘણા વિચારકો સાથે વાતો કરવાનો પ્રસંગ મળ્યો છે. કોમ્યુનીસ્ટો સાથે પણ વાતો કરી છે અને મેં તેમને પૂછ્યું કે સમસ્ત સંસારની સમસ્યાઓનો ઉકેલ અંતે કયા બળ ઉપર થઈ શકશે? એવી કઈ વસ્તુ છે કે જેનું અવલંબન લઈ મનુષ્ય મોતના મોઢામાં પણ હસતો ચાલ્યો જાય છે? કોની પ્રેરણાથી મનુષ્ય પોતાના પ્રાણોનું બળિદાન આપવા પણ તત્પર થઈ જાય છે અને બળિદાન આપી દે છે? આત્મ–બળિદાન કે પ્રાણોત્સર્ગની પ્રેરણાનો જનક કોણ છે? માનવું પડશે કે આ પ્રેરણા મનુષ્યને ધર્મ અને સત્ય દ્વારા જ પ્રાપ્ત થાય છે. સત્ય અને ધર્મનો પ્રકાશ જો આપણા જીવનમાં ઝગમગતો રહેશે, તો આપણે બીજાની રક્ષા માટે આપણું અમૂલ્ય જીવનની ભેટ આપી, મોતને આલિંગન આપી સંસારથી હસતે મુખડે વિદાય લઈ શકશું. આ પ્રેરણા અને આ પ્રકાશ સત્ય અને ધર્મ સિવાય બીજું કોઈ આપી શકવાનું નથી. જીવનની સમાપ્તિ પછી પણ સત્ય, પ્રેરણા અને પ્રકાશ આપ્યા કરે છે. આપણા આચાર્યોએ કહ્યું છે કેઃ—

सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च, सर्वं सत्ये प्रतिष्ठितम् ॥

માણસો કલ્પના કરીને તો ગમે તેમ બોલે છે. કોઈ કહે છે કે જગત સર્પની ફેણ ઉપર ટકેલું છે. અને કોઈ કોઈના વિચાર પ્રમાણે બળદના શિંગડા ઉપર સ્થિત છે. પરંતુ આ સૌ કલ્પનાઓ છે, તેમાં કાંઈ તથ્ય નથી. તથ્ય તો એ છે કે આટલો વિરાટ સંસાર પૃથ્વી ઉપર ટકેલો છે. પૃથ્વીનો સ્વયં એ કાયદો છે કે જ્યાં સુધી તે સત્ય ઉપર ટકેલી છે ત્યાં સુધી સમસ્ત સંસાર તેના ઉપર રહેલો છે.

સૂર્ય સમયસર જ ઉદય અને અસ્ત પામે છે અને સંસારનું એ અનોખું ઘડિયાળ નિરંતર ચાલ્યા કરે છે. તેની ચાલમાં જરા પણ ગડબડ થઈ જાય તો સંસારની બધી સ્થિતિ બગડી જાય, પરંતુ પ્રકૃતિનો એ સત્ય નિયમ છે કે સૂર્યનો ઉદય અને અસ્ત બરાબર સમય ઉપર જ થાય છે.

તે પ્રમાણે આ વાયુ પણ કેવળ સત્યના બળ ઉપર જ ચાલી રહ્યો છે. તેથી શાસ્ત્રકાર કહે છે કે જીવનની જે સર્વે સાધનાઓ છે તે ભલે પ્રકૃતિની હોય કે પછી ચૈતન્યની હોય, પરંતુ તે સર્વે સત્ય ઉપર પ્રતિષ્ઠિત છે. આ પ્રમાણે શું જડ કે શું ચેતન, સર્વે સત્ય ઉપર પ્રતિષ્ઠિત છે. ચેતન જ્યાં સુધી પોતાના ચૈતન્ય-સત્યની મર્યાદામાં રહીને ચાલે છે ત્યાં સુધી કાંઈ ગડબડ થતી નથી. અને જડ-પ્રકૃતિ પણ જ્યાં સુધી પોતાની સત્યની ધુરી ઉપર ચાલે છે ત્યાં સુધી બધું વ્યવસ્થિત રીતે ચાલે છે. જ્યારે પ્રકૃતિમાં જરાક પણ વ્યતિક્રમ થાય છે ત્યારે ભીષણ સંહાર થઈ જાય છે. એક નાનકડો ભૂકંપ પણ પ્રલયની કલ્પનાને પ્રત્યક્ષ બનાવી દે છે. તો સંસારભરના નિયમ અને કાયદા સર્વે સત્ય ઉપર પ્રતિષ્ઠિત છે.

આપણું જીવન શું છે? શરીરમાં જ્યાં સુધી ગરમી રહે છે ત્યાં સુધી તેને જીવિત સમજવામાં આવે છે, અને જ્યારે ગરમી નીકળી જાય છે ત્યારે તેને મરેલું ઘોષિત કરવામાં આવે છે. જ્યાં સુધી શરીરમાં ગરમી હતી ત્યાં સુધી શરીર ઉપર એક માખી બેસતી તે પણ

સહન થતું નહિ. શરીરના કોઈ પણ ભાગ ઉપર મચ્છર બેસી જાય તો તત્કાળ આપણને ચેતના થાય છે. પરંતુ જ્યારે આત્મા નીકળી જાય છે, ગરમી નીકળી જાય છે ત્યાર પછી માંખી મચ્છર તો શું, શરીરના ટુકડે-ટુકડા કરવામાં આવે તો પણ તેના ઉપર કોઈ અસર થતી નથી. પછી તો તે સડવા અને ગળવા માટે છે, વિકસવા માટે નહિ મૃતક દેહમાં વ્રણ પડે તો તે રૂઝાતો નથી, પરંતુ વધારે વિસ્તૃત થાય છે. તો આપણે સમજી શકીએ છીએ કે જ્યાં સુધી શરીરમાં જીવન-શક્તિ રહે છે ત્યાં સુધી તે કામ આપે છે, અન્યથા નકામું બની જાય છે.

પરંતુ આપણા જીવનનું એક બીજું પણ મહત્ત્વપૂર્ણ તત્ત્વ છે અને તે છે સત્ય. જીવનમાં સત્ય રહે તો સંસારભરનું બળ સાચું બળ બની શકે છે. જીવનમાં હિંસા, ક્રોધ, લોભ-લાલચ અને વાસના છે તે બધા વ્રણ છે. સત્યના અભાવમાં તે વ્રણ ઠીક થઈ શકતાં નથી, એટલું જ નહિ, પરંતુ તેઓ જીવનને વધારે ખરાબ કરી નાખે છે. સત્યનાં અભાવમા આ વ્રણો વધતાં જાય છે અને છૂપાઈને વધતાં જતાં તે વ્રણોની આપણને ખબર પણ પડતી નથી.

ભગવાન મહાવીરે બતાવ્યું છે કે સત્ય-રૂપ જીવનની વિદ્યમાન-તામાં હિંસા, કામ, ક્રોધ વગેરેના વ્રણોને રૂઝાવી શકાય છે. સત્યની ઉપાસના કરનાર જીવનમાં થોડી ગડબડ કરી દેશે તો પણ એકરાર કરશે કે મેં આ ભૂલ કરી. જે ભૂલને ભૂલ સમજે છે, તે તે ભૂલને દુરસ્ત પણ કરી શકે છે. મનુષ્ય એક વાર પશુ જેવો બની જાય, તે મોટી મોટી ભૂલો કરી નાખે, પરંતુ જો તેનામાં સત્યતા હોય અને તે કહેવાને તૈયાર હોય કે મારાથી ભૂલ થઈ ગઈ છે તો સમજી લો કે તેનું કાંઈ પણ બગડયું નથી. વ્રણ ગમે તેટલો ઊંડો હોય છતાં પણ સત્ય તેની મલમ-પટ્ટી કરી શકે છે અને પુનઃ તેને જીવનના સન્માર્ગ ઉપર લઈ જઈ શકે છે.

તેથી વિપરીત જો જીવનમાંથી સત્ય નીકળી ગયું હોય અને મનુષ્ય પોતાની ભૂલને ભૂલ તરીકે સ્વીકારવા તૈયાર ન હોય તો પછી ભૂલ નાની હોય કે મોટી, પરંતુ તે મટી શકતી નથી. તે અંદર ને અંદર વધુ ઊંડી બનતી જશે અને જીવન સડવા માંડશે. આ વિષયમાં આપણે ત્યાં એક ઘણો સુંદર પ્રસંગ બતાવ્યો છે. પૂર્વાચાર્યોએ ઇતિહાસની એક મહત્ત્વપૂર્ણ વાત બતાવી છે.

એક વાર ભગવાન મહાવીરનું સમવસરણ રાજગૃહી નગરીમાં હતું. સમવસરણ-સભામાં મોટા મોટા આત્મત્યાગી, વૈરાગી મહાપુરૂષો પણ બેઠેલા હતા અને સાધારણ શ્રેણીની જનતા પણ બેઠી હતી. ભગવાન ધર્મોપદેશ આપી રહ્યા હતા. તેમના મુખચંદ્રમાંથી અમૃત વરસી રહ્યું હતું. બધા માણસો સતૃષ્ણ ભાવથી ભગવાનની વાણીને હૃદયસ્થ બનાવી રહ્યા હતા. ત્યાં એક ચોર જઈ ચડ્યો હતો. તે એક ખૂણામાં બેસી રહ્યો અને ભગવાનના પ્રવચન પીયૂષનું પાન કરતો રહ્યો. યથાસમય પ્રવચન સમાપ્ત થયું અને માણસો પોતપોતાના ઠેકાણે ચાલ્યા ગયા. તો પણ તે ચોર ત્યાં જ બેસી રહ્યો. એક સંતે તેને પૂછ્યું 'હજી સુધી કેમ બેસી રહ્યા છો?'

ચોરે કહ્યું-'મેં આજે પહેલી વાર મહાન્ સંતની વાણી સાંભળી છે.'

સંત બોલ્યા-'સાંભળીને કાંઈ ગ્રહણ પણ કર્યું કે નહિ? રત્નોનો વરસાદ તો વરસ્યો, પરંતુ તમને પણ એકાદ રત્નનો લાભ મળ્યો કે નહિ? જો ન મળ્યો હોય તો તે વરસાદ તમને શું કામ લાગ્યો? ઓછામાં ઓછું એક રત્ન તો લઈ લો.'

ચોર વિચારવા લાગ્યો-'હું શું લઉં? ત્યાં તેની અંદરના સત્ય દેવતા સ્પષ્ટ રૂપે બોલી ઉઠ્યા-'ભગવન્! આપની વાણી અમૃત રૂપ છે. તે રાક્ષસને પણ દેવતા બનાવી દે છે,' પરંતુ હું તેને ગ્રહણ કરી શક્તો નથી. હું ચોર છું અને ચોરી કરવી તે મારો ધંધો છે. મારા

જીવન સાથે ભગવાનની વાણીનો મેળ કેવી રીતે થઈ શકે? ચોરી છોડી દઉં તો કુટુંબ-પરિવાર છે તે ખાય શું? અને જો ચોરી છોડું નહિ તો મેં મેળવ્યું પણ શું?

સંત મનોવિજ્ઞાનના આચાર્ય હતા. હીરા અને ઝવેરાતની પરિક્ષામાં જીવન વ્યતિત થાય છે, પરંતુ મનુષ્ય મનુષ્યને પારખી શકતો નથી. માનવને પારખવાની કળાના અભાવમાં સંસારમાં અવ્યવસ્થા પેદા થાય છે. ઝવેરાત પારખવાની કળા હસ્તગત થઈ હોય કે નહિ તેની કાંઈ કિંમત નથી, પરંતુ માનવને ઓળખનાર એક પણ માણસ કુટુંબમાં હોય તો તે બધાનું જીવન સુંદર બનાવી શકે છે.

સંત પુરૂષે કહ્યું–ચોરી છોડી શકતા ન હો તો બીજી કોઈ ચીજ તો છોડી શકો છો ને?

ચોરે કહ્યું–હા, બીજી વસ્તુ છોડી શકું છું.

સંત બોલ્યા–ભલે, જીવનની જે બીજી કોઈ બૂરાઈ હોય તે પણ છોડવા યોગ્ય જ છે. જે છોડી શકો તે છોડો. તમે તમારા જીવનની ખાતાવહી પ્રમાણિકતા અને સત્યતાપૂર્વક ખોલી દીધી છે અને ખાતાવહીનું તે પાનું કે જેમાં તમારી ચોરી પણ લખાયેલી છે તે પણ છૂપું રાખ્યું નથી, તેથી તમે સત્યનું તો પાલન કરી શકો તેમ છો, તે નિયમ ગ્રહણ કરી શકશો. સત્ય બોલો, ખોટું ન બોલો.

ચોર એ સંતની વાણીથી એટલો પ્રભાવિત થઈ ગયો કે તેણે ઉત્સાહપૂર્વક સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરી, જૂઠું બોલવાનો પરિત્યાગ કર્યો.

સંતે પ્રતિજ્ઞા કરાવી અને કહ્યું, 'જુઓ! તમે નિયમ લો છો. નિયમ લેવો સહેલો હોય છે, પાલન મુશ્કેલ. નિયમ પાળવા સત્યની જરૂર છે. ગ્રહણ કરેલી પ્રતિજ્ઞા પાછળ સત્યનું બળ હોય છે, ત્યારે જ તેનું આનંદથી પાલન થાય છે. જો સત્ય ન હોય તો કોઈ પણ પ્રતિજ્ઞા નભતી નથી.

ચોરે કહ્યું–'મહારાજ! મેં પ્રતિજ્ઞા કરી છે તેનું મારા પ્રાણની પેઠે હું રક્ષણ કરીશ.'

પ્રતિજ્ઞા લઈને ચોર ઘેર આવ્યો. સંતના ચરણોમાં બેસીને તેણે જે વાણી સાંભળી હતી તેથી તેના મનમાં એક આનંદોર્મિ પેદા થઈ. ઘેર જઈને જોયું કે જીવન નિર્વાહ માટે તો હજુ ધન છે તો શા માટે ચોરી કરવી? બીજાનું ધન હરણ કરી તેને શા માટે દુઃખ દેવું જોઈએ? જ્યાં સુધી ધન છે ત્યાં સુધી તેનો ઉપભોગ કરીશ, ત્યાર બાદ જ ચોરી કરવાનો વિચાર કરીશ.

આ પ્રમાણે વિચાર કરી તે ઘરમાં સામાન પડ્યો હતો તે ખાતો રહ્યો. પૈસા હતા ત્યાં સુધી વાપર્યા. એક દિવસ જ્યારે ખાવાની સામગ્રી ખૂટી તો ચોરી કરવાનો વિચાર આવ્યો, મંથન શરૂ થયું.

મહાપુરૂષ મનુષ્યના અંતઃકરણમાં પ્રકાશનું એક નાનુશું કિરણ નાખી દે છે અને તે નાનકડું કિરણ ચૂપચાપ શનૈઃ શનૈઃ વિરાટ રૂપ ધારણ કરી લે છે. પૃથ્વીની અંદર એક નાનકડું બીજ નાખવામાં આવે છે, તો તે ધીરે–ધીરે વિકાસ પામીને મહાન્ વૃક્ષ બની જાય છે. જીવનમાં પણ એ જ ગતિ હોય છે. જીવનમાં વિચારનું એક નાનકડું બી પડી જાય છે અને જો તેમાં વિકસવાની શક્તિ હોય, તો તે એક દિવસ વિશાળ રૂપ ધારણ કરી લે છે. તો ચોરના મનમાં પણ મંથન શરૂ થયું. તે વિચારવા લાગ્યો–' હું અહિંસાના દેવતાની વાણી સાંભળીને આવ્યો છું.' ચોરી કરવામાં હિંસા અનિવાર્ય છે. પરંતુ શું એ સંભવિત છે કે મારૂં કામ પણ બને અને હિંસા પણ ઓછામાં ઓછી થાય?".

ચોરે વિચાર્યું–'કોઈ સાધારણ માણસના ઘરમાં ચોરી કરીશ તો તે બિચારો દુઃખી થઈ જશે. તેના જીવનમાં અનેક મુશ્કેલીઓ ઉભી થશે. તે બિચારો તેના પરિવારનો નિર્વાહ કેવી રીતે કરશે?

તેથી જો ચોરી કરવી જ હોય તો એવી જગ્યાએ કરવી જોઈએ તો ચોરી થાય તો પણ ઘરના માલિકને રોવું ન પડે. તો એવી કઈ જગ્યાએ જઈને ચોરી કરું?

હા, શહેરના રાજા છે ને? તેને ત્યાં ધનની કયાં કમી છે? રાત-દિવસ પારકો માલ આવતો રહે છે અને ખજાનો ભરાતો જાય છે. રાજાના ખજાનામાંથી થોડુંક લઈ લીધું તો પણ શું ઓછું થવાનું હતું? હાથીના ખોરાકમાંથી કીડીએ એક દાણો ઉઠાવી લીધો તો પણ હાથીનું કાંઈ બગડતું નથી અને કીડીનું કામ બની જાય છે તેથી રાજાને ત્યાં જ ચોરી કરવી જોઈએ.

એક દિવસ તે ચોર ખજાના તરફ ચાલ્યો. તાળાઓને બરાબર જોઈ લીધાં, સમજી લીધા. તેની ચાવીઓ બનાવી લીધી. હવે એક દિવસ અર્ધરાત્રિએ શેઠનો પોશાક પહેરી તાળાઓનો ઝૂમખો લઈને ખજાનામાં ચોરી કરવા ચાલી નીકળ્યો.

તે જૂનો યુગ હતો. તે વખતના રાજા પ્રજા પાસેથી કર વસૂલ કરતા હતા ખરા, પરંતુ બદલામાં પ્રજાની સેવા પણ કરતા હતા. પ્રજાના સુખ-દુઃખમાં ભાગ પણ લેતા હતા. એમ નહિ કે રાજા તો મહેલોમાં પડ્યા રહે, પ્રજા દુઃખમાં સબડતી રહે અને રાજાને ખબર પણ ન હોય કે પ્રજા ઉપર કેવું દુઃખ ગુજરે છે.

તે વખતે શ્રેણિક જેવા રાજા અને અભયકુમાર જેવા મંત્રી હતા, કે જે પ્રજામાં દૂધમાં સાકરની પેઠે મળી ગયેલા હતા. તેઓ પ્રાયઃ વેશ બદલીને રાત્રિના સમયમાં ફરવા નીકળી પડતા. તેઓ વિચારતા કે પ્રજાને શું દુઃખ છે અને કયું કષ્ટ છે તે જાણવું જોઈએ. પ્રજાની ફરિયાદ આપણા સુધી ન પહોંચતી હોય તે સંભવિત છે. જો કે અમારી પાસે ગમે તે માણસ ગમે ત્યારે આવી શકે છે, છતાં પણ સંભવિત છે કે માણસોમાં આપણા સુધી આવવાની અને કહેવાની હિંમત ન હોય. પરંતુ આપણામાં તો

એટલી હિંમત હોવી જોઈએ કે આપણે પ્રજાનો અવાજ સાંભળી શકીએ. માણસો રાત્રિના સમયે પોતપોતાના ઘરમાં બેસી ખુલ્લા દિલથી વાતો કરે છે તેથી તે વાતં છૂપી રીતે સાંભળવાથી પ્રજાની સ્થિતિ કેવી છે, તેઓ સુખી છે કે દુઃખી, તેની યથાર્થ જાણકારી મેળવી શકાય.

આ પ્રમાણે વિચાર કરી રાજા અને મંત્રી ઘણી વખત રાત્રિના સમયે શેરીઓમાં છૂપે વેશે જતા. તે દિવસે પણ બંને વેશ પરિવર્તન કરી રાજમહેલથી નીકળ્યા. આ તરફથી તેઓ જઈ રહ્યા હતા અને પેલી તરફથી શેઠ બનેલો ચોર આવતો હતો. અકસ્માત તેઓ મળ્યા. રાજાએ પૂછ્યું, "કોણ એ ?

હવે સત્યનું પાલન કરવાનો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો. સત્ય-પાલનની કસોટી આવી પહોંચી. તે સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરીને આવ્યો હતો અને પહેલી વાર આ અગ્નિ-પરીક્ષાનો અવસર આવ્યો હતો. ચોર ક્ષણભર ક્ષોભ પામ્યો, જરા અટક્યો, પરંતુ શીઘ્ર હોશિયાર બન્યો. તેણે વિચાર કર્યો, ગમે તે થાય, સત્ય જ બોલવું જોઈએ. મારા નિયમની આ કસોટી છે!

ચોર હજુ વિચાર કરે છે ત્યાં તો એ જ પ્રશ્ન તેના કાનમાં ટકરાયો—'કોણ એ ?'

ચોરે ઉત્તર આપ્યો—"ચોર" અને તે આગળ ચાલતો થયો.

ચોરનો ઉત્તર સાંભળી રાજા અને મંત્રી મંદ-મંદ હસવા લાગ્યા. અને ચોર તો દૂર નીકળી ગયો. રાજાએ મંત્રીને કહ્યું—'આ તો કોઈ ભલો માણસ લાગતો હતો. આપણે નકામો તેને રોક્યો.'

મંત્રીએ ઉત્તર આપ્યો—'જી હા, ત્યારે તો એવો જ ઉત્તર મળ્યો. ચોર પોતાના મોઢેથી કદી પોતાને ચોર બતાવે ? તે તો

સાહૂકાર કહીને જ પોતાનો પરિચય આપે. ચોરને પોતે ચોર છે એવું કહેવાની હિંમત જ હોતી નથી.'

રાજા અને મંત્રી વાતો કરતા આગળ વધ્યા અને શેઠ બનેલો ચોર ખજાનાના દરવાજા ઉપર પહોંચ્યો. ત્યાં પહેરેદારે પૂછ્યું, 'કોણ છે ?'

ચોર ક્ષોભ પામ્યા વિના ઉત્તર આપ્યો—' ચોર છું '

પહેરેદારે એ સાંભળ્યું તો વિચાર્યું કે ચોર નથી કોઈ રાજ્ય-અધિકારી સમજીને તેને જવા દીધો. ચોરે ખજાનાનું તાળું ખોલ્યું. અંદર જઈ બધું જોયું. રાજાનો ખજાનો પુષ્કળ સંપત્તિના ભંડારથી ભર્યો હતો. તેમાં ચોરે બહુમૂલ્ય ઝવેરાતના ચાર ડબા જોયા. અને તે જ તેને પસંદ આવી ગયા. તેમાંથી બે ડબા તેણે ઉપાડી લીધા અને ખજાનાના તાળા બંધ કરી ચાલતો થયો. તે વિચારવા લાગ્યો કે—' આ બે ડબાથી તો ઘણો વખત કામ ચાલશે. વધુ શા માટે લેવા ?'

ચોર પાછો જતો હતો ત્યાં સંયોગવશ રાજા અને મંત્રી સામે મળ્યા. રાજાએ મંત્રીને કહ્યું—' પૂછો તો ખરા કે તે કોણ છે ?' મંત્રી બોલ્યા—' પૂછીને શું કરવાનું છે ? આ તો તે જ શેઠ છે, જે પહેલાં મળ્યા હતા. તેમણે તે વખતે ચોર રૂપે ખોટો પરિચય આપ્યો હતો, તો શું પૂછવું ?'

પરંતુ ચોર સામે આવ્યો તો રાજાના મનમાં કુતૂહલ પેદા થયું અને તેણે પૂછ્યું,—' કોણ ?'

ચોર—' એક વાર તો હું બતાવી ચૂક્યો છું કે હું ચોર છું. હવે શું બતાવવાનું બાકી રહ્યું ?'

રાજા—ક્યાં ગયો હતો ?

ચોર—ચોરી કરવા.

રાજા—ક્યાં ચોરી કરવા ગયો હતો ?

ચોર—બીજે ક્યાં જાઉં ? સાધારણ ઘરમાંથી ચોરી કરવાથી ભૂખ કેવી રીતે મટે ? મહારાજાને ત્યાં જ ગયો હતો.

રાજા—શું લઈ આવ્યો ?

ચોર—ઝવેરાતના બે ડબા ચોરી લાવ્યો છું.

રાજાએ જાણ્યું કે આ માણસ તો મજાક કરી રહ્યો છે. રાજા અને મંત્રી મહેલોમાં પાછા આવ્યા અને ચોર પોતાને ઘેર પહોંચી ગયો.

સવારે ખજાનચીએ ખજાનો ખોલ્યો તો માલુમ પડ્યું કે ઝવેરાતના બે ડબા ગૂમ થયા છે. ખજાનચીએ વિચાર્યું કે ચોરી થઈ છે તો તે અવસરનો હું પણ શા માટે લાભ ન લઉં ? અને એવું વિચારી તેણે ઝવેરાતના બે ડબા પોતાને ઘેર પહોંચાડી દીધા અને ત્યારબાદ રાજા પાસે જઈને બોલ્યો, 'મહારાજ ! ખજાનામાં ચોરી થઈ છે અને ઝવેરાતના ચાર ડબા ચોરાયા છે.'

રાજાએ પહેરેગીરોને બોલાવ્યા અને પૂછ્યું કે ચોરી કેવી રીતે થઈ ?

પહેરેગીરે કહ્યું, 'અન્નદાતા ! રાત્રે એક માણસ આવ્યો હતો જરૂર, પરંતુ મેં તેને પૂછ્યું તો તેણે પોતાને ચોર બતાવ્યો. તેણે પોતાને ચોર બતાવવાથી મેં વિચાર્યું કે તે એમ હોઈ શકે નહિ, પરંતુ આપના મોકલેલ કોઈ અધિકારી હશે. ચોર પોતાને થોડો ચોર તરીકે ઓળખાવે ?'

રાજા વિચારવા લાગ્યા—'એ ચોર તો ખૂબ ચાલાક નીકળ્યો.. વાસ્તવમાં તે ચોર જ હતો, સાહૂકાર નહિ. પરંતુ સાધારણ ચોરમાં એટલી હિંમત કે બળ હોતા નથી. માલૂમ પડે છે કે તેને સત્યનું બળ પ્રાપ્ત થયું છે. તે કોઈ મહાપુરુષના ચરણોમાં પહોંચેલ હોય

એમ લાગે છે. તે ચોર તો છે, પરંતુ તેનો રાહ બદલાવવા તેના ઉપર સત્યનું જાદુ કરવામાં આવ્યું લાગે છે. તેણે બધું સાચું જ કહ્યું છે.'

મંત્રીએ કહ્યું,—' ગમે તેમ હોય, ચોરનો પત્તો તો લાગવો જ જોઈએ. નહિતર આ પ્રમાણે ચોરી થતી રહે તો ખજાનો ખાલી થઈ જાય.'

બસ, શહેરમાં ઢંઢેરો પીટાવવામાં આવ્યો કે જેણે રાત્રે ખજાનામાં ચોરી કરી હોય તે રાજાના દરબારમાં હાજર થઈ જાય.

માણસોએ ઢંઢેરો સાંભળ્યો તો વાતો કરવા લાગ્યા કે શું રાજા પાગલ તો થઈ ગયા નથી? શું આ રીતે ચોર પકડાય? ચોર શું પોતાની મેળે હાજર થઈ કહે કે મેં ચોરી કરી છે? વાહ રે બુદ્ધિમત્તા!

પરંતુ ઢંઢેરો તો પીટાતાં પીટાતાં ચોરના ઘર સુધી પહોંચ્યો. ઢંઢેરો સાંભળી ચોર મનમાં વિચારવા લાગ્યો—' મારા સત્યની એક બીજી પરીક્ષા થાય છે. સત્યની અજેય અને અમોઘ શક્તિને તો હું પરખી ચૂક્યો છું. હવે ત્યાંથી પાછા વળવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. રાત્રે મેં જે સ્પષ્ટતાપૂર્વક મારું રૂપ દર્શાવ્યું હતું, તે જ અત્યારે પણ હું બતાવીશ અને સત્યને માટે મારા જીવનનો દાવ લગાવી દઈશ.'

ચોર સત્યથી પ્રેરિત થઈને સિપાહીઓને કહેવા લાગ્યો— "ચોરી મેં કરી છે."

સિપાહીઓ તેને રાજા પાસે લઈ ગયા. રાજાએ મંત્રીને કહ્યું, ' અરે! આ તો એ જ રાતવાળો ચોર!' પછી રાજાએ પૂછ્યું— ' તમે ચોરી કરી છે?'

ચોર—' જી હા, એ તો મેં પહેલાં પણ બતાવ્યું જ હતું.'

રાજા—" ઠીક, તમે શેની શેની ચોરી કરી છે?"

ચોર—'આ પ્રશ્નનો ઉત્તર પણ મેં રાત્રે આપી દીધો છે. મેં ખજાનામાંથી ઝવેરાતના બે ડબાની ચોરી કરી છે.'

રાજા—'પરંતુ ખજાનામાંથી તો ચાર ડબા ગૂમ થયા છે!'

ચોર—"હું તો બેજ લઈ ગયો છું. બાકીના બે વિષે હું કાંઈજ જાણતો નથી. મોતના મોઢામાં પહોંચીને પણ હું તો સત્ય જ બોલું છું. મારે જો ખોટું બોલવું હોય તો સ્વેચ્છાથી હું અહીં આવત જ નહિ. મહારાજા! સાંભળો. ભગવાન મહાવીરના સમવસરણમાં જઈને મેં ધર્મોપદેશ સાંભળ્યો હતો. હું ચોરી છોડી ન શક્યો, કારણ કુટુંબનું ભરણપોષણ કરવાનું હતું. તેથી મેં સત્ય બોલવાની પ્રતિજ્ઞા કરી છે. અને સત્યે જ મને બળ પ્રદાન કરેલું છે, જેથી હું આજે આપની સમક્ષ સ્વેચ્છાપૂર્વક ઉપસ્થિત થઈને મારો ગુન્હો છૂપાવતો નથી, પરંતુ સાચું જ કહી દઉં છું"

રાજા ચોરની વાત ઉપર અવિશ્વાસ કરી ન શક્યા. તેઓ વસ્તુસ્થિતિ સમજી ગયા. કહે છે કે તેની સત્યતાથી પ્રભાવિત બની રાજાએ તેને કોષાધ્યક્ષનું પદ અર્પણ કર્યું. ચોરનું જીવન સુધરી ગયું અને ચોરીનું દૂષણ પણ ગયું

તો હું એ કહેતો હતો કે જીવનનું કર્તવ્ય બજાવતાં જો કોઈ માણસ સત્ય-ભાષણની પ્રતિજ્ઞા કરી લે અને તેનાથી વિચલિત ન થાય તો તેના જીવન-ક્ષેત્રમાં ચોરી, વ્યભિચાર વગેરેના ઝેરી અંકુરો વિકસી શકતાં નથી. સંસારનું પ્રચંડમાં પ્રચંડ બળ પણ સત્ય સામે ટકી શકતું નથી જો મનુષ્ય સત્યની ઠીક પૂજા કરતો રહે, હૃદયની સર્વ ભાવના કેંદ્રિત કરીને સત્યની ઉપાસના કરતો રહે, તો તે પોતાના જીવનને સુંદર, મંગળમય અને આદર્શ બનાવી શકે છે.



# ૨

## સત્યની ત્રિવેણી

અહિંસા અને સત્ય—એ બે આપણા જીવનના બે અંગ છે. વ્યક્તિ હોય કે પરિવાર, સમાજ હોય કે દેશ, ગૃહસ્થ હોય કે સાધુ, દરેકના જીવનની આ જ બે પાંખો છે. જીવનમાં અહિંસા હોય પરંતુ સત્ય ન હોય તો તે અહિંસા વિકસતી નથી, સફળ થતી નથી. સત્યના અભાવમાં અહિંસાની બાજુ ઢીલી રહેશે. તેથી ઉલટું આપણે સત્ય પ્રત્યે તો આગ્રહશીલ બની જઈએ, પરંતુ તેની પૃષ્ઠ ભૂમિમાં અહિંસા ન હોય, સત્ય કોરા સત્ય રૂપે રહે અને તેમાં અમૃત-સંચાર કરનાર દયા અને કરુણાનું મોજું ન ઉછળતું હોય કે પ્રેમની ભાવના ન હોય તો તે એકલું સત્ય આપણા જીવનમાં પ્રકાશ આપી શકતું નથી. તેથી અહિંસા અને સત્ય એ જીવનના બે પાસા છે, બે પાંખ છે. આપણા આચાર્ય કહે છે કેઃ—.

**यथोभयाभ्यां पक्षाभ्यामाकाशे पक्षिणो गतिः ।**

આકાશમાં પક્ષી ઉડવા ઇચ્છે છે અને ઉડ્ડયન માટે આકાશ તેની સામે છે, પરંતુ જો તેની ડાબી પાંખ તો ઠીક હોય, પરંતુ જમણી પાંખ મજબુત ન હોય તો તે પક્ષી ઉડી શકતું નથી. તે પ્રમાણે જમણી પાંખ મજબુત હોય, પરંતુ ડાબી પાંખ પણ ઠીક કામ કરતી ન હોય તો પણ તે ઉડ્ડયન કરી શકતું નથી.

આપણને તો માનવ જીવન, મનુષ્ય જાતિનું જીવન મળ્યું

છે. તેને ધસડવાનું નથી આ જીવન કાંઈ સાધારણ જીવન પણ નથી. તે પશુઓની પેઠે નીચે જવા માટે કે રાક્ષસોની પેઠે અધઃપતન માટે મળતું નથી. જે કીડાઓ જમીનની અંદર જગ્યાઓ શોધ્યા કરે છે અને અંદર ભરાવાનો પ્રયત્ન કરે છે તેના જેવું મનુષ્યનું જીવન નથી. આ જીવન તો ઉડ્ડયન માટે છે. પરંતુ મનુષ્ય ઉડ્ડયન કરવા ઇચ્છશે તો તે ધનના બળ ઉપર ઉડી શકશે નહિ જાતિ ઐશ્વર્ય કે અધિકારના ભરોસે પણ ઉડી શકાતું નથી. સંસારમાં ઘણાય મનુષ્યોને એ ચીજો તો મળી અને કોણ જાણે કેટલાય સમ્રાટો આવ્યા, પરંતુ ધન, ઐશ્વર્ય અને અધિકારની સાથે જ જમીનમાં સમાઈ ગયા. તેઓ પૃથ્વીને ધ્રૂજાવતા આવ્યા અને લથડતા ચાલ્યા ગયા.

મકબરોમેં પૈર ફૈલાયે હુએ સોતે હૈં વહ;
યા જમીં સે આસમાં તક, જિનકા શોહરા એક દિન.

સૌથી પહેલાં તો તેમનું નામ જ રહ્યું નથી અને જો રહ્યું તો તે ઘૃણા અને તિરસ્કારનું સૂચક બન્યું. એવી સ્થિતિમાં તેમનો વૈભવ અને ઐશ્વર્ય શું કામ આવ્યાં? આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે સંસારમાં મનુષ્ય-જીવનનું જે મહત્વ છે તે ઊંચે ઉડવામાં જ છે. અન્ય કોઈ શક્તિ તેને ઊંચું ઉડાવી શકતી નથી. જીવનને ઊંચું ઉડાવવાની શક્તિ તો માત્ર અહિંસા અને સત્યમાં જ છે.

અહિંસા પછી સત્ય આવે છે. સત્યનું આચરણ કરતાં પહેલાં સત્યને સમજી લેવું જોઈએ. સત્ય શું છે, તે સંબંધી આપણા મહાન્ આચાર્યોએ ઘણું કહ્યું છે, વ્યાખ્યાની દૃષ્ટિથી પણ અને વ્યુત્પત્તિની દૃષ્ટિથી પણ. સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણ, જે શબ્દનો પતો લગાવે છે કે શબ્દ કેવી રીતે બન્યો અને કેવી રીતે આગળ વધ્યો, તે સત્યના સંબંધમાં કહે છે કે:—

सद्भ्यो हितं सत्यम्

જે સજ્જનતાનો સંદેશો લઈને ચાલે છે, જેમાં સજ્જનતાની સદ્‌ભાવના હોય છે, જે સત્ વર્તન છે તે સત્ય છે.

જેનો કદી નાશ થતો નથી, તે સત્ છે. જેનો નાશ થઈ જાય તે સત્ કેવી રીતે હોઈ શકે? તે તો અસત્ થયું. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः । —गीता**

અર્થાત્ જે અસત્ છે તેનો કદી જન્મ થઈ શકતો નથી અને જે સત્ છે તેનો કદી વિનાશ થઈ શકતો નથી.

આત્મા સત્ છે અને જ્યારે સત્ છે તો તે અનંત–અનંત કાળ પહેલાં પણ હતો, વર્તમાનમાં પણ છે અને અનંત–અનંત ભવિષ્યમાં પણ રહેશે. સંસારના અનંત પદાર્થો પણ અતીતમાં હતાં. વર્તમાનમાં છે અને અનાગતમાં પણ રહેશે. આ પ્રમાણે સત્‌માંથી અસત્ અને અસત્‌માંથી સત્ થતું નથી.

તો આત્માના કલ્યાણ માટે જે મુખમાંથી નીકળે છે તે પણ સત્ય છે, મનથી વિચારવામાં આવે છે તે પણ સત્ય છે અને કાયાથી કરવામાં આવે છે તે પણ સત્ય છે. તેથી જ્યારે સત્યની વાત આવી ત્યારે ભગવાન મહાવીરે કહ્યું છે કે—

**मणसच्चे, वयसच्चे, कायसच्चे ।**

હે સાધક! તારું મન પવિત્ર હોવું જોઈએ. તારા મનમાં ઉદારતા બિરાજેલી રહેવી જોઈએ. તારું મન નાનું ન બની જાય, પરંતુ વિરાટ અને વિશાળ બને. તારા મનમાં તું જ આસન જમાવીને બેસતો નહિ. તારી જ આવશ્યકતાઓ અને કલ્પનાઓ તારા મનમાં વ્યાપી ગઈ અને બીજાને સ્થાન ન મળ્યું તો સમજી લે કે મારું મન સત્ નથી. તારું તે મન અસત્ છે. જે મનમાં વિચારોની પવિત્રતા રહે છે તે જ મન સત્ છે અને તે જ મનનું સત્ય છે.

જે અંતરંગમાં હોય, જે અંતર્જીવનમાં હોય, તેનું જ મોઢાથી ઉચ્ચારણ થાય, જનકલ્યાણની દષ્ટિથી અને સ્વ-કલ્યાણની દષ્ટિથી જે વાણી મુખથી બહાર નીકળતી હોય તે સત્ય છે. મનમાં કાંઈ બીજું હોય અને વાણી દ્વારા કાંઈ બીજું આવે તેવું થવું ન જોઈએ. પરંતુ જ્યાં સુધી મનમાં સત્ય ન હોય ત્યાં સુધી વચનનું સત્ય કામ આવતું નથી. મનમાં સત્ય હશે તો જ વાણીમાં સત્ય રહેશે. મનની સત્યતા જ વાણીના સત્યનું રૂપ ગ્રહણ કરે છે. મનમાં વિષમ ભાવ આવે તો વાણી પણ વિષમ બની જાય છે. મનની સચ્ચાઈના અભાવમાં વાણી અસત્ય જ ગણાશે.

એ પ્રમાણે જે મનથી વિચારવામાં આવે છે અને-વાણીથી બોલવામાં આવે છે, તેને જ જીવનમાં ઉતારવું, તેને જ અનુરૂપ આચરણ કરવું તે કાયાની સચ્ચાઈ છે. સાધક! તારા હાથ, પગ અને શરીરની સમસ્ત ચેષ્ટાઓ જો તારા મન અને વચનને અનુસરીને જ કામ કરતાં હશે તો તું સાચો છે.

मनस्येकं वचस्येकं, काये चैकं महात्मनाम्।
मनस्यन्यद् वचस्यन्यत् काये चान्यद् दुरात्मनाम्॥

મહાત્મા કોણ છે અને દુરાત્મા કોણ છે? મહાત્માનો આત્મા ઊંચો હોય છે અને દુરાત્માનો નીચો. દુરાત્મા અંધકાર તરફ જનાર આત્મા છે અને મહાત્મા અંધકારથી પ્રકાશ તરફ જનાર છે.

મહાત્માના મનમાં એક જ વાત હોય છે અને વચનમાં પણ એક જ વાત હોય છે. જે મનમાં હોય છે તે જ વચનમાં હોય છે. વચન પણ જે પહેલાં કહેલું હોય છે તે જ બાદમાં કહેવાય છે. હમણાં કાંઈક કહ્યું અને થોડી વાર પછી બીજું જ કાંઈ કહ્યું એવું હોતું નથી. તેની સાથે કર્મ અને આચરણ પણ એક જ હોય છે. આ પ્રમાણે ધર્માત્માના મન, વચન અને તનમાં એકરૂપતા રહે છે. સંત મનુષ્યની ત્રણે શક્તિઓને એક સૂત્રમાં પરોવી

દે છે. જ્યારે એક જ ભાવનાથી અનુપ્રાણિત બની મન, વચન અને તન કદમ સાથે કદમ મેળવીને સૈનિકોની પેઠે દોડે છે અને પરમાત્મ-પ્રકાશની તરફ દોડે છે ત્યારે આપણે સમજી શકીએ છીએ કે તે મહાત્માઓની વાત છે. મહાપુરુષોનું લક્ષણ છે.

તેથી ઉલટું મનમાં કાંઈક જુદા વિચારો હોય, ખટપટ અને ગરબડ મચેલી હોય અને વચનથી કાંઈક જુદું પ્રકટ કરવામાં આવતું હોય, મનમાં કાંટાના ઝુંડ તૈયાર કર્યા હોય, કાંટા ભોંકવાની તૈયારી હોય, પરંતુ વચનથી અમૃત છાંટવામાં આવતું હોય અને આચરણનો વખત આવતાં ત્રીજું જ રૂપ ગ્રહણ કરવામાં આવે તો સમજી લો કે તે દુરાત્માનું લક્ષણ છે.

સાધનાની પવિત્રતાનું જીવન તો અખંડ જ રહે છે, તેના ટુકડા બનતા નથી. તે એકરૂપ હશે, વિરૂપ નહિ. તેમાં સુસંગતિ હોય છે, વિસંગતિને અવકાશ મળતો નથી. જીવનની આ અખંડતા, એકરૂપતા અને સંમતિ જ સત્યનું સ્વરૂપ છે. આપણા જીવનમાં જેટલે જેટલે અંશે વિરૂપતા અને અસંગતિ વિદ્યમાન હશે, સમજી લેવું કે તેટલે અંશે અસત્ય છે.

સાધનાના માર્ગ ઉપર આવનારે, જીવનને મહિમામય બનાવવાની ઇચ્છા રાખનારે નિરંતર સાવધાન રહેવું પડશે. તેણે સમજવું જોઈએ કે સત્યની સાધના અહિંસાની સાધનાથી કાંઈ ઓછી નથી!

આજકાલ અહિંસાને સ્થૂળ રૂપ આપી દીધું છે, તેથી માણસો અહિંસાનું નાટક તો ખેલી દે છે, પરંતુ સત્યનું આચરણ એટલું બધું સૂક્ષ્મ છે કે તેના દ્વાર ઉપર પહોંચતા જ પગ લથડવા માંડે છે. ભગવાન મહાવીરનો એ માર્ગ નથી. ભગવાનનો ઉપદેશ છે કે જેટલા કદમ તમે અહિંસાના માર્ગ ઉપર મૂકો છો તેટલા સત્યના માર્ગ ઉપર પણ મૂકવા જોઈએ. સત્યને ઠોકર મારીને, અપમાનિત કરીને, અહિંસાનો સત્કાર અને સન્માન કરી શકાય

નહિ. તેથી અહિંસાની સાધના માટે સત્યની અને સત્યની સાધના માટે અહિંસાની ઉપાસના આવશ્યક છે.

કોઈ માણસ તમને સાકર ખાવા માટે કહે છે. જ્યાં સાકર આપવા માંડે છે ત્યારે કહે છે કે-લ્યો, આ સાકર તો છે, પણ મીઠી નથી. આપ વિચારમાં પડી જશો કે સાકર છે અને તેમાં મિઠાશ નથી તેનો અર્થ શું? અગ્નિ હોય પરંતુ તેમાં ઉષ્ણતા ન હોય તો અગ્નિ કેવો? કોઈ ફૂલ આપે અને કહે કે તેમાં દુર્ગંધ છે, તો શું આપ વિચારશો નહિ કે દુર્ગંધવાળું ફૂલ કેવી રીતે હોય? ઘી હોય, પરંતુ તે સ્નિગ્ધ ન હોય તો તે કેમ બને? આ બધી વાતો આપને અટપટી લાગશે, આપ તેની વ્યાખ્યા કરી શકશો નહિ.

તે જ પ્રમાણે, સાધુ કે શ્રાવક તો હોય, પરંતુ સત્ય નથી એ કહેવું પણ અટપટું અને અર્થહીન છે. સાધુ હોવા છતાં પણ સત્ય ન હોવું તેનો અર્થ એ છે કે અગ્નિ તો છે, પરંતુ ઉષ્ણતા નથી. તાત્પર્ય એ છે કે જ્યાં સત્યની અગ્નિ છે, ત્યાં જ સાધુત્વ કે શ્રાવકત્વ ટકી શકે છે. જ્યાં ગરમી નીકળી ગઈ ત્યાં જીવન નિષ્પ્રાણ થઈ ગયું. હું બતાવી ચૂક્યો છું કે જ્યાં સુધી મનુષ્યના જીવનમાં તેજની ધારા વહી રહી હોય, શરીરનું એકેક અંગ ગરમીથી ગરમ હોય ત્યારે જ મનુષ્ય જીવિત હોય છે. જ્યારે ગરમી નીકળી જાય છે ત્યારે શરીર ઠંડું પડી જાય છે અને આપ સમજી જાઓ છો કે તે મૃતદેહ છે. મૃતદેહ સડે છે, લડતો નથી. તો જો સાધુ-જીવનમાંથી કે ગૃહસ્થ જીવનમાંથી સચ્ચાઈ નીકળી જાય છે, તે પછી ગમે તેટલો દંભ કરે અને ઉપરની બનાવટ કરે પરંતુ તેને સફળતા પ્રાપ્ત થતી નથી. ધુમાડાના વાદળો વરસવા માટે હોતા નથી. તેઓ વિખરાવા માટે હોય છે અને એકેક ક્ષણ વિખરાવા માટે હોય છે. તે વાદળો આ ભૂમિ ઉપર વરસીને તેને તૃપ્ત કરી શકતા નથી.

જ્યાં સત્ય વિદ્યમાન છે ત્યાં છળ કપટ ટકી શકતું નથી: સંસારની સમસ્ત બૂરાઈઓ સત્યની સામે કાંપવા લાગે છે કદાચિત્ અંતઃકરણની નિર્બળતાના કારણે જીવનમાં દૃઢતા સાથે સત્યને પકડી ન શકાય અને તે નિર્બળ પડી જાય તો પછી બૂરાઈઓ સ્વેચ્છાપૂર્વક ખેલવા માંડશે. પરંતુ જ્યાં સુધી જીવનના ક્ષેત્રમાં સત્ય જાગ્રત થાય છે ત્યાં સુધી બૂરાઈઓ પાસે આવવાની હિંમત પણ કરતી નથી. મેં બતાવ્યું હતું કે ચોરે ચોરી તો ન છોડી પરંતુ સત્યનો નિયમ લઈ લીધો, તો ચોરી પણ વધુ વખત સુધી ટકી ન શકી. જ્યારે સંતે તેના જીવનમાં સત્યને ઉતારી દીધું, તો ચોરીને પણ રવાના થવું પડયું. આ પ્રમાણે સત્યનો પ્રબળ પ્રકાશ આપણા જીવનને સંપૂર્ણ જ્યોતિર્મય બનાવી શકે છે.

માણસો કહે છે કે હું સત્યને ગ્રહણ તો કરું, સત્યના માર્ગ ઉપર ચાલું, પરંતુ વાસ્તવમાં તે માર્ગ ઘણો મુશ્કેલ છે. તેના ઉપર આગળ કેવી રીતે વધી શકાય? સત્ય બોલવું તો ઘણું મુશ્કેલ કાર્ય છે અને ખોટું બોલવું સરળ છે. આનો અર્થ એ થયો કે જીવનમાં સત્યને લાવવું તો છે, પરંતુ જ્યારે જીવનમાર્ગમાં પુરૂષાર્થ કરવો પડે છે, તો સત્ય ઉપર ટકવું મુશ્કેલ થઈ જાય છે પરંતુ ખરેખર જોવામાં આવે તો દેખાશે કે આ વિચારના મૂળમાં દુર્બળતા જ છે. વ્યવહારમાં જુઓ તો પણ જાણી શકશો કે પહેલાં સત્ય રહ્યું છે કે અસત્ય. જ્યાં સુધી માનવ બાળક રૂપે રહ્યો, તેની જીંદગી બચપણમાં વ્યતિત થઈ, દુનિયાની છાપ તેના ઉપર પડી નહિ ત્યાં સુધી તે સત્યમાં રહ્યો કે અસત્યમાં? નાના બાળકો જીવનના પ્રારંભમાં ખોટું બોલવાનું જાણતા નથી તેઓ જે કાંઈ હૃદયમાં હોય તે સ્પષ્ટ કહી દેવા ઇચ્છે છે. ધીરે ધીરે તેમનામાંથી સત્યનો અંશ નીકળી જાય છે અને તેઓ ખોટું બોલવાનું શરૂ કરે છે; બલ્કે ખોટું બોલવા માટે તેમને તૈયાર કરવામાં આવે છે.

અસત્ય બોલવાની શિખામણ તેને માતા-પિતા તરફથી મળે છે, ભાઈ-બહેન તરફથી મળે છે અને બીજા પારિવારિક જનોથી મળે છે. તેને મૂળ વાતને છુપાવવાનું શીખવવામાં આવે છે અને કહેવામાં આવે છે કે—"વાત તો આમ જ છે, પરંતુ એવું કહેતો નહિ, જો, આ પ્રમાણે કહેજે."

તો પરિણામ શું આવ્યું? બાળકનું જીવન સ્વભાવત: સત્ય તરફ ચાલી રહ્યું હતું અને તે સાફ સાફ સાચી વાત કરતો હતો, તે સત્યમય જીવન લઈને આવ્યો હતો, પરંતુ દુર્ભાગ્યથી પરિવાર-વાળાઓના અને બીજાઓના જીવને તથા ઉપદેશે તેને અસત્યનો માર્ગ પકડાવી દીધો.

સાચું તો એ છે કે સત્ય બોલવાનું શીખવવાની પણ જરૂર પડતી નથી. સત્ય તો માણસને ગળથૂથીમાં જ મળે છે. તે માનવ જીવનનું અનિવાર્ય અંગ કે સાથી છે. જો કોઈ પણ વસ્તુ શીખવવાની જરૂર પડતી હોય તો તે છે અસત્ય! અસત્યને જીવન ઉપર બોજાની માફક લાદવામાં આવે છે. સત્ય જીવનનું સ્વરૂપ છે અને અસત્ય જીવનનું વિરૂપ છે.

આજે માણસોની શી સ્થિતિ છે? તેઓ સત્યથી દૂર ચાલ્યા ગયા છે. અસત્યના મેદાનમાં ઉભા રહ્યા છે, દુકાનમાં, ઓફીસમાં, રાજનીતિના ક્ષેત્રમાં, સમાજમાં, જાતિમાં, ત્યાં સુધી કે ધાર્મિક ક્ષેત્રમાં પણ અસત્યે અડ્ડો જમાવી દીધો છે. જીવનની ચારે બાજુ અસત્યનું સામ્રાજ્ય વ્યાપ્યું છે. તેથી આજે કહેવામાં આવે છે કે સાચું બોલવાનું શીખવું પડે છે.

એક સજ્જને મને એક પરિવારની વાત બતાવી. કોઈ માણસ તેને મળવા આવેલ હતો તે ઘરધણીને અવાજ દેવા લાગ્યો. ઘરનો માલિક ઘરમાં જ હતો, પરંતુ પરિસ્થિતિ વશ આગંતુક સાથે મળવા ઈચ્છતો ન હતો. આગંતુક પણ જલદી પાછો જાય તેમ ન હતો

ે દ્વાર ઉપર ઉભો જ રહ્યો અને અવાજ ઉપર અવાજ દેવા લાગ્યો. નિરૂપાય બનીને ઘરના માલિકે પોતાના નાના બચ્ચાને કહ્યું—"નીચે જઈને આવેલ માણસને કહી દે કે બાપુજી ઘરમાં નથી." તે બાળકે જઈને કહ્યું—"બાપુજી કહે છે કે બાપુજી ઘરમાં નથી."

આટલું સાંભળીને આગંતુક બેધડક ઉપર આવ્યો અને બોલ્યો, 'મહેરબાન! આ બધું શું છે? તમે ઘરમાં છો અને ના કહેવડાવો છો?' ઘરના માલિકે પૂછ્યું, "હું ઘરમાં છું તે આપ કેવી રીતે જાણી શક્યા?" તેણે ઉત્તર આપ્યો—"આપના આ બાળકે આવીને કહ્યું કે બાપુજી કહે છે કે બાપુજી ઘરમાં નથી." આ સાંભળી તે ઘરનો માલિક પોતાના બાળક ઉપર આંખોમાંથી આગ વર્ષાવવા લાગ્યો. પરંતુ બિચારા બાળકનો શું વાંક? તે ખોટું બોલવાની કળામાં નિષ્ણાત થયો ન હતો. જ્યારે તે બોલ્યો ત્યારે સરળ ભાવથી તેના મોઢામાંથી સાચુ જ નીકળી પડ્યું.

તાત્પર્ય એ છે કે સંસારમાં આજ સર્વત્ર અસત્યનું સામ્રાજ્ય છે અને બાળકોને પણ અસત્ય બોલવાની જ શિક્ષા આપવામાં આવે છે. બાળકોને શીખવવામાં આવે છે કે સત્ય તો બોલો, પરંતુ અમારી સામે જ સત્ય બોલો અને બાકી બધે ખોટું બોલો. પરંતુ બહાર ખોટું બોલવાની શિક્ષા મેળવીને બાળકને અસત્ય બોલવાની ટેવ પડી જાય છે અને પછી તો તે મા-બાપ પાસે પણ ખોટું જ બોલવા લાગી જાય છે. ત્યારે તેને મારવામાં આવે છે અને મા-બાપ પૂછે કે ખોટું કેમ બોલે છે? તેનો અર્થ એ થયો કે જ્યાં કોઈ પણ જાતના સ્વાર્થનો પ્રશ્ન હોય ત્યાં જૂઠ બોલવાનું મા-બાપ શીખવે છે અને જ્યારે પોતાનું કામ હોય ત્યારે સાચું બોલવાનું કહે છે. બાળક સામે આ વિચિત્ર સમસ્યા આવી પડે છે. તેની કોમળ બુદ્ધિ આ સમસ્યાનું નિરાકરણ કરવા સમર્થ

હોતી નથી અને તેનું જીવન અસત્યના અંધકારમાં ડૂબી જાય છે.

થવું એ જોઈએ કે તમારાં સંતાનો જ્યાં ક્યાંય જાય, કોઈ પણ દેશમાં જાય ત્યાં તેઓ તમારી વાત સમજી શકે, તમારી પ્રતિષ્ઠા વધારીને પાછા આવે અને ત્યાં તમારી સ્મૃતિ એવી અમર બનાવી દે કે કદી ભૂલાય નહિ. પરંતુ જીવનમાં આવું બની શકતું નથી, કારણ કે આપણે બાળકના જીવનના પ્રારંભથી જ ખ્યાલ રાખતા નથી. આ તો ત્યારે બને કે પિતાથી ભૂલ થઈ ગઈ હોય તો તે સ્પષ્ટ રૂપે કહે છે કે 'મારાથી આ ભૂલ થઈ ગઈ છે, ભાઈ!' અને તે પ્રમાણે પુત્ર પણ વિનયપૂર્વક પોતાની ભૂલનો સ્વીકાર કરે; ગુરૂ પણ પોતાની ભૂલનો નિષ્કપટ ભાવે સ્વીકાર કરે અને શિષ્ય પણ પોતાની ભૂલ ઉપર પડદો નાખવાનો પ્રયત્ન ન કરે, પરંતુ નિઃસંકોચ ભાવથી તેનો સ્વીકાર કરે.

અત્યારે ગોખલેના જીવનની એક ઘટના યાદ આવી જાય છે. તેઓ પોતાના રૂમમાં બેઠા હતા અને કાંઈક લખવા ઇચ્છતા હતા. નજીકમાં તેમનો નાનો પુત્ર કાંઈક લખતો-વાંચતો હતો. ગોખલેએ કહ્યું, "બેટા ખડિયો લાવ." બાળકે ખડિયો આપ્યો. તેઓ લખવા લાગ્યા. લખી લીધા પછી તેમણે ખડિયો પાછો આપવા માટે હાથમાં ખડિયો લઈ હાથ લાંબો કર્યો. તે વખતે તેમની સમગ્ર ચેતના અને મન પોતાના લેખમાં ડૂબેલાં હતાં અને શૂન્ય મનથી તેમણે હાથને લાંબો કર્યો હતો. પરિણામ એ આવ્યું કે ખડિયો પકડવા માટે બાળક હજુ બરાબર હાથ લંબાવી શક્યો ન હતો ત્યાં તો ગોખલેએ પોતાના હાથમાંથી ખડિયો છોડી દીધો. ખડિયો જમીન ઉપર બિછાવેલી શેતરંજ ઉપર પડીને ફૂટી ગયો અને સાહીથી શેતરંજ રંગાઈ ગઈ. આ જોઈને બાળક ભયભીત બની ગયો અને કાંપવા લાગ્યો અને પત્થરની મૂર્તિની પેઠે સ્થંભિત ઊભો રહ્યો.

ગોખલેએ પૂછ્યું—'બેટા! ખડિયો કેવી રીતે પડી ગયો?'

બાળકે ઉત્તર આપ્યો—'હું તેને બરાબર પકડી ન શક્યો, પિતાજી!' ગોખલેએ તેને થાબડતા કહ્યું, 'એવું ન કહે, બેટા! એમ કહે કે મેં ખડિયો બરાબર તારા હાથમાં પકડાવ્યો ન હતો.' બાળકે ફરી કહ્યું, 'નહિ, પિતાજી! એ વાત નથી. વાસ્તવમાં હું જ તેને બરાબર પકડી ન શક્યો' ત્યારે મહાશય ગોખલે પુનઃ બોલ્યા—'નહિ, બેટા! મારું મન તે વખતે આ લેખમાં હતું અને અન્યમનસ્ક ભાવથી મેં તને ખડિયો આપ્યો હતો. મારે તને ખડિયો પકડાવવાનું કાર્ય કરવાનું હતું તો ચેતના પણ તે તરફ રાખવી જોઈતી હતી. પરંતુ મેં મારા કર્તવ્યનું પાલન બરાબર કર્યું નથી. આ તારી નહિ, મારી જ ભૂલ છે.

આ એક સાધારણ ઘટના લાગે છે, પરંતુ હું સમજું છું કે તે સાધારણ કે નાની ઘટના નથી, પરંતુ એક મહત્ત્વપૂર્ણ ઘટના છે. ખડિયો પડી જવા માટેની ભૂલ પોતાની ઉપર લઈ રહ્યા છે અને પુત્ર પોતાની ઉપર લઈ રહ્યો છે. જે કુટુંબમાં આવી ઘટના ઘટે છે ત્યાં શું અસત્ય કદી પણ વિકસી શકે? આવા ગૃહસ્થોની આસપાસ સત્ય ચમકશે નહિ તો પછી ક્યાં ચમકશે? તે બાળકના મનમાં એ ભાવના ઉત્પન્ન થઈ હશે કે પિતાજી દેશના પ્રતિષ્ઠિત નેતા છે, ઘણી ઉચ્ચતા ઉપર ઉભેલા છે, છતાં પણ પોતાની ભૂલનો સ્વીકાર કરે છે, તેથી તે બાળકને ગર્વ થયો હશે. આ પ્રકારનો ગર્વ મનુષ્યને અંતિમ ક્ષણો સુધી ઝઝૂમીને પણ સત્યની રક્ષા કરવાની પ્રેરણા આપે છે.

સાધારણતઃ સર્વત્ર એ જ કહેવામાં આવે છે કે સત્ય બોલો, અસત્ય ભાષણ ન કરો. પરંતુ વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે બિચારું સત્ય ખુણામાં પડ્યું સડે છે. તેને ગ્રહણ કરવાની કોઈ તૈયારી હોતી નથી. જીવનના ક્ષેત્રમાં પ્રવેશ કરી સત્યની લાંબી લાંબી વાતો તો કરી દીધી, પરંતુ તેનો અમલ કર્યો નહિ, તો પછી આપણા જીવનમાં સત્યનું શું મહત્ત્વ રહ્યું? માણસો સત્યથી

કરે છે અને તેની ઉપાસનાને મુશ્કેલ સમજે છે. પરંતુ હું કહું છું કે સત્ય અને અસત્યના આચરણમાં સત્યનું આચરણ સરળ અને અસત્યનું આચરણ મુશ્કેલ છે.

માની લો કે આજે એક મનુષ્ય સત્ય જ બોલવાની અને અસત્ય ન બોલવાની પ્રતિજ્ઞા કરે છે. હવે તેની જીંદગી પચાસ વર્ષ, સો વર્ષ કે તેથી વધુ લાંબી પણ ભલે હોય, પરંતુ તે પોતાની પ્રતિજ્ઞામાં અટળ રહીને જીંદગી બરાબર રીતે વ્યતિત કરે છે. તે લડથડતો નથી અને મુશ્કેલીઓ આવે તો તેને પણ જીતી લે છે. તેના જીવનમાં એવી કોઈ વાત ઉપસ્થિત થતી નથી કે જેથી પ્રાણોથી હાથ ધોવા પડે.

તેથી ઉલટું બીજો માણસ કદી સત્ય ન બોલવાના અને સદા સર્વત્ર જૂઠું બોલવાનો જ નિયમ ગ્રહણ કરે છે, તો તેની જીંદગી કેટલો લાંબો માર્ગ કાપી શકશે? આપ વિચાર કરશો તો જાણી શકશો કે તે પ્રમાણે એક દિવસ પણ નીકળવો મુશ્કેલ પડશે. એકાંત ભાવથી સત્યનું આચરણ કરતાં કરતાં પૂર્વજોના જીવનો વ્યતીત થઈ ગયા છે અને ગાંધીજી જેવા મહાપુરૂષ આજના યુગમાં તે અતીતના જીવનોની પુનરાવૃત્તિ કરીને પોતાનું સત્યમય સફળ જીવન વ્યતીત કરી ચૂક્યા છે. પરંતુ અસત્યનો નિયમ તો એવો છે કે સમગ્ર જીવન તો શું, એક દિવસ પણ નીકળવો મુશ્કેલ છે. અસત્યનો ઉપાસક ભૂખ લાગતાં ઘેર જઈને ભૂખ લાગ્યાની સાચી વાત કરી દેશે તો પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થશે. પોતાની પ્રતિજ્ઞાના પાલન માટે તેને અસત્ય બોલવું પડશે. તેને કહેવું પડશે, 'ના, મને ભૂખ લાગી નથી. અથવા ભૂખને બદલે તરસ અને તરસને બદલે ભૂખ કહેવી પડશે. આવી સ્થિતિમાં તેની કેવી દુર્દશા થાય તેનું અનુમાન કરવું કઠણ નથી. કદાચ તે ઘરવાળાઓને ચેતવી રાખે કે મેં ખોટું બોલવાનું પણ લીધું છે અને હું બધી વાતો ઉલટી જ કહીશ.

તો પણ એટલું સત્ય બોલવાના કારણે તે પોતાની પ્રતિજ્ઞાથી ચ્યુત થઈ જશે. ભૂખને બદલે તરસ અને તરસને બદલે ભૂખ કહેવા છતાં પણ તેણે એ કહેવું પડશે કે હું સાચું બોલું છું. આ પ્રમાણે અસત્યના નિયમને આધારે એક દિવસ પણ નીકળવો મુશ્કેલ છે. અસત્યભાષીને પણ સત્યનો આશ્રય જબરજસ્તી લેવો જ પડશે.

તો આપણું જીવન અસત્યથી છે એટલું અવશ્ય છે, ચારે બાજુ અસત્યનું જ વાતાવરણ છે, છતાં પણ તે સત્ય ઉપર જ ટકી રહ્યું છે. કોઈ પણ સમાજ કે રાષ્ટ્ર અસત્યના બળ ઉપર જીવિત રહી શકતો નથી.

ભગવાન મહાવીર એક મહાન સિદ્ધાંત લઈને આવ્યા હતા. કોઈ પણ પ્રાણીનું જીવન સત્ય દ્વારા જ ટકી શકે છે. તેમણે જ્યારે સત્ય બોલવાની વાત કરી તો પહેલાં સત્ય વિચારવાનું પણ કહ્યું અને પછી આચરણ કરવાનું કહ્યું, એટલે કે જીવનના પ્રત્યેક અંગમાં સત્યનો પ્રકાશ આવી જવો જોઈએ, આગળ વધવું જોઈએ અને તે ચમકતા પ્રકાશમાં જ જીવનની સમસ્યાનો ઉકેલ નીકળી શકે છે.

દુર્ભાગ્યવશ આજે આપણે સત્ય બોલવાની વાત તો કરીએ છીએ, પરંતુ સત્ય વિચારવાળી વાત કરતા નથી, આચરણની વાત પણ ભૂલી જઈએ છીએ. તેનો અર્થ એ થયો કે આપણે પહેલાંની અને બાદની ભૂમિકાને–મનઃસત્ય અને કાયસત્યને–છોડી દઈએ છીએ; આપણે વચનના સત્યનો ધ્વનિ ગુંજાવતા રહ્યા; પરંતુ જો મન અને કાયાનું સત્ય નહિ હોય તો એટલી બધી ગડબડ પેદા થઈ જશે કે આપણે વાસ્તવિક સત્યને પ્રાપ્ત કરી શકશું નહિ. મનના સત્ય વિના વચનનું સત્ય માત્ર છળ રૂપ સાબિત થશે.

આપણા પુરાણા આચાર્યોએ એક વાત કહી છે. એક માણસે ભૂલથી એક ગાય ખરીદી. જ્યારે તે તેને દોહવા લાગ્યો તો તે લાત મારવા લાગી. એક બે દિવસ આ પ્રમાણે ચાલ્યું. તે માણસ

ગભરાઈ ગયો. તે વિચારવા લાગ્યો કે આ તો બલા ગળે વળગી. દરરોજ ઘાસ વગેરે નાખી હું તેનું પોષણ કરું છું અને બદલામાં તે દૂધને બદલે લાત લગાવે છે. તેણે ગાયને વેચી નાખવાનો વિચાર કર્યો, પરંતુ એવી ગાય ખરીદે કોણ ?

ત્યાં બાજુમાં એક ભગતજી રહેતા હતા. તેઓ માળા ફેરવવામાં પ્રસિદ્ધ હતા તેમણે ભક્તોમાં પોતાનું નામ લખાવ્યું હતું ગાયનો માલિક વિચાર કરીને તેની પાસે ગયો અને બોલ્યો, " ભગતજી ! હું તો લૂંટાઈ ગયો."

ભગતજી બોલ્યા—' કેમ ભાઈ ! શું થયું ? '

તે માણસ—ભગતજી ! હું ગાય ખરીદી લાવ્યો છું તે દૂધ પણ આપતી નથી અને વેચાતી પણ નથી.

ભગતજી—તેની શા માટે ચિંતા કરો છો. ગાય હું વેચાવી દઈશ.

તે માણસ—આપનો ઘણો ઉપકાર થયો. પરંતુ આપ ગાય વેચાવશો કેવી રીતે ?

ભગતજી—ગાયનો કોઈ ખરીદનાર આવે તો તેને મારી પાસે લઈ આવજો.

અંતે એક ખરીદનાર આવ્યો. ગાયને જોઈને બોલ્યો—' ગાય તો સુંદર અને સારી દેખાય છે. દૂધ કેટલું આપે છે ?

ગાયનો માલિક—હું કહું તેમાં શું વળે ? પાડોશમાં જે ભગતજી રહે છે તેને જ પૂછી લો ને !

ખરીદનાર ભગતજી પાસે આવ્યો અને કહ્યું—' મારે આપના પાડોશીની ગાય ખરીદવી છે.'

ભગતજી મૌન રહ્યા અને માળા જપતા રહ્યા.

ખરીદનારે પ્રશ્ન કર્યો—ભગતજી ! તે ગાય દૂધ કેટલું આપે છે ?

ભગતજીએ સામે પડેલા એક પત્થર તરફ ઈશારો કર્યો. ખરીદનાર સમજ્યો કે પત્થર ૧૫ થી ૧૬ રતલનો તો લાગે છે, તો ગાય એટલું દૂધ દેતી હશે.

ખરીદનાર પાછો આવ્યો અને ગાયના માલિકને રૂપિયા ગણી આપ્યા અને ગાય ખરીદી લીધી ગાયના માલિકે કહ્યું—આપે પૂરી તપાસ કરીને ગાય ખરીદી છે, હવે મારી કાંઈ જવાબદારી રહેતી નથી. ખરીદનારે કહ્યું—'બરાબર છે.'

બીજે દિવસે જ્યારે તે ગાય દોહવા બેઠો ત્યારે ગાયે તેના કપાળમાં લાત મારી. તેણે વિચાર્યું કે ગાય નવી જગ્યાએ આવી છે અને અપરિચિત છે, તેથી બે ચાર દિવસમાં ઠેકાણે આવી જશે. બીજે દિવસે પંપાળીને તે ગાય દોહવા બેઠો તો તે દિવસે પણ એ જ સ્થિતિ થઈ. તેને ઘણો ગુસ્સો આવ્યો. તે ગાયવાળાને ઘેર ગયો અને બોલ્યો—"તેં મને ઠગ્યો છે."

ગાયનો મૂળ માલિક બોલ્યો—'મેં તને ક્યારે શું કહ્યું હતું? મેં તો તને કાંઈ કહ્યું નથી અને મારા કહેવા ઉપરથી ગાયનો સોદો થયો નથી.''

વાત તો ઠીક હતી. તે માણસ ભગતજી પાસે પહોંચ્યો. ભગતજી તે વખતે પણ હાથમાં માળા લઈને બેઠા હતા. તેણે ભગતજીને કહ્યું, "તમે મારી સાથે ઘણી અપ્રામાણિકતા કરી છે. ભગતજી! તમારી પાસેથી આવી આશા રાખી ન હતી."

ભગતજી ધીરેથી કહેવા લાગ્યા—'મેં શું અપ્રામાણિકતા કરી છે, ભાઈ?

તે માણસે કહ્યું—'આપે પત્થર તરફ ઈશારો કર્યો હતો ને?

ભગતજી—'મેં તો તને સાચું જ બતાવ્યું હતું કે આ પત્થરમાંથી દૂધ નીકળે તો ગાયમાંથી નીકળે, પરંતુ તારે મગજ નથી, વિચારવાની શકિત નથી. તો ભલા માણસ! હું શું કરું?

મેં તો તને સાચી વાતથી ચેતવી દીધો હતો.'

ખરીદનાર માણસ—'અરે ભગતજી! એમ હતું? હું તો આપના ઈશારાની વાત સમજી શક્યો નહિ. આપનો શું વાંક? મારું જ નસીબ ફૂટેલું છે.'

ભગતજી આટલી વાત કર્યા પછી પણ પ્રસન્ન હતા. તેમને પોતાના ચાતુર્ય ઉપર અભિમાન હતું. તો કહેવાનું તાત્પર્ય એ છે કે કેવળ વાણીનું સત્ય દ્વિઅર્થી પણ હોય છે. તે સત્યના અનેક સ્વરૂપો બતાવી શકાય છે. તેથી ભગવાન મહાવીરે સૌથી પહેલું સ્થાન મનના સત્યને આપ્યું છે. મનનું સત્ય હશે તો જ વચનનું સત્ય સત્ય રૂપે રહી શકશે. મન-સત્યના અભાવવડે વચન-સત્ય કેવળ છળકપટ જ સાબિત થશે. ભગતજીના મનમાં સત્ય ન હતું તો તેઓ વાણીથી બીજા માણસની સાથે છળ-કપટની રમત રમ્યા. તેમના મનમાં ભગવાન ન હતા, તો પશુત્વની અને રાક્ષસપણાની ભાવના કામ કરતી હતી. મનના સત્યના અભાવમાં બીજું હોય પણ શું?

સૌભાગ્યની વાત છે કે આપણને ભગવાન મહાવીરનો જીવન-આદર્શ મહા પ્રકાશરૂપે મળ્યો છે કે સત્યનો માર્ગ કેવળ વચનથી અને કાયાથી જ મેળવી શકાતો નથી. તે તો આપણા મન, વચન અને કાયાથી જ મેળવી શકાય છે. સત્યની ત્રિવેણી—મન, વચન અને કર્મ—એ ત્રણેમાંથી થઈને વહે છે. તેથી જેને સત્યની આરાધના અને ઉપાસના કરવી હોય, તેમણે સૌથી પહેલાં પોતાના મનમાં સત્યને સ્થાન આપવું જોઈએ. જે મનથી સાચો હશે, તે જ સત્ય ભગવાનની ઉપાસના કરવા સમર્થ બનશે.

## ૩

# સત્યનું આધ્યાત્મિક વિશ્લેષણ

ભગવાન મહાવીરના દર્શનમાં, સત્યના વિષયમાં સૌથી મોટી ક્રાંતિ એ રહેલી છે કે તે વાણીના સત્યને તો મહત્ત્વ આપે જ છે, પરંતુ તેથી પણ વધુ મહત્ત્વ મનના સત્યને; વિચાર કે મનનના સત્યને આપે છે. જ્યાં સુધી મનમાં સત્ય આવતું નથી. મનમાં પવિત્ર વિચારો અને સંકલ્પો જાગ્રત થતાં નથી અને મન સત્ય માટે આગ્રહશીલ બનતું નથી બલ્કે મનમાં જૂઠ, કપટ અને છળ ભર્યાં રહે છે, ત્યાં સુધી વાણીનું સત્ય સત્ય રૂપે માની ન શકાય. સત્યની પહેલી કડી માનસિક પવિત્રતા છે અને બીજી કડી વચનની પવિત્રતા છે.

આજે જનતાના જીવનમાં જે સંઘર્ષ અને ગડબડ દેખાય છે, ચારે બાજુએ જે બેચેની ફેલાયેલી છે, તેના મૂળ કારણ તરફ દષ્ટિપાત કરવામાં આવે તો સમજી શકાશે કે મનના સત્યના સત્યનો અભાવ જ આ વિષમ પરિસ્થિતિનું પ્રધાન કારણ છે. જ્યાં સુધી મનના સત્યની સારી રીતે ઉપાસના કરવામાં આવતી નથી ત્યાં સુધી ઘૃણા–દ્વેષ વગેરે ખરાબીઓ અડ્ડા જમાવીને બેઠેલી છે તેને સમાપ્ત કરી શકાતી નથી.

અસત્યનું પ્રકરણ આવ્યું તો શાસ્ત્રકારે એ પણ બતાવ્યું કે અસત્યનો સ્રોત ક્યાં છે? અંતરની કઈ વૃત્તિઓ અસત્યને જન્માવે છે? જો કોઈ વૃક્ષ ઊગે છે તો બીજના અભાવમાં તો ઊગતું નથી જ.

જો અસત્ય વૃક્ષ ઉગી નીકળ્યું છે તો તેનું બી શું છે-? આ પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રકારોએ આપ્યો છે.

અસત્ય ભાષણનું એક કારણ ક્રોધ છે. જ્યારે ક્રોધ આવે છે ત્યારે મનુષ્ય પોતાને જ ભૂલી જાય છે. ક્રોધની અગ્નિ પ્રજ્વલિત થતાં મનુષ્યની શાંતિ નષ્ટ થઈ જાય છે, વિવેક ભસ્મ થઈ જાય છે અને તે અસત્ય ભાષણ કરે છે. પોતાને ભૂલાવી દેનાર એ ક્રોધવશ બોલાયેલું અસત્ય તો અસત્ય છે જ, કિંતુ સત્ય પણ અસત્ય બની જાય છે.

તે પ્રમાણે જ્યારે મનમાં અભિમાન ભરેલું હોય છે અને અભિમાની વાણી નીકળે છે ત્યારે અસત્ય તો અસત્ય જ રહે છે, પરંતુ જો વાણીથી સત્ય બોલવામાં આવે તો તે પણ જૈન ધર્મની ભાષામાં અસત્ય જ કહેવાય છે.

જો મનમાં માયા હોય, છળ-કપટ અને દગાબાજી હોય અને એવી સ્થિતિમાં કોઈ અટપટી શબ્દ-જાળ બનાવી લેવામાં આવે, કે જે દ્વિઅર્થી હોય તો તે સત્ય પણ અસત્યની શ્રેણીમાં જ છે.

માણસ જ્યારે લોભ કે લાલચમાં ફસાઈ પડે છે, વાસના ઝેરથી મૂર્ચ્છિત બની જાય છે અને પોતાના જીવનનું મહત્વ ભૂલી જાય છે અને જીવનની પવિત્રતાનું સ્મરણ રહેતું નથી, ત્યારે તે સાધુ હોય કે ગૃહસ્થ, પરંતુ તેનો વિવેક રહેતો નથી. તે વિચારતો નથી કે જો હું ગૃહસ્થ છું તો ગૃહસ્થની ભૂમિકા પણ સંસારને લૂંટવા માટે નથી અને સંસારમાં ધાડ પાડવા માટે મારો જન્મ થયો નથી મનુષ્ય સંસારમાંથી એકલું લેવા માટે જ જનમ્યો નથી, પરંતુ મારો જન્મ સંસારને કાંઈક આપવા માટે પણ થયો છે—સંસારની સેવા કરવા માટે પણ થયો છે. મેં જે કાંઈ મેળવ્યું છે, તેમાં મારો પણ અધિકાર છે અને સમાજ તથા દેશનો પણ અધિકાર છે. જ્યાં સુધી હું તેને સંભાળી રાખું

છું ત્યાં સુધી ઠીક છે, પરંતુ જ્યારે દેશ કે સમાજને તેની આવશ્યકતા પડશે ત્યારે હું મારું કર્તવ્ય સમજીને ખુશીથી તેમને ચરણે ધરી દઈશ.

મનુષ્યની આ પ્રકારની મનોવૃત્તિ તેને વિશાળ અને વિરાટ બનાવી દે છે. જેના મનમાં આવી ઉદાર ભાવના રહે છે, તેના મનમાં ઈશ્વરીય પ્રકાશ ચમકે છે અને આવો ભલો માણસ જે પરિવારમાં રહેતો હોય, તે પરિભાવ ફાલે-ફૂલે છે. જે સમાજમાં આવા પુરૂષો હોય છે તે સમાજ જીવતો-જાગતો છે. જે દેશમાં એવા મનુષ્યો જન્મે છે, તે દેશની સુખ-સમૃદ્ધિ ફાલી-ફૂલી રહે છે.

જ્યાં સુધી મનુષ્યના મનમાં ઉદારતા રહે છે, ત્યાં સુધી તેને લોભ ઘેરી શકતો નથી. ઉત્પન્ન થતા લોભ સામે ટક્કર ઝીલે છે, તેની સાથે સંઘર્ષ કરે છે અને તે ઝેરને પોતાની અંદર આવવા દેતો નથી જ્યાં સુધી તે મનુષ્ય રહે છે અને ઉદારતાની પૂજા કરે છે ત્યાં સુધી તેની ઉદારતા સત્ય છે અને ક્ષમા પણ સત્ય છે.

ક્ષમા કરવી તે પણ સત્યનું આચરણ કરવું છે. કોઈ માણસમાં નિરભિમાનતા હોય અને સેવાની ભાવના હોય અર્થાત્ તે જનતાની પાસે નમ્ર સેવક રૂપે પહોંચતો હોય તો તેની નમ્રતા પણ સત્ય છે જે સમાજની સેવા માટે નમ્ર બનીને ચાલે છે, તે સત્યનું જ આચરણ કરે છે.

તે પ્રમાણે જે સરળતાના માર્ગ ઉપર ચાલે છે, જેનું જીવન ખુલ્લું છે, સ્પષ્ટ છે, તેને ગમે તે માણસ જોઈ શકે, પરખી શકે, તો તે એકલો હોય તો પણ કામ કરી રહ્યો છે, અને હજારોના વચ્ચે હોય તો પણ જીંદગીમાં કામ કરી રહ્યો છે, તે પ્રગતિના માર્ગ ઉપર છે. ભગવાન મહાવીરે કહ્યું છે કે:—

> दिआ वा राओ वा परिसागओ वा,
> सुत्ते वा, जागरमाणे वा ।
>
> —दशवैकालिक सूत्र, ४

તું એકલો હોય અને તને કોઈ જોનાર ન હોય, ઓળખનાર ન હોય, તારી સામે કોઈ આંગળી ચીંધનાર ન હોય તો તું એવો શા માટે વિચાર કરે છે કે આમ કે તેમ શા માટે કરી ન લઉં? અહીં કોણ જુએ છે? અરે, સત્ય તારા આચરણ માટે છે, તારી બિમારીને દૂર કરવા માટે છે. તેથી તું એકલો બેઠો હો તો પણ તે સત્યની પૂજા કર અને હજારોની સભામાં બેઠો હોય તો પણ તે સત્યનું અનુસરણ કર. જો લાખો કે કરોડોની સંખ્યામા જનતા બેઠી હોય તો તેને જોઈને તારે તારો માર્ગ બદલવાનો નથી. જનતાની આંખો તારી તરફ તાકતી રહે તો તું માર્ગ બદલી નાખ, સત્યનો માર્ગ છોડી દે, એ શા માટે? નહિ, તારે તો સત્ય તરફ જ ચાલવાનું છે અને દરેક પરિસ્થિતિમાં સત્ય જ તારૂં ઉપાસ્ય હોવું જોઈએ.

આ પ્રમાણે તું ગામમાં હો કે શહેરમાં, પણ સત્યના માર્ગ ઉપર જ ચાલ. જ્યારે તું સૂતો હો ત્યારે પણ સત્યનો માર્ગ પકડ અને જ્યારે જાગતો હો ત્યારે પણ સચ્ચાઈને પકડી રાખ સૂવું અને જાગવું પણ તારે આધીન રહેવું જોઈએ.

મનુષ્ય કહે છે કે જ્યારે હું જાગું છું ત્યારે જીવનમાં રહું છું અને જીવનની બાગદોર મારા હાથમાં પકડી રાખું છું, પરંતુ જ્યારે સૂઈ જાઉં છું તો બસ સૂઈ જ જાઉં છું. તે વખતે મારું જીવન મારા હાથમાં રહેતું નથી. તે વખતે મારી જવાબદારી ક્યાં છે? પરંતુ જૈન ધર્મ જીવનની ઘણી કઠોર આલોચના પ્રસ્તુત કરે છે. તે કહે છે કે—જ્યારે તું જાગતો હો ત્યારે તારા જીવનની લગામ તારા હાથમાં રાખ અને જ્યારે સૂતો હો ત્યારે પણ તેને ઢીલી છોડી ન દે. સૂતેલા રાતમાં મનુએ છળ-કપટ કે છેતરપિંડી ચાલુ હોય, અહંકાર ડસતો હોય તો આ બધી દુર્ભાવનાઓ ક્યાંથી ઉત્પન્ન થઈ? આ દુર્બળતા અને કમજોરીનો

જન્મ શા માટે થયો છે? જાગ્રત અવસ્થાની આ દુર્બળતાઓ જ અંતે સ્વપ્નમાં પોતાની ક્રીડા ચાલુ રાખે છે ને! તો પછી તેની જવાબદારી તમારી ઉપર ન હોય તો કોની ઉપર હોય? દિવસમાં કોઈને કાંટો વાગ્યો હોય તો કામમાં પડવાથી તેને ખબર પડતી નથી, પરંતુ રાત્રે તેને પીડા થવા લાગે છે. તે પ્રમાણે દિવસમાં જાગતી વખતે ઘૃણા, દ્વેષ વગેરે જે કાંટાઓ આપણા મનમાં લાગે છે તે જ કાંટાઓ રાત્રે નિદ્રાવસ્થામાં ખટકે છે. જો તમે જાગ્રત અવસ્થામાં તમારા જીવનને, મનને, પ્રત્યેક વ્યાપારને પોતાના કાબૂમાં રાખો તો સૂતી વખતનું જીવન સ્વતઃ તમારા કાબૂમાં રહી શકશે.

આ પ્રમાણે આપણા મનને સૂતી વખતે કે જાગતા એક રૂપમાં લાવવું જોઈએ અને જીવનમાં સરળતા આવવી જોઈએ.

તો મેં કહ્યું હતું કે લોભ-લાલચને વશ થઈને જે બોલવામાં આવે છે તે પણ વાસ્તવિક રીતે અસત્ય છે. તે પ્રમાણે જ્યાં ક્રોધ હોય, અભિમાન અને અહંકાર હોય ત્યાં પણ અસત્ય હોય છે. આપણે શું બોલ્યા અને શું ન બોલ્યા તેની ગણતરી કરવાની નથી. ગમે તે બોલીએ, પરંતુ અહંકાર સ્વયં અસત્ય છે અને તે પવિત્રમાં પવિત્ર વાણીને પણ અસત્ય રૂપ બનાવી દે છે.

જ્યારે કારણ અસત્ય હોય ત્યારે કાર્ય સત્ય કેવી રીતે બને? કુંભાર માટીના વાસણ બનાવવા લાગે પરંતુ બની જાય સોનાના, એવું ન બની શકે. ન્યાયનો એ નિશ્ચિત સિદ્ધાંત છે કેઃ—

**कारणगुणपूर्वको हि कार्यगुणो दृष्टः।**

અર્થાત્—કારણમાં જે ગુણ હોય, વિશેષતાઓ હોય, તે જ કાર્યમાં આવે છે. આ ન્યાયથી જો ઘડાના મૂળમાં માટી હોય તો ઘડો પણ માટીનો જ બનશે. અને જો તેના મૂળમાં સોનું કે ચાંદી હશે તો તે સોના કે ચાંદીનો બનશે. કાર્યકારણ સંબંધી આ નિયમમાં કદી પણ ફેરબદલ થઈ શકતો નથી.

તો પછી જો ક્રોધ સ્વયં અસત્ય છે તો તેનાથી પ્રેરિત થઈને કરેલું આચરણ પણ અસત્ય જ બની જાય છે. એ વાત અભિમાન, છળ-કપટ અને લોભ-લાલચને પણ લાગુ પડે છે.

આ સંબંધમાં દાર્શનિક દૃષ્ટિથી પણ થોડો વિચાર કરી લઈએ. જે વિષયનું ઊંડાણથી મનન કરવામાં આવતું નથી તે સ્પષ્ટ થતો નથી અને તેના સંબંધી જુદી જુદી આશંકાઓ દબાયેલી રહી જાય છે.

એક માણસ મિથ્યાદૃષ્ટિ છે. તેને સમ્યગ્‌દૃષ્ટિ અર્થાત્ સત્યની દૃષ્ટિ પ્રાપ્ત થઈ નથી. તે પહેલા ગુણસ્થાનની ભૂમિકા ઉપર છે અને તે ભૂમિકામાં સત્ય બોલે છે અને અહિંસાનું યથા-સંભવ પાલન કરે છે. તો તમે વ્યવહારમાં તેના સત્યને ભલે સત્ય કહો અને તેની અહિંસાને અહિંસા માનો, પરંતુ શાસ્ત્રની ભાષામાં જો મનુષ્ય સત્યની દૃષ્ટિ રાખતો ન હોય, તેના વિચારોમાં પ્રકાશ આવ્યો ન હોય. તેણે પોતાનું અને બીજાનું જીવન સમજવાની કળા પ્રાપ્ત કરી ન હોય, તો તે મનુષ્યે બોલેલું કોઈ વાણીનું સત્ય એ સત્ય નથી અને તેની અહિંસા પણ વાસ્તવમાં અહિંસા નથી તેથી ઊલટું, જો સત્ય અને અહિંસા વિવેકપૂર્વક જીવનમાં ઊતર્યાં હોય, તેમાં અભિમાન અને લોભ-લાલચ ન હોય, તેવી દૃષ્ટિ પણ સત્ય અને અહિંસામય બની ગઈ હોય તો તેણે બોલેલું સત્ય સત્ય જ છે અને તેણે પાલન કરેલી અહિંસા પણ અહિંસા જ છે. આ પ્રમાણે વાસ્તવિક સત્ય અને અહિંસાનો પ્રાદુર્ભાવ વિવેકની સ્વાભ ભૂમિથી થાય છે. અજ્ઞાન અને મિથ્યાત્વની પૃષ્ઠભૂમિમાંથી આવતું સત્ય તે સત્ય નથી.

આપ જાણતા હશો કે સત્ય ચારિત્રની ભૂમિકા છે. ચારિત્રની ભૂમિકા પાંચમા કે છઠ્ઠા ગુણસ્થાનમાં આવે છે. જ્યાં સત્ય હોય છે ત્યાં જ ચારિત્ર માનવામાં આવે છે. સત્ય-દર્શન ચતુર્થ ગુણસ્થાનમાં પ્રાપ્ત થાય છે. તો પ્રથમ ગુણસ્થાનમાં મિથ્યાત્વની ભૂમિકામાં જે

સત્ય બોલવામાં આવે, તેને કેવી રીતે સત્ય કહી શકાય?

આ પ્રશ્ન ગંભીર છે અને તેનો સૂક્ષ્મતાથી વિચાર કરવો જોઈએ. વિચાર કરતી વખતે આપણે સિદ્ધાંતની મર્યાદાઓ ઉપર પણ દૃષ્ટિ રાખવી પડશે. શાસ્ત્રોએ જે ગુણસ્થાનો (પગથિયાં)નું નિર્માણ કર્યું છે, તે જ પગથિયાંથી ઉપર ચડી શકાશે અને તેનાથી જ રસ્તો માપી શકાશે. જો તેની દ્વારા રસ્તો માપશો નહિ તો હું ધારું છું કે તમે ખોટે માર્ગે ચાલ્યા જશો અને સત્યના પગથિયે ચઢી શકશો નહિ.

વાત તો તદ્દન સીધી સાદી છે. જ્યારે કોઈ પ્રાણી મિથ્યાત્વની ભૂમિકામાં હોય તો ત્યાં તેને માટે જીવનનો અંધકાર જ છે અને ગાઢ અંધકાર છે. એટલો ગાઢ હોય છે કે કોઈ જીવે ઉચ્ચ કુટુંબમાં જન્મ લીધો હોય તો પણ તે સત્યને સ્પર્શી શકતો નથી. સત્યને તો આપણે નિમંત્રણ આપીએ ત્યારે જ તે આપણી પાસે આવે છે. જે પ્રાણી મિથ્યાત્વ અને અજ્ઞાનમાં પડેલા છે તેને સત્યની ઉપલબ્ધિ થઈ નથી. તેણે આત્મા કે પરમાત્માને ઓળખ્યા નથી. જો તે કદાચિત્ સત્ય બોલતો હોય તો પણ તેનું સત્ય સત્ય નથી. જનતાની ભાષા ભલે કહે કે તે સત્ય બોલે છે, પરંતુ આગમની ભાષા તો એ જ કહે છે કે તે સત્ય બોલતો નથી.

એક ઉદાહરણ લઈએ. કોઈ શરાબી શરાબ પીને બેભાન થઈ ગયો છે અને એ હાલતમાં તે પિતાને પિતા અને પુત્રને પુત્ર કહે છે અને બંને સાથે યથાયોગ્ય વ્યવહાર પણ કરે છે. પરંતુ તે નશાની હાલતમાં એ બધું કરે છે તો શું તેનું કહેલું સત્ય છે? નશામાં તે પિતાને પિતા કહે છે, પરંતુ આપ કહેશો કે તે માણસ ભાનમાં નથી, તેનું મગજ સ્વસ્થ નથી, તેથી તેની ઉપર વિશ્વાસ કરી શકાય નહિ. તો આપ એમ શા માટે કહો છો? તેના સત્ય-ભાષણને પણ આપ સત્ય તરીકે કેમ સ્વીકારતા નથી?

એક પાગલ માણસ છે. તેનું મગજ ખરાબ થઈ ગયું છે.

તેને બાંધીને રાખવામાં આવ્યો છે. પરંતુ કોઈ કોઈ વાર કોઈની સાથે વાતચીત કરવામાં તે ઠીક ઠીક વાતો કરે છે. આવનાર કહે કે—"આ તો ભલો માણસ છે, વાત બરાબર કરે છે, તેને શા માટે બાંધવામાં આવ્યો છે?" આપ કહેશો કે તે માણસ જે કાંઈ બોલે છે તે ગાંડપણમાં જ બોલે છે. તે પાગલ હમણાં તો પ્રેમથી ઠીક ઠીક વાતો કરે છે, પરંતુ થોડી વારમાં મારવા માટે પણ તૈયાર થઈ જાય. તે એક વખત પિતાને પિતા કહે તો બીજી વખત પુત્ર પણ કહી દે. તેના મગજમાં પિતા અને પુત્ર સંબંધી કોઈ સ્પષ્ટ કલ્પના હોતી નથી, વિવેક હોતો નથી મોઢામાંથી જે કાંઈ નીકળ્યું તે નીકળ્યું. તે સ્વતંત્ર રીતે સમજી શકતો નથી કે તે શું કરે છે અને શું કહે છે અને તેણે શું કરવું જોઈએ.

એવી સ્થિતિમાં તેના મોઢામાંથી નીકળેલી સાચી વાતને પણ આપ પ્રામાણિક માનવા તૈયાર નહિ થાઓ. તેનું કારણ એ જ છે કે બોલવાની પાછળ પણ ચિંતન અને વિવેક હોવાં જોઈએ, વિચાર અને મથન હોવાં જોઈએ ત્યારે જ્ઞાન જાગી ઊઠે છે અને તે જ્ઞાનના પ્રકાશમાં જે કાંઈ બોલવામાં આવે છે તે બોલવું સત્ય સમજી શકાય, અન્યથા અસત્ય હોય છે.

તાત્પર્ય એ છે કે જેની દૃષ્ટિમાં મિથ્યાત્વની મલિનતા હોય અને અજ્ઞાનનો ઘોર અંધકાર છવાયો હોય. તેની અહિંસા વાસ્તવિક રીતે અહિંસા નથી અને તેનું સત્ય, સત્ય નથી. તેનો ઉપર ઉપરનો વ્યવહાર ભલે ગમે તેટલો સારો લાગતો હોય, પરંતુ તેને અંતરથી ઉદ્‌ભવેલ વિવેકજન્ય સદાચારની કોટિમાં મૂકી શકાય નહિ. પહેલાં વિવેકની ભૂમિકા આવવી જોઈએ અને બાદમાં આચરણની ભૂમિકા આવે છે. ભગવાન મહાવીરે કહ્યું છે કેઃ—

पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए।
अन्नाणी किं काही, किं वा नाहीय सेय-पावगं॥
—दशवैकालिक, ४/१०

અર્થાત્—પહેલાં જ્ઞાન છે, વિવેક છે અને વિચાર છે. જ્ઞાનનો પ્રકાશ જ્યારે ઝગમગે છે ત્યારે જ આચરણ આવે છે. અજ્ઞાની માણસ બિચારો શું કરી શકવાનો હતો? તેને શ્રેયની શું ખબર પડે અને પાપની શું ખબર પડે? તે ધર્મ અને અધર્મ શું સમજી શકવાનો હતો?

આ પ્રમાણે આપણી સૈદ્ધાંતિક ભૂમિકા નિશ્ચિત થઈ ગઈ છે કે વ્યવહારમાં આપણે ગમે તે કહીએ, પરંતુ વાસ્તવમાં સત્યની પૃષ્ઠ-ભૂમિમાં સત્ય હોવું જોઈએ. સત્યની પાછળ લોભ, લાલચ અને વાસના હોવી જોઈએ નહિ. જ્યાં ક્રોધ, માન, માયા, લોભ અને વાસના વિદ્યમાન હોય અને મોઢેથી સત્ય બોલવામાં આવે, તો આગળ એ સત્યને સ્પષ્ટ શબ્દોમાં અસત્ય જ કહે છે. ભગવાન મહાવીર કહે છે કે:—

तहेव काणं काणत्ति, पंडगं पंडगे त्ति य।
वाहियं वावि रोगित्ति, तेणं चोरे त्ति नो वए॥
—दशवैकालिक सूत्र ७/१२

દુર્ભાગ્યથી કોઈ માણસ કાણો કે અંધ છે. તેને માણસો એકાક્ષી કે અંધ કહે છે. એવું કહેવું તે લોકદૃષ્ટિથી અસત્ય માનવામાં આવતું નથી, કારણ કે તે વાસ્તવમાં કાણો કે આંધળો છે અને તેને તેવી રીતે જ બોલાવવામાં આવ્યો છે. પરંતુ ભગવાન મહાવીરની મર્મજ્ઞ દૃષ્ટિ બતાવે છે કે જો તમે કાણાને કાણો અને અંધને અંધ કહેશો તો તે ભાષા પણ અસત્ય ભાષા છે અને એવું કહેવાનો આપને કોઈ અધિકાર નથી.

તેનું તાત્પર્ય એ છે કે જ્યારે તમે અંધને અંધ કે કાણાને કાણો કહો છો ત્યારે તમારો ઈરાદો સત્ય બોલવાનો હોતો નથી પરંતુ તમારા કથનમાં વ્યંગ અને ઘૃણા ભળેલી હોય છે, તમે તેના ચિત્ત ઉપર આઘાત પહોંચાડવા ઇચ્છો છો, તેની હીનતાનો તેને બોધ કરાવી પોતાની મહત્તાનો અનુભવ કરવાની આસુરી વૃત્તિ તમારા અંત-

સ્તલમાં ઉછાળા મારી રહી હોય છે. તમે તેને ચિડવવા, ગુસ્સે કરવા ઇચ્છો છો. આ દુષ્ટ મનોવૃત્તિ છે. જ્યાં આવી દુષ્ટ મનોવૃત્તિ હોય ત્યાં અંધને અંધ કહેવો કે કાણાને કાણો કહેવો કે રોગીને રોગી કહેવો તે સત્ય હોવા છતાં પણ સત્ય નથી. આગમની ભાષામાં તે અસત્ય છે.

બીજા શબ્દોમાં કહીએ તો અંધને અંધ અને કાણાને કાણો કહેવો તે તથ્ય હોઈ શકે છે, પરંતુ સત્ય નથી. આ તથ્ય અને સત્યમાં જે અંતર કરવામાં આવ્યું છે તે સમજી લેવું જોઇએ. જે વાત જેવી હોય તેને તેવી જ કહી દેવી, પછી ભલે તેનો આધાર ગમે તે હોય, ગમે તે અભિપ્રાયથી તે કહેવામાં આવી હોય અને તેનું ફળ પણ ગમે તે આવતું હોય તેને તથ્ય કહે છે. તથ્ય કદી હિતકર હોઈ શકે છે અને કદી અહિતકર પણ હોય છે. જ્યારે તે અહિતકર હોય છે અને તેમાં હિંસા અને દ્વેષનું ઝેર મિશ્રિત હોય છે, ત્યારે તે અસત્ય બની જાય છે.

આ બધા વિવેચનનું તાત્પર્ય એ નીકળે છે કે પહેલાં મનનું સત્ય આવવું જોઇએ. જ્યારે મનનું સત્ય આવી જાય છે ત્યારે વાણીનું સત્ય આવે છે.

સિદ્ધાંતની ચર્ચા ચાલે છે. અનેક વ્યક્તિ તે ચર્ચામાં ભાગ લે છે. તેમાં કોઈ સાધુ કે શ્રાવક પણ છે. ચર્ચાના પરિણામે તેની અમુક ધારણા બંધાઈ જાય છે. માની લો કે તેણે જે ધારણા બાંધી લીધી છે તે બરાબર નથી, ખોટી છે. પરંતુ તે ખોટી ધારણાને તે સાચી માને છે અને સાચી માનીને જ તેનું ચિંતન અને મનન કરે છે. તેને કોઈ એવા ઉચ્ચ જ્ઞાની કે સાધક મળ્યા નહિ કે જે તેની ખોટી ધારણાને તોડી શકે અને તે પોતાના વિચારોનું સમર્થન કરી રહ્યો છે. આવી સ્થિતિમાં તમે તેને સમ્યગ્દૃષ્ટિ કહેશો કે મિથ્યાદૃષ્ટિ?

આજની સ્થિતિમાં તો આ પ્રશ્નનો ઉત્તર સરળ છે. આપ શીઘ્ર કહી દેશો કે અમુક શાસ્ત્રનો આ અર્થ કર્યો તેથી ઉત્સૂત્ર-પ્રરૂપણા થઈ ગઈ. અમુકે એ કહ્યું તો આમ થઈ ગયું કે તેમ થઈ ગયું. પરંતુ આપણે સૈદ્ધાંતિક ઉત્તર. મેળવવો છે.

આપણે બરાબર સમજી લેવું જોઈએ કે સત્ય એક વસ્તુ છે અને સત્યની દૃષ્ટિ બીજી વસ્તુ છે. સમ્યગ્દૃષ્ટિમાં સત્યની દૃષ્ટિ હોય છે. તેને પોતાનો દૃષ્ટિકોણ હોય છે. તેની યાત્રા સત્ય માટે હોય છે. તે જે કાંઈ ગ્રહણ કરે છે, તે સત્યના રૂપમાં જ ગ્રહણ કરે છે, છતાં પણ બની શકે કે તે સત્ય ન હોય. પરંતુ તેની એટલી મોટી તૈયારી છે અને એટલા મોટા વિચારોની ભૂમિકા છે કે જ્યારે પણ તેને સત્ય મળશે ત્યારે તેને પોતાના અજ્ઞાન, અહંકાર, પ્રતિજ્ઞા અને કહેલા વચનોનો કોઈ આગ્રહ રહેશે નહિ. તે જરા પણ અચકાયા વિના સત્યને ગ્રહણ કરી લેશે.

જ્યારે મનુષ્ય સર્વજ્ઞતાની ભૂમિકાએ પહોંચે છે ત્યારે જ તેમનું જ્ઞાન સંપૂર્ણ હોય છે, ત્યારે જ તેમને ઉજ્જ્વળતમ પ્રકાશ પ્રાપ્ત થાય છે, ત્યારે જ તેમને પરિપૂર્ણ વાસ્તવિક સત્યનો પતો લાગે છે. પરંતુ તેની નીચેની ભૂમિકા છે, ત્યાં શું છે? જ્યાં સુધી વિચાર સત્યને આજ્ઞા આપે છે ત્યાં સુધી મનુષ્ય વિચારે છે અને આચરણ કરે છે. છતાં પણ સંભવ છે કે વિચારતાં વિચારતાં અને આચરણ કરતાં કરતાં એવી ધારણાઓ બની જાય કે જે સત્યથી વિપરીત હોય. પરંતુ જ્યારે પણ સત્યની ઓળખાણ થઈ જાય અને ભૂલ માલૂમ પડી જાય અને એમ સમજાય કે આ વાત ખોટી છે તો તેને એક ક્ષણ માટે પણ પોતાના હૃદયમાં રાખો નહિ અને સત્યને ગ્રહણ કરી લો. ભૂલને ભૂલ રૂપે સ્વીકારી લો. આ સત્યની દૃષ્ટિ છે, સમ્યગ્દૃષ્ટિની ભૂમિકા છે.

છઠ્ઠા ગુણસ્થાનમાં સત્ય મહાવ્રત હોય છે, પરંતુ ત્યાં પણ ક્ષતિઓ

રહે છે, ભૂલે થાય છે. પરંતુ ક્ષતિ કે ભૂલ થવી એક વાત છે અને તેને માટે આગ્રહ રાખવો એ બીજી વાત છે. સમ્યગ્દૃષ્ટિ ભૂલ કરવા છતાં પણ તેને માટે આગ્રહ રાખતો નથી. તેનો આગ્રહ તો સત્ય માટે જ હોય છે. તે અસત્યને અસત્ય જાણીને તેને માટે કદી પણ આગ્રહશીલ બનતો નથી. જ્યારે તેને સત્યનું જ્ઞાન થાય છે ત્યારે તે પોતાની પ્રતિષ્ઠાને જોખમમાં નાખીને પણ સ્પષ્ટ શબ્દોમાં કહી દે છે કે—'પહેલાં મેં આમ કહ્યું હતું, આ વાતનુ સમર્થન કર્યું હતું અને હવે આ સત્ય વાત મારી સામે આવી છે તો હું તેનો અસ્વીકાર કેવી રીતે કરું ? આ પ્રમાણે તે તે જ ક્ષણથી સત્યનો સ્વીકાર કરવા ઉદ્યત બની જશે. તાત્પર્ય એ છે કે જ્યાં સત્યની દૃષ્ટિ છે ત્યાં સત્ય છે અને જ્યાં અસત્યની દૃષ્ટિ છે ત્યાં સત્ય નથી.

જીવનના માર્ગમાં ક્યાંય સત્યનો અને ક્યાંય અસત્યનો ઢગલો પડેલો નથી, કે તેને લાવી શકાય. સત્ય અને અસત્ય તો મનુષ્યની પોતાની દૃષ્ટિમાં જ રહેલાં છે. આ જ વાત નંદીસૂત્રમાં કહી છે કેઃ—

**एआणि मिच्छादिट्ठिस्स मिच्छत्तपरिग्गहियाई मिच्छासुयं, एआणि चेव सम्मदिट्ठिस्स सम्मत्तपरिग्गहियाई सम्मसुयं ।**

કયું શાસ્ત્ર સાચું છે અને કયું શાસ્ત્ર ખોટું છે ? જ્યારે આ મહત્ત્વપૂર્ણ પ્રશ્ન ઉપર વિચાર કરવામાં આવ્યો, તો એક ઘણું મોટું નિરૂપણ આપણી સામે આવેલું છે. આ સંબંધી ઘણી ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે.

શાસ્ત્ર સ્વયં તો બરાબર છે, પરંતુ તેનું નિરૂપણ તો ગ્રહણ કરનાર દ્વારા જ થાય છે. ગ્રહણ કરનારાઓની ભૂમિકા ભિન્ન ભિન્ન હોય છે અને તે કારણથી તેનું નિરૂપણ પણ ભિન્ન ભિન્ન પ્રકારે થાય છે. એ નિરૂપણમાં ભિન્નતા જ હોય છે એટલું જ નહિ, પરંતુ વિરૂદ્ધતા પણ જોવામાં આવે છે. શાસ્ત્રના અક્ષરો તો તે જ

છે, છતાં પણ તેનો એક અર્થ પૂર્વ તરફ જાય છે અને બીજો પશ્ચિમનો માર્ગ પકડે છે. તેનું શું કારણ છે? અને એવી પરિસ્થિતિમાં તે શાસ્ત્રને સમ્યક્શાસ્ત્ર કહેવામાં આવે કે મિથ્યાશાસ્ત્ર?

ભગવાન મહાવીર કહે છે કે જો સાધકની દૃષ્ટિ સત્યમયી હોય, તે સમ્યગ્દૃષ્ટિ હોય અને સત્યના પ્રકાશથી તેણે પોતાના મનના દરવાજા ખોલી રાખ્યા હોય તો તેને માટે તે શાસ્ત્ર સમ્યક્શાસ્ત્ર છે. તેથી ઉલટું મિથ્યાદૃષ્ટિ માટે તે જ શાસ્ત્ર મિથ્યા શાસ્ત્ર બની જાય છે, કારણ કે તેની મિથ્યાદૃષ્ટિ તેને મિથ્યારૂપે જ ગ્રહણ કરે છે. આ પ્રમાણે ગ્રહણ કરનારની દૃષ્ટિ જ શાસ્ત્રને સમ્યક્ કે મિથ્યા બનાવી દે છે. જો દૃષ્ટિ સમ્યક્ હોય તો તેની દ્વારા જે કાંઈ ગ્રહણ કરવામાં આવે તે સમ્યક્ જ હોય છે; અને જો દૃષ્ટિમાં મિથ્યાત્વ હોય તો તે જે કાંઈ ગ્રહણ કરે તે બધું મિથ્યા રૂપે પરિણત થઈ જાય છે. નિષ્કર્ષ એ છે કે વસ્તુતઃ મનુષ્યની દૃષ્ટિ એક સંચો છે, જ્યાં સત્ય અને અસત્ય ઢાળી શકાય છે. આ પ્રમાણે આપણી પાસે જીવનની એક કળા વિદ્યમાન છે, કે જેની દ્વારા આપણે ઝેરને અમૃત અને અમૃતને ઝેર બનાવી શકીએ છીએ.

ભગવાન મહાવીરની પાસે એક તરફ ગૌતમ સ્વામી, સુધર્મા સ્વામી અને જંબૂ સ્વામી સાધક રૂપે આવ્યા હતા. તેમણે ભગવાનના સંસર્ગથી પોતાનું જીવન ઉજ્જવળ બનાવ્યું, તેમના જીવનમાં પ્રકાશ પ્રાપ્ત થયો. ભગવાન પાસે બીજી બાજુ ગૌશાલક પણ આવ્યો. તે નિરંતર છ વર્ષ સુધી તેમની સાથે રહ્યો, પરંતુ પરિણામ શું? તે બીજી વાર ભગવાનને મળ્યો તો ભગવાનના શિષ્યોને મારવા માટે તૈયાર થયો અને બે સાધુઓ ભસ્મ કરી દીધા. આ પ્રમાણે સ્વયં ભગવાન મહાવીર ગૌતમ વગેરે માટે તો સત્ય બન્યા, પરંતુ ગૌશાલક અને તેના જેવા બીજાઓ માટે ન બની શક્યા. ગૌતમ

અને બીજા સાધકોને ભગવાન દ્વારા મોક્ષ કે સ્વર્ગ મળ્યાં, પરંતુ તેમનાથી વિપરીત દૃષ્ટિવાળાઓને નરકનો માર્ગ મળ્યો.

તાત્પર્ય એ છે કે વસ્તુ તો નિમિત્ત માત્ર છે. ભલે શાસ્ત્ર હોય, વાણી હોય, વ્યક્તિ હોય, પરંતુ તે બધાં નિમિત્ત છે. સાક્ષાત્ ભગવાન પણ આપણે માટે ભગવાન છે, પરંતુ અજ્ઞાની મિથ્યાદૃષ્ટિ માટે ભગવાન નથી. તમે જો ભગવાન પાસેથી પ્રકાશ મેળવ્યો હોય, ગુરૂ પાસેથી પ્રકાશ મેળવ્યો હોય, પ્રેરણા પ્રાપ્ત કરી હોય તો તેનું કારણ એ જ છે કે તમને સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે, સત્ય દૃષ્ટિ તમે મેળવી છે. અને બીજાઓ તેમની સાથે ઘૃણા કરે છે કે દ્વેષ રાખે છે તો સમજવું કે તેનું કારણ તેની મિથ્યાદૃષ્ટિ છે.

આ પ્રમાણે શાસ્ત્ર અને ભગવાન કે ગુરૂ બધા તટસ્થ રહે છે. દુનિયામાં માણસો પાસે જેવો કેમેરા હોય છે એવું ચિત્ર તે ખેંચી લે છે. જેના મનનો કેમેરા સાફ હોય છે તેની અંદર સાફ ચિત્ર ખેંચાય છે અને જેનો કેમેરા મલિન અને ગંદો હોય છે તેની અંદર બેડોળ ચિત્ર ખેંચાઈ જાય છે. તેથી કેમેરા મુખ્ય છે. જો તમારા મનનો કેમેરા બરાબર હશે અને તે સત્યનો પ્રકાશ ઝીલી શકતો હશે તો ભગવાન અને શાસ્ત્રોથી સત્ય ઉપલબ્ધ થઈ શકશે. આપને સર્વત્ર સુગંધ મળશે, દુર્ગંધ મળશે નહિ તથી ઉલટું જેના મનનો કેમેરા બરાબર નહિ હોય અને જેને ત કેમેરાનો બરાબર ઉપયોગ કરતા આવડતો નહિ હોય તેને સત્ય ઉપલબ્ધ થવાનું નથી, તેને ક્યાંયથી પણ સુગંધ મળવાની નથી. ગૌશાલક છ વર્ષ સુધી ભગવાન સાથે રહ્યો છતાં પણ ભગવાનને ભગવાન રૂપે મેળવી ન શક્યો અને ઘોષણા કરી કે હું જ સાચો છું અને ભગવાન ખોટા છે.

વાસ્તવમાં મનુષ્યનું ચિંતન જ મુખ્ય છે. ભગવાનની જે વાણી છે, જે શાસ્ત્ર છે તે સ્વયં તો સત્ય છે અને તથ્ય છે,

પરંતુ હે સાધક! જ્યારે તું તારા મનને ધોઈને સાફ કરી લઈશ ત્યારે જ તે તારે માટે સત્ય અને તથ્ય બનશે. તારું મન સત્યને ગ્રહણ કરવા માટે તૈયાર હશે તો સંસારના જે શાસ્ત્રો છે, તે સર્વે તારે માટે સત્યનું રૂપ ધારણ કરી લેશે. તું શાસ્ત્રની વહેંચણી કરવા નીકળી પડ્યો છે, તે તો ઠીક છે, પરંતુ સૌથી મહત્ત્વની વાત તો એ છે કે તારી અંદર સત્ય વિદ્યમાન છે કે નહિ? જો તારી અંદર સત્ય વિદ્યમાન હશે, તો તને સંસારમાં પણ સત્ય મળશે. જો તારી અંદર સત્ય હશે નહિ, તો તને ક્યાંયથી પણ સત્ય પ્રાપ્ત થશે નહિ, સમગ્ર સંસાર તારા માટે અસત્ય બની જશે.

સંસારના પદાર્થો તો આવે છે અને જાય છે. તેમાં શાસ્ત્ર, સાધુ અને ગુરૂ વગેરે પણ સમાવિષ્ટ છે. તેઓ સ્વયં કોઈ પુણ્ય કે પાપ મૂકતા જતા નથી. પરંતુ તે પદાર્થો કે શાસ્ત્રોને જોયા પછી જે શુભ કે અશુભ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, તે જ આપણા મનને પ્રભાવિત કરતી રહે છે કોઈ પણ શાસ્ત્રના અધ્યયન પછી કે સત્પુરૂષના દર્શન પછી જ્યારે મનમાં શુભ વૃત્તિઓ જાગે છે તે વખતે આપણું મન પુણ્ય ઉપાર્જન કરે છે; પુણ્યમય બની જાય છે. અને તે જ પદાર્થથી બીજા કોઈના મનમાં જો ઘૃણા, દ્વેષ કે અહંકાર જાગતા હોય અને તે અશુભ વૃત્તિઓને ગ્રહણ કરી લેતો હોય તો તે પાપનો સંગ્રહ કરી લે છે. તે પોતાના જીવનને સ્વયં ખરાબ રૂપે ઢાળી દે છે.

જૈન ધર્મે એક ઘણી મહાન વાત કહી છે. તે કોઈ પણ સ્થૂળ પદાર્થ, શાસ્ત્ર અને ભગવાન રૂપે સત્ય અને અસત્યનો નિર્ણય કરતો નથી. પરંતુ તે તો સાધકની પોતાની ભૂમિકામાંથી જ નિર્ણય કરે છે. જેને સત્યની દૃષ્ટિ મળી છે, તે ગુરૂ પાસેથી સત્ય ગ્રહણ કરી શકશે અને જો દૃષ્ટિમાં અસત્ય ભર્યું હશે તો તે ગુરૂ પાસેથી કાંઈ પણ પ્રાપ્ત કરી શકશે નહિ. આ પ્રમાણે સૌથી પહેલાં પોતાની ભૂમિકા તૈયાર કરવાની છે. ભૂમિકા તૈયાર નહિ હોય તો કાંઇ પણ થવાનું નથી.

એક ચોર ક્યાંયથી પાણીદાર સુંદર ઘોડી ચોરી લાવ્યો. તેણે ઘોડીને લાવીને ઘરમાં બાંધી દીધી, પણ તેના ઉપર સવારી કરી શક્યો નહિ. કારણ તેને ડર રહેતો કે ક્યાંય પકડાઈ જાઉં તો ? પરંતુ વળી વિચાર્યું કે ઘોડી ઉપર હું બેસી પણ ન શકું, સવારી કરી ન શકું તો તે મારે શું કામની ? અંતે તેણે ઘોડી વેચી નાખવાનો વિચાર કર્યો.

કોઈ જગ્યાએ પશુઓનું પ્રદર્શન હતું. ચોર ઘોડી લઈને ત્યાં ગયો. તે ઘોડીને મેળાની વચ્ચે નહિ રાખતાં, છેડે છેડે ફરવા લાગ્યો અને જે કોઈ સામે મળતું તેને પૂછતો કે ઘોડી ખરીદવી છે ?

એક માણસની દૃષ્ટિ ઘણી સતેજ હતી. તે જાણી ગયો કે આ ચોર છે અને તેથી જ આટલી સુંદર ઘોડીને વેચવા માટે કિનારે કિનારે ચાલે છે, પરંતુ માણસોની વચ્ચે આવી શકતો નથી. અવશ્ય તેણે ઘોડી ચોરેલી હોય એમ લાગે છે. એવું વિચારી તે માણસ તેની પાસે આવ્યો અને પૂછ્યું—" આ ઘોડી કોની છે ? "

ચોર બોલ્યો—' મારી છે.'

' તમારે તે વેચવી છે ? '

' હા, વેચવા માટે તો લાવ્યો છું ' ઉત્તર મળ્યો.

" ઠીક, શું કિંમત લેશો ? "

આ પ્રશ્ન સાંભળી ચોર મૂંઝવણમાં પડી ગયો. તેણે ઘોડી ખરીદી ન હતી, તેથી તેને ઘોડીની કિંમત કેટલી લેવી જોઈએ તેનું જ્ઞાન હતું જ નહિ. તેથી તે ઉચિત કિંમત બતાવી શક્યો નહિ. પરંતુ ચૂપ રહેવાથી કામ બને તેમ ન હતું. તેથી તેણે વિચારીને અમુક કિંમત બતાવી દીધી.

કિંમત સાંભળીને ખરીદનાર સમજી ગયો કે તેના બાપ-દાદાએ પણ કદી ઘોડી રાખી નથી. આ ઘોડી ખરેખર ચોરીનો માલ છે. છતાં પણ ખરીદનારે ગંભીરતાપૂર્વક કહ્યું—' કિંમત તો ઘણી વધુ છે, પરંતુ ઘોડી ઘણી સુંદર છે, તેથી હું ઘોડીની કિંમતની પરવા

કરતો નથી. પરંતુ હું જાણવા માગું છું કે જેવી એ જોવામાં સુંદર છે, તેવી ચાલમાં પણ સુંદર છે કે નહિ ?"

ચોરે કહ્યું—' બહુ સારું. સવારી કરીને તેની ચાલ જોઈ લો."

ખરીદનારે પોતાનો હુક્કો ચોરના હાથમાં આપીને કહ્યું, તમે આને જરા પકડી રાખો તો હું હમણાં ઘોડીની ચાલની પરીક્ષા કરી લઉં છું.

હુક્કો હાથમાં આવ્યો તેથી ચોરને મનમાં વિશ્વાસ પેસી ગયો. ખરીદનાર ઘોડીની પીઠ ઉપર ચઢી ગયો અને જેવી તેણે એડી મારી કે ઘોડી હવાની પેઠે ઉડી.

ચોર પાછળ પાછળ ભાગ્યો, પરંતુ ખરીદનારે તેને નાળિયેર પરખાવી દીધું કે " શા માટે મારી પાછળ આવે છે ? આ ઘોડી તારી નથી. નકામો માલિક બનીને ફરે છે ? ખબરદાર, પાછળ ન આવતો, નહિ તો સોસવું પડશે '

ચોરને ઘેર ઘંટી ચોર. કોણ કોની ફરિયાદ કરે ? અંતે તે હુક્કો લઈને પડેલે મોઢે ઘેર પાછો આવ્યો. પાડોશીએ પૂછ્યું—' કેમ ભાઈ ! આવી ગયા ? ઘોડી કેટલામાં વેચાઈ ?"

તેણે મન વાળીને કહ્યું—" જેટલામાં ખરીદી હતી તેટલામાં જ વેચી નાખી."

પાડોશી—" નફો કાંઈ ન મળ્યો ? "

ચોરે ઉત્તર આપ્યો—" નફામાં આ હુક્કો મળ્યો. ઘોડી તો જેવી આવી હતી તેવી જ ચાલી ગઈ. કાળજું બાળવા માટે આ હુક્કો હાથમાં રહી ગયો."

આચાર્યોએ આ રૂપક બનાવ્યું છે. તાત્પર્ય એ છે કે સંસારના પદાર્થો તો જેવાં આવે છે તેવા જ ચાલ્યા જાય છે. તેની અંદર કાંઈ નફો નુકસાન હોતું નથી. માનવીની જે ભાવના હોય છે, તેનાથી જ પુણ્યનો નફો અને પાપનું નુકસાન થાય છે. મનુષ્ય અહીં શું લઈને આવ્યો છે ? અને અહીંથી જશે તો પણ શું લઈને જશે ? બધું અહીં જ છોડીને ચાલ્યો જશે. પરંતુ પોતાની ભલી કે ખરાબ વૃત્તિઓના સંસ્કાર અવશ્ય સાથે જાય છે. વૃત્તિઓ સારી રહે તો તેની દ્વારા પુણ્યનો મહાન પ્રકાશ પ્રાપ્ત થઈ જાય

છે અને જો વૃત્તિઓમાં ઘૃણા, દ્વેષ, મમતા, ક્રોધ, માન, માયા અને લોભ હોય તો માણસ પાપના અંધકારમાં વિલીન થઈ જશે. કહેવાનું એ છે કે સંસારના પદાર્થો તો આવે છે અને જાય છે, તે ક્રમ તો ચાલુ રહે છે, પરંતુ તેથી આપણું કાંઈ સુધરતું કે બગડતું નથી. તે પદાર્થો પ્રત્યે આપણી જે ભાવનાઓ હોય છે, તેનાથી શુભ કે અશુભ ફળની પ્રાપ્તિ થાય છે. ભગવાન મહાવીરે કહ્યું છે કેઃ—

**न कामभोगा समयं उवेंति, न यावि भोगा विगइं उवेंति**
**जे तप्पओसी य परिग्गही य, सो तेसु मोहा विगइं उवेइ॥**

—उत्तराध्ययन सूत्र, ३२/१०१

આ પ્રમાણે ભગવાન મહાવીરનો માર્ગ એક પરમ સત્યનો ઉપદેશ આપે છે. અંતે શાસ્ત્રની, ભગવાનની કે કોઈ પણ વ્યક્તિની ઊંચાઈ માલૂમ કરવા માટે તમારે તમારા મનને ઊંચું બનાવવું પડશે, સંકલ્પને પવિત્ર બનાવવો પડશે ત્યારે જ સત્યની ઉપલબ્ધિ થશે. જો સત્યને ગ્રહણ કરવાની તૈયારી નહિ હોય, મિથ્યાત્વ કે અંધકારમાં ફસાયેલા હશો, તો સાક્ષાત ભગવાન મળવા છતાં પણ તેને ભગવાન રૂપે માની શકશો નહિ.

તાત્પર્ય એ છે કે જેને આપણે વ્યવહારની ભાષામાં સત્ય કહીએ છીએ તે કદી સિદ્ધાંતની ભાષામાં અસત્ય પણ ઠરે છે અને વ્યવહારમાં કદી અસત્ય કહીએ છીએ તે સત્ય બની જાય છે; તેથી સત્ય અને અસત્યની દૃષ્ટિ જ પ્રધાન વસ્તુ છે. જેણે સત્યની દૃષ્ટિ પ્રાપ્ત કરી છે, તે વાસ્તવમાં સત્યનો આરાધક છે. સત્યની દૃષ્ટિ કહો કે મનનું સત્ય કહો, બન્ને એક જ વાત છે. એ મનના સત્યના અભાવમાં વાણીનું સત્ય મૂલ્યહીન થઈ જાય છે એટલું જ નહિ, પરંતુ કોઈ કોઈવાર ધૂર્તતાનું ચિન્હ પણ બની જાય છે. તેથી જેને સત્ય–ભગવાનની આરાધના કરવી હોય, તેણે પોતાના મનને સત્યમય બનાવવું જોઈએ, સત્યની પાછળ વિવેકને જાગ્રત કરવો જોઈએ.



## दुर्गमपथस्तत् कवयो वदन्ति।

જ્યાં સુધી વાણીના સત્યનો સંબંધ છે, ત્યાં સુધી કોઈ ખાસ દ્વંદ્વ નથી; આપની અને મારી સામે કોઈ સંઘર્ષ નથી. છતાં પણ થોડીક અટપટી વાતો છે, કે જે આપણી સામે આવે છે અને જેને માટે વિવેક અને વિચારની અપેક્ષા રહે છે. બોલવાના સત્ય સંબંધી પણ કોઈ કોઈવાર મુશ્કેલી ભરેલી સમસ્યાઓ ઉપસ્થિત થઈ જાય છે અને તેને માટે આપણે માટે શાસ્ત્રોનો નિર્ણય લેવો આવશ્યક બની જાય છે.

સાધારણ રીતે સત્યનો વિષય સરળ સમજવામાં આવે છે અને ઝટપટ તેના ઉપર નિર્ણય આપી દેવામાં આવે છે; પરંતુ જ્યાં સુધી સૈદ્ધાંતિક પ્રશ્ન છે, મનુષ્યના ચિંતન અને મનનનો પ્રશ્ન છે ત્યાં સુધી આ પ્રશ્ન એટલો બધો સરળ નથી. સત્ય માટે એવું બનતું નથી કે ઉતાવળથી નિર્ણય આપી દેવામાં આવે અને વાત સાંજ સમાપ્ત થઈ જાય. હજારો વર્ષોથી મનુષ્યો નિરંતર ચિંતન કરતા આવ્યા છે અને મહાપુરુષો પાસેથી પ્રકાશ મેળવતા આવ્યા છે, છતાં પણ અંધારૂં તેમની પાસે આવીને ઉભું રહે છે, તેમને માર્ગ મળવો મુશ્કેલ થઈ પડે છે.

આપણે સત્યને શા માટે ગ્રહણ કરવું જોઈએ? આપણને કે આપણા સાથીઓને સત્ય મળ્યું છે કે નહિ? અથવા જેમણે જે કાંઈ કહ્યું છે તે સત્ય છે કે નહિ? વગેરે ગંભીર પ્રશ્નો આપણી સામે ઉપસ્થિત થાય છે.

મેં કહ્યું છે કે સત્યનો માર્ગ સમજવો ઘણો મુશ્કેલ છે અને જ્યારે આપણે સિદ્ધાંત ઉપર વિચાર કરવા લાગીએ છીએ ત્યારે જાણી શકાય છે કે આપણે આગળ વધવા પ્રયત્નો કરીએ છીએ, છતાં પણ સત્યના માર્ગનો નિર્ણય કરવો મુશ્કેલ પડી જાય છે. એવી સ્થિતિમાં આપણે આપણી કલ્પનાઓના બળ ઉપર સત્ય અને અસત્યનો નિર્ણય કરવા બેસી જઇએ છીએ, પરંતુ તેમ કરવાથી આપણી કલ્પનાઓ આપણા માટે કોઈ સારો માર્ગ નિયત કરી દેતી નથી, પરંતુ તે તો ઉલટી વધુ સરળ બનાવે છે અને આપણે ગુંચવણમાં પડી જઇએ છીએ. ભારતના એક ઋષિએ કહ્યું છે કેઃ—

क्षुरस्य धारा निशिता दुरत्यया,
दुर्गमपथस्तत् कवयो वदन्ति।

અર્થાત્—સત્યનો માર્ગ છરીની ધાર જેવો છે, તરવારની ધાર જેવો તીખો છે. જેને તરવારની ધાર ઉપર ચાલવું છે, તે અસાવધાનીથી ચાલતો નથી. તેના ઉપર ચાલવા માટે મહાન તૈયારીની આવશ્યકતા રહે છે, પોતાને એકાગ્ર અને તન્મય બનાવવાની જરૂરત રહે છે. તરવારની ધાર ઉપર ચાલતાં જરા પણ અસાવધાની થઈ જાય, તો તે ધાર પગમાં લાગી જાય છે, રક્ત વહેવા લાગે છે, અને મનુષ્ય પીડાથી વશીભૂત બની જાય છે.

એ ઋષિ આગળ કહે છે કે સત્યનો માર્ગ એ છે…કે જેને મોટા મોટા વિદ્વાનો દુર્ગમ બતાવે છે. તેથી જો તમે તે માર્ગ ઉપર ચાલવા ઇચ્છતા હો તો તૈયારી કરીને ચાલો, વિચાર અને ચિંતનનું બળ સાથે રાખીને ચાલો. જો અસાવધતાથી ચાલશો તો માર્ગ મળશે નહિ અને તમે ઉન્માર્ગે ચઢી જશો. ગીતામાં કહ્યું છે કેઃ—

किं कर्म किमकर्मेति, कवयोऽप्यत्र मोहिताः।

કોઈ કોઈ વાર એવી સ્થિતિ બની જાય છે કે કર્મ શું છે

અને અકર્મ શું છે, કર્તવ્ય શું છે અને અકર્તવ્ય શું છે, સત્ય શું છે અને અસત્ય શું છે, આ પ્રશ્નોના ઉત્તર મેળવવામાં, તેનો નિર્ણય કરવામાં મોટા મોટા વિદ્વાનો પણ મોહમાં પડી જાય છે. સાધારણ જનતા તો મોહમાં પડેલી છે જ, પરંતુ વિદ્વાનો પણ એ જ શ્રેણીમાં આવી જાય છે. વાસ્તવમાં આ તે વિદ્વાનો કે તેમની વિદ્વતાનો દોષ નથી, સત્યની દુસહતા જ તેમના મોહનું કારણ હોય છે. તેથી આપણે સત્યની અમર્યાદિત જટિલતાનું અનુમાન કરી શકીએ છીએ. એક આચાર્યે કહ્યું છે કેઃ—

को न विमुह्यति शास्त्रसमुद्रे ।

સત્યનો સાગર અમર્યાદિત અને અપાર છે તેમાં છલાંગ મારવી સહેલી નથી. કોઈ કોઈ અસાધારણ ધીવર–જ્ઞાની જ તેમાં છલાંગ મારી સકુશળ કિનારે પહોંચી શકે છે. સાધારણ માણસનું તે કામ નથી.

સત્ય સંબંધી પૂરી તૈયારી સાથે જે વિચાર કરવા ઇચ્છતો હોય, તેણે સત્ય પ્રત્યે નમ્ર બનવું જોઇએ. પછી જે નિર્ણય આવે તેની સામે પોતાનું અભિમાન ઉભું કરવું જોઇએ નહિ. જો તમે સત્યની સામે અહંકારને રાખશો તો સત્યનું દર્શન થશે નહિ. આપના અહંકારના કાળા પડછાયામાં સત્યનું ઉજ્જ્વળ રૂપ છૂપાઈ જશે. સત્યને બદલે અહંકાર જ આપને મળશે અને એ રીતે આપનો અહંકાર આપને ઠગશે.

આપણા એક સંતે તો ત્યાં સુધી કહ્યું છે કે સત્યનો માર્ગ તો તરવારની ધાર કરતાં પણ વધુ દુર્ગમ છે. સંત આનંદઘનજી કહે છે કેઃ—

ધાર તરવારની સોહિલી, દોહિલી,
ચૌદમા જિનતણી ચરણ સેવા;

ધાર પર નાચતા દેખ બાજીગરા,
સેવના ધાર પર રહે ન દેવા.
—ભ. અનંતનાથની સ્તુતિ

સંત આનંદઘનજી કહે છે કે—એ ભગવાનની સેવા ઘણી મુશ્કેલ છે. તે સેવા ધૂપ-દીપની સેવા નથી, ધરાવવાની સેવા નથી અને માથું નમાવવાની પણ સેવા નથી. આ બધી સેવાઓ તો ઘણી સહેલાઈથી થઈ શકે છે અને આધ્યાત્મિક ક્ષેત્રમાં તેનું કાંઈ સ્થાન પણ નથી. પ્રભુના માર્ગ પર ચાલવું, સત્યના માર્ગ ઉપર ચાલવું તે જ પ્રભુની કે સત્યની ઉપાસના છે.

આજકાલ સમાજે સ્થૂળ સેવાનું રૂપ પકડી લીધું છે. આ રૂપ નાટકીય ઢંગથી જીવનમાં ઉતરી ગયું છે. માણસો આ રૂપ ઉપર જ મુગ્ધ બનેલા છે. અને એથી આગળ કાંઈ વિચાર પણ કરતા નથી. પરંતુ સંત આનંદઘનજી કહે છે કે અમુક રીતે ઉઠવું, બેસવું. માથું નમાવવું કે કોઈ વસ્તુ ચરણોમાં ચઢાવવી વગેરે સેવાઓ તરવારની ધારથી તેજ નથી. બલ્કે તરવારની ધાર ઉપર ચાલવું, નાચવું અને ઉછળવું–કૂદવું તો સહેલું છે, મુશ્કેલ નથી. તેઓ શરીરની વિશેષતાઓ છે. શરીર ઉપર નિયંત્રણ કરી લેવાથી તરવારની ધાર ઉપર નાચી શકાય છે અને હજારો માણસોની તાળીઓનો ગડગડાટ અને હર્ષનાદ પ્રાપ્ત કરી શકાય છે, પરંતુ જિનેશ્વરદેવની સાચી સેવા કરવી ઘણી મુશ્કેલ છે.

સંત કહે છે કે, તરવારની ધાર ઉપર તો સાધારણ માણસ અને જાદુગર પણ નાચી શકે છે અને પોતાનો તમાસો બતાવી શકે છે, તે તો સાધારણ વાત છે, પરંતુ સેવાની ધાર એટલી બધી તેજ હોય છે કે તેના ઉપર દેવતાઓના પગ પણ ટકતા નથી. દેવતાઓની એવી શક્તિ છે કે માણસો તેમની શક્તિથી મુગ્ધ થઈ પાગલની પેઠે તેમની પાછળ દોડે છે, ધર્મ અને અધર્મને

અમેરાઈએ ચડાવી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા માટે દોડધામ મચાવે છે, પરંતુ ઈશ્વરીય સેવા માટે તો તે દેવતાઓની શકિત પણ દીન બની જાય છે. એક દષ્ટાંતથી સમજી શકાશે:—

જ્યારે ભગવાન મહાવીર દશાર્ણપુર નગરની બહાર બાગમાં પધાર્યા અને તેમના પધારવાના સમાચાર મળ્યા ત્યારે ત્યાંના રાજા દશાર્ણ-ભદ્રના હૃદયમાં ભક્તિ અને પ્રેમનો સાગર ઉછળવા લાગ્યો. પ્રમોદ અને ઉલ્લાસથી તેમનું મન ઝગમગી ઊઠયું પરંતુ આ ભક્તિ, પ્રેમ, પ્રમોદ અને ઉલ્લાસની પાછળ અહંકાર પણ ચુપચાપ મનમાં ઘૂસી ગયું. રાજા વિચારવા લાગ્યા કે—'પ્રભુ પધાર્યા છે. આરાધ્ય દેવનુ આગમન થયું છે, જીવનને પ્રકાશ આપનાર ભગવાનનું પદાર્પણ થયું છે, હું ત્યાં જઈને તેમના ચરણોમાં માથું ઝૂકાવીશ, તેમને વંદન કરીશ અને ભવોભવના બંધનો તૂટી જશે. હું તે પ્રભુના ચરણોમાં જાઉં તો એવી રીતે જાઉં કે પહેલાં એવી રીતે કોઈ ગયું ન હોય અને ભવિષ્યમાં પણ કોઈ એ રીતે જઈ ન શકે."

મનુષ્યનું મન ઘણું વિચિત્ર છે, તે અનંત અનંત કાળને બાંધવા માગે છે. તે વિચારે છે કે હું એવું કાંઈક કરૂં કે જે અત્યાર સુધી કોઈએ કર્યું ન હોય અને ભવિષ્યમાં કરી પણ ન શકે. આમ કરૂં, તેમ કરૂં પરંતુ ઓ ક્ષુદ્ર માનવ! તું કોણ માત્ર છે? તું તો એક સાધારણ માટીનું પૂતળું છે. તારા જીવનમાં જે કાંઈ ભૌતિક શક્તિઓ છે, સંપત્તિ છે અને તારા જે કાંઈ પ્રયત્નો છે, તે સર્વે નાના વર્તુળોમાં ઘેરાયેલાં છે. છતાં તું એવું કરવા ઇચ્છે છે કે જેની અનંત ભૂતકાળ અને અનંત ભવિષ્ય કાળમાં તુલના ન થઈ શકે? તું તારા ક્ષુદ્ર જીવનની ક્ષુદ્ર ચેષ્ટાઓથી અનંત—અનંત ભૂત અને ભવિષ્યને આક્રાંત* કરવા ઇચ્છે છે, તેને બાંધી રાખવા ઇચ્છે છે?

રાજા દશાર્ણભદ્રના મનમાં એવી વૃત્તિ જાગી ઊઠી. જે ભક્તિની

* જીતી લેવા, ઘેરી લેવા.

ગીરી અને મધુર લહેરમાં વહીને મનુષ્ય જીવનનો પ્રશસ્ત માર્ગ પ્રાપ્ત કરી શકે છે, તે ભક્તિને રાજા સ્થૂળ ભૌતિકતાનું રૂપ દેવા તૈયાર થઈ ગયા. પછી શું જોઈએ ? હાથી, ઘોડા, રથ અને પાયદળ સેના તૈયાર કરવામાં આવી. તેણે આ બધાને દર્શનનું રૂપ આપી દીધું. મનુષ્યના મનને વિકારમયી વૃત્તિઓ ઘેરી લે છે.

ભગવાન મહાવીરનું સમવસરણ લાગેલું છે, સત્યનો પ્રકાશ થઈ રહ્યો છે અને જ્ઞાનની ગંગા વહી રહી છે, ત્યારે બીજી બાજુ દશાર્ણભદ્રને ભક્તિ ખોટા રૂપમાં ઘેરીને ઉભી છે.

આ બધું ઇન્દ્ર જાણી લે છે. ઇન્દ્ર વિચાર કરે છે કે— "રાજાના મનમાં ભગવાન પ્રત્યે ભક્તિ તો જાગી છે, પરંતુ તે ભક્તિની પાછળ અહંકાર આવેલો છે, તે તો ઝેર જેવો છે. તે ઝેર અમૃતમાં ન પ્રવેશી જાય તે ધ્યાન રાખવાની જરૂર છે તેથી રાજાને અને તેમની દ્વારા સંસારને સાચો માર્ગ બતાવવાની જરૂર છે. એવું વિચારી ઇન્દ્રે પણ પ્રભુના ચરણોમાં આવવાનું નક્કી કરી લીધું.

આ બાજુ રાજા અભૂતપૂર્વ તૈયારી કરી રવાના થયા. તેઓ પોતે પોતાનો વૈભવ જોઈને મુગ્ધ બની ગયા. પોતાનું ઐશ્વર્ય જોઈને સ્વયં આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. તેમણે વિચાર્યું કે મેં જે નિશ્ચય કર્યો હતો તે પુરો થઈ ગયો.

પરંતુ આ શું ? સામેથી ઈન્દ્રનો સજાવેલો હાથી આવી રહ્યો છે. દૈવી વૈભવનો અસીમ સાગર ઉછળતો, ઊછળતો આવી રહ્યો છે દેવોના વૈભવનું શું પૂછવાનું હોય ? વિચાર થયો કે તેવો વૈભવ બનાવતા તેમને વાર લાગતી નથી.

આ અલૌકિક સ્વર્ગીય વૈભવ રાજા દશાર્ણભદ્રની સામે આવ્યો તો તેની સર્વે તૈયારીઓ, તેનો બધો વૈભવ ફીક્કો પડી ગયો. તેને એવું લાગવા માંડ્યું કે જાણે કે કોઈ દરિદ્ર અને નગણ્ય વ્યક્તિની

આ તૈયારી કરેલી ન હોય ! તેઓ વિચારવા લાગ્યા કે આ કોણ આવ્યું ? એટલામાં તો દેવતાઓનો અવાજ આવવા લાગ્યો કે અમે તો મોટી સ્વારી જે પાછળ આવી રહી છે તેની ધ્વજા ઉડાવનાર છીએ. અમે તો કાંઈ ગણતરીમાં નથી. સ્વર્ગાધિપતિ દેવરાજ દેવેન્દ્રની સ્વારી તો હજુ પાછળ આવે છે.

રાજા દશાર્ણભદ્ર આ બધું જોઇને અને સાંભળીને આશ્ચર્યમાં ડૂબી ગયા. તેઓ મનમાં વિચારવા લાગ્યા કે આજે મને મારા અભિમાનનો બરાબર ઉત્તર મળી ગયો છે. આ ઇન્દ્ર આવ્યા છે તે મારા અભિમાનના ચૂરેચૂરા કરવા માટે જ આવ્યા છે. જ્યારે ઇન્દ્રની સાધારણ સવારી—જે આગળ દેખાઈ રહી છે—તેનું રૂપ આવું છે તો પાછળથી તો કોણ જાણે કેટલો મોટો વૈભવ હશે !

રાજા આગળ વધ્યા અને યથાસ્થાને પહોંચી ગયા. રાજા જ્યારે પ્રભુના ચરણોમાં પહોંચ્યા ત્યારે તેમના દિલના ટુકડે ટુકડા થઈ ગયા. તે ક્ષત્રિય માન-ભંગ થઈ ગયા. અને જાણે કે લોહી સૂકાઈ ગયું હોય એવા બની ગયા. પરંતુ જ્યારે અંધકારમાં પડતાં પડતાં તેમને પ્રકાશનું એક કિરણ હાથ લાગી ગયું તો તેઓ બોલી ઊઠયા—ઠીક છે. ઇન્દ્રે મને આહ્‌વાહન આપ્યું છે તો હું પણ તેને આહ્‌વાહન આપીશ. જે મનુષ્યો કરી શકે છે તે કરવા દેવતા પણ શક્તિવાન નથી. જ્યાં મનુષ્યો પહોંચી શકે છે ત્યાં દેવતાઓ પણ પહોંચી શકતા નથી.

શાસ્ત્રકારોએ વારંવાર કહ્યું છે કે વૈભવની દૃષ્ટિથી દેવતાઓ ભલે ઘણા ઊંચા હોય, પરંતુ મનુષ્યમાં એક એવી અસાધારણ શક્તિ છે કે તેની પાસે વિશ્વની સમસ્ત શક્તિઓ દબાઈ જાય છે. રાજા દશાર્ણભદ્રમાં તે માનવીય શક્તિનું સ્વાભિમાન જાગ્યું. રાજા જ્યારે ભગવાનની પાસે પહોંચ્યા ત્યારે વસ્ત્રાભૂષણ, ચમર, છત્ર વગેરે બધી ચીજો દૂર કરીને, સાધુના વેશમાં પહોંચ્યા. તેમણે

પ્રભુના ચરણોમાં પહોંચીને અભ્યર્થના કરી કે—" પ્રભો ! હું આપના ચરણ-શરણ ગ્રહણ કરવા ઇચ્છું છું. હું આધ્યાત્મિક જીવનના પાવન અને સુંદર વાતાવરણમાં વિચરણ કરવા ઇચ્છું છું. મારો અંતઃવાસી રૂપે સ્વીકાર કરો, પ્રભો !"

ભગવાન કેવળજ્ઞાની હતા. તેમણે જોયું કે પરિણતિ આવી ગઈ છે. આ અહંકારથી આવી નથી. અહંકારથી પ્રેરણાથી ચાલ્યા હતા, પરંતુ તે અહંકાર પણ સાત્ત્વિક હતો. સાત્ત્વિક અહંકારે તેમને ત્યાગના માર્ગ ઉપર ચઢાવી દીધા અને હવે તે પાછા હઠવાના નથી, તેઓ તો આગળ જ વધવાના છે.

બસ, પ્રભુએ રાજાની અભ્યર્થના અંગીકાર કરી લીધી. 'अप्पाणं वोसिरामि' કરતાં જ દશાર્ણભદ્ર રાજા હવે સાધુ થઈ ગયા.

ત્યાર પછી ઇન્દ્ર આવ્યા. તેમણે ભગવાનને નમસ્કાર કર્યા અને દશાર્ણભદ્ર તરફ દૃષ્ટિ નાખી. ભગવાને કહ્યું, 'ઇન્દ્ર ! દશાર્ણભદ્રની ભૂમિકા તરફ જુઓ. તેઓ મુનિ બની ચૂક્યા છે.'

ઇન્દ્રે જોયું કે મુનિ દશાર્ણભદ્રના ચહેરા ઉપર એક અદ્ભુત તેજ ચમકી રહ્યું હતું. તેમનું ઓજસ્પૂર્ણ મુખમંડળ જાણે ઇન્દ્રના વૈભવનો ઉપહાસ ન કરતું હોય તેવું દેખાતું હતું. સત્યનો વિમલ આલોક તેમની ચારે બાજુ પ્રસરી રહ્યો હતો અને સૂર્ય પાસે ચંદ્ર દેખાય તેવું મુનિ પાસે ઇન્દ્રનું મુખ ભાસતું હતું.

ઇન્દ્ર આગળ વધ્યા અને મુનિ દશાર્ણભદ્રના ચરણોમાં નમી પડ્યા. તેઓ બોલ્યા, " આપ જે રૂપ લેવા નીકળ્યા હતા, તેની આપે પૂર્ણ રીતે રક્ષા કરી છે. સંસારના વૈભવને ઇન્દ્ર પડકાર કરી શકે છે, પરંતુ આ આધ્યાત્મિક અને સત્ય વૈભવને પડકાર કરવાનું સામર્થ્ય મારામાં નથી. હું એ ક્ષેત્રમાં પામર છું. આગળ વધી શકું તેમ નથી. હું માત્ર સાંસારિક વૈભવથી દુનિયાને માપી શકું

એવી મારી ભૂમિકા છે, પરંતુ આધ્યાત્મિક ભૂમિકાથી માપી શકું તેમ નથી. આપે જે લોકોત્તર વૈભવ પ્રાપ્ત કર્યો છે અને જે ઉચ્ચત્તર ભૂમિકા ઉપર આપ બિરાજી રહ્યા છો, તેની આગળ તો ઇન્દ્ર ચરણોની ધૂળ મસ્તકે ચઢાવવા માટે જ છે.

જૈન સાહિત્ય અને ઇતિહાસનો જે ઉલ્લેખ આપણી સામે છે અને તેમાં સેવાનો આદર્શ આવે છે તો આપણે સમજી શકીએ છીએ કે જે માર્ગ ઉપર દશાર્ણભદ્ર ચાલ્યા હતા તે જ સત્યનો માર્ગ છે. પરંતુ તે માર્ગ એટલો બધો ઊંચો હતો કે ત્યાં જવામાં દેવતા તો શું, દેવોનાં ઇન્દ્ર પણ લથડી ગયા અને તે માર્ગે જઈ ન શક્યા.

જીવનની સચ્ચાઈઓ તો એવી છે કે સહજ ભાવથી નિર્ણય કરવામાં આવે તો સંભવ છે કે સત્યનો પ્રકાશ મળી જાય, અન્યથા દેવતાઓને પણ એ ઊંચાઈઓ અને સચ્ચાઈઓ પ્રાપ્ત થતી નથી. તેમને સાધુ–જીવન કે ગૃહસ્થ–જીવનની ઊંચાઈ પ્રાપ્ત થતી નથી.

સત્યને મેળવવા માટે સત્યને સત્ય રૂપે જ ઓળખવું જોઈએ. સંપ્રદાયવાદ પૂર્વબદ્ધ ધારણા અથવા અહંકાર રહિત સત્યને ઉપલબ્ધ કરવાનો પ્રયાસ કરવો તે સોનાને અંધકારમાં નાખવા જેવું છે. પોતાના સ્વાર્થ અને રૂચિ અનુસાર સત્યને માપવાનો પ્રયત્ન કરો નહિ. જ્યારે સત્યને સત્યની દૃષ્ટિથી માનવામાં કે આંકવામાં આવે છે ત્યારે જ તે ઉપલબ્ધ થાય છે. સાચો સમ્યગ્દૃષ્ટિ સત્યની દૃષ્ટિથી જોશે અને જોતી વખતે પોતાની માન્યતા રૂપ ચશ્મા ચડાવશે નહિ, એટલુંજ નહિ, પરંતુ ચઢેલા ચશ્મા પણ ઉતારી નાખશે. તેથી વિપરીત, જે માણસ સત્ય મળતાં પણ તેને ગ્રહણ કરતો નથી તેને માટે સત્ય ઢંકાઈ જાય છે અને તેને તે ઉપલબ્ધ થઈ શકતું નથી. ઉપનિષદમાં કહ્યું છે કે:—

> हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
> तत्त्वं पूषन्नपावृणु, सत्यधर्माय दृष्टये ॥
>
> —ईशावास्योपनिषद्

સુવર્ણમય પાત્રથી સત્યનું મુખ ઢંકાયેલું છે અહીં સુવર્ણ એટલે અજ્ઞાનમય માન્યતાઓ સમજવી. આ માન્યતાઓ જ સોનાનું ઢાંકણુ છે અને સત્ય તેની નીચે છૂપાયેલું છે.

શુદ્ધ હૃદય કહો કે સમ્યગ્દૃષ્ટિ કહો– જે કહો તે, પરંતુ તેના અભાવમાં સત્યની ભાળ થતી નથી.

એક તરફ મિથ્યાદષ્ટિ હોય છે, બીજી તરફ સમ્યગ્દૃષ્ટિ આત્મા છે. મિથ્યાદષ્ટિનું સમસ્ત જ્ઞાન અજ્ઞાન રૂપે જ હોય છે. જે મતિજ્ઞાન હોય છે, અર્થાત પાંચ ઇન્દ્રિયોથી જે જ્ઞાન હોય છે—કાનોથી સાંભળવાનું, નાકથી સુંઘવાનું, જીભથી ચાખવાનું, આંખોથી જોવાનું, અને શરીરથી સ્પર્શવાનું—તે પાંચે ઇન્દ્રિયોથી થતું જ્ઞાન મતિજ્ઞાનની ધારા છે. આ પાંચેથી જુદું એક બીજું જ્ઞાન છે, તેનું ચિંતન, મનન બરાબર ચાલુ રહે છે, તે ઇન્દ્રિયોની સાથે તેમજ પૃથક પણ હોય છે, તે આપણું મન છે. આ પ્રમાણે ઇન્દ્રિયો અને છઠ્ઠું મન– બસ, આ જ જ્ઞાનનું સાધન આપણી પાસે છે.

મનુષ્ય વિચારે છે કે હું જ્ઞાની છું. પરંતુ તેનું જ્ઞાન કેટલું છે? આ વિરાટ સૃષ્ટિમાંથી તેને રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દનું જ અને તે પણ અમુક મર્યાદામાં રહીને જ જ્ઞાન થાય છે. તેથી આગળ તે જઈ શકતો નથી. એ રીતે તેને આ અખિલ વિશ્વમાંથી કેવળ પાંચ વાતની ખબર પડી અને તે પાંચમાંથી કોઈ પણ વાત આત્મા સાથે સંબંધ ધરાવતી નથી. ઇન્દ્રિયો ચૈતન્ય-જગત તરફ જઈ શકતી નથી, તે તો જડ-જગત તરફ જ જાય છે. જડ જગતમાં જે અનંત અનંત વિશેષતાઓ છે, તેમાંથી ફક્ત પાંચનો અધૂરો પત્તો લાગે છે. તે સિવાય મનુષ્ય જે કાંઈ જાણે છે, તે મન દ્વારા જાણે છે. મનુષ્ય પાસે મોટા મોટા શાસ્ત્રોની ધારાઓ—અલંકાર, ન્યાયશાસ્ત્ર, ખગોળ અને ભૂગોળ વગેરેની ધારાઓ ચાલે છે, તે સર્વે ક્યાંથી ચાલે છે? તે સર્વેનો સ્રોત મનુષ્યનું મન જ છે.

'મનુષ્ય'નો અર્થ શું છે? કોઈ કહે છે કે મનુનો પુત્ર તે મનુષ્ય. કોઈએ કાંઈ કહ્યું અને બીજાએ બીજું. વ્યાકરણ પણ એવી જ વ્યુત્પત્તિઓ કરે છે. પરંતુ એવી વાતો ગળે ઉતરે તેમ નથી. વાસ્તવમાં મનુષ્ય તે છે કે જે મનન કરે છે, ચિંતન કરે છે:—

**मननात् मनुष्यः ।**

યાસ્કે પોતાના નિઘંટુમાં કહ્યું છે કે:—

**मत्वा कार्याणि सीव्यन्तीति मनुष्याः ।**

આ પ્રમાણે મનુની વાત તો બાજુએ મૂકવાની છે. વસ્તુતઃ જે ચિંતાશીલ હોય, મનનશીલ હોય, જે પોતાના જીવનના ઊંડાણને માપી શકે છે અને બીજાના જીવનના ઊંડાણને પણ માપી શકે છે, તે મનુષ્ય છે. મનુષ્ય જડ જગતને પેલે પાર ચૈતન્ય-જગતની મર્યાદા સુધી આગળ વધે છે અને જ્યાં સુધી તેની બુદ્ધિ કામ કરે છે ત્યાં સુધી તે રહસ્યોને શોધવાનું ચાલુ રાખે છે. મનુષ્ય થાકતો નથી. તે સંસારના ખુણેખુણાની તપાસ કરે છે.

મનુષ્ય એક એવી જગ્યા ઉપર ઉભો છે કે જ્યાં એક બાજુ પશુત્વભાવના અને બીજી બાજુ દેવત્વભાવના આવેલી છે અને નિરંતર જીવન ઊંચું નીચું થયા કરે છે. તે સંસારનો દેવતા છે, ઈશ્વર છે, પરંતુ મનુષ્ય સ્વયં તેની સત્તા લેવા ઇચ્છે છે. જૈન ધર્મ તો એ જ કહે છે કે, હે મનુષ્ય! તું પોતે જ ઈશ્વર બની શકે છે.

ચાલો, શાસ્ત્રની શોધ કરવા માટે ચાલો. તેની દ્વારા મનુષ્યનું કલ્યાણ કરવા ચાલો. પરંતુ જો તમારી અંદર અજ્ઞાન છાયું હશે અને તમને તમારો અને બીજાનો પત્તો લાગી શકતો ન હોય તો મનુષ્ય થઈને શું મેળવ્યું? કાંઇ પણ ન મેળવ્યું.

તો મૂળ વાત તો એ છે કે જે મનન કરે છે તે મનુષ્ય છે. મનુષ્યને જે કાંઈ જ્ઞાન ઉપલબ્ધ થયેલ હોય છે તેનો અધિકાંશ ઇન્દ્રિયો દ્વારા નહિ, પરંતુ મનની દ્વારા જ ઉપલબ્ધ થાય છે. સમ્યગ્દષ્ટિને જે

જ્ઞાન થાય છે તે જ જ્ઞાન કહેવાય છે અને મિથ્યાદૃષ્ટિના જ્ઞાનને શાસ્ત્રની પરંપરા અજ્ઞાન કહે છે.

માણસ સામે રૂપ આવે છે. તે કાળું પીળું કે વાદળી ગમે તે રંગનું હોય તેને મિથ્યાદૃષ્ટિ પણ જુએ છે અને સમ્યગ્દૃષ્ટિ પણ જુએ છે. પરંતુ મિથ્યાદૃષ્ટિનું જોવાનું અજ્ઞાન છે અને સમ્યગ્દૃષ્ટિનું જોવું તે સમ્યગ્દૃષ્ટિ છે.

આ મતિજ્ઞાનની વાત થઈ. શ્રુતજ્ઞાન કે સૂત્રજ્ઞાનની પણ એ જ વાત છે. સમ્યગ્દૃષ્ટિનું શ્રુતજ્ઞાન જ્ઞાન કહેવાય છે અને મિથ્યાદૃષ્ટિનું તે જ શ્રુતજ્ઞાન અજ્ઞાન કહેવાય છે.

અવધિજ્ઞાન પણ સમ્યગ્દૃષ્ટિ માટે અવધિજ્ઞાન છે અને મિથ્યાદૃષ્ટિ માટે વિભંગજ્ઞાન છે.

આપણે કહીએ છીએ કે એક અજ્ઞાન છે અને બીજું જ્ઞાન છે, પરંતુ આ ભેદ–કલ્પનાની પૃષ્ઠભૂમિમાં શું રહસ્ય છે તે પણ સમજવું જોઈએ.

મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન જો અજ્ઞાન છે તો તેનું સત્ય શું સત્ય છે? તેની અહિંસા શું અહિંસા છે? તેનું ચારિત્ર શું ચારિત્ર છે? મિથ્યાદૃષ્ટિના જીવનમાં જે સારાપણું દેખાય છે તે વ્યવહારદૃષ્ટિમાં સારાપણું કહેવાય છે અને કહેવાવું પણ જોઈએ, પરંતુ જ્યારે સિદ્ધાંતની દૃષ્ટિથી જોઈએ છીએ અને ડૂબકી મારીએ છીએ તો જ્ઞાત થાય છે કે તે સત્ય સત્ય નથી, તેની અહિંસા અહિંસા નથી, કારણ તેના મૂળમાં અજ્ઞાન છે. મિથ્યાદૃષ્ટિનો આચાર અજ્ઞાન–મૂલક અને અજ્ઞાન પ્રેરિત હોય છે, તેથી તે સમ્યક્ આચાર નથી.

મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન વિપરીત જ્ઞાન કહેવાય છે તેનો અર્થ શું? શું તેનું જ્ઞાન ઉલટ–પુલટ હોય છે? શું મિથ્યાદૃષ્ટિ, સીધા ઉભેલા માણસને ઊંધો ઉભેલો જુએ છે? શું તેનું માથું નીચે અને પગ

ઉપરની તરફ દેખાય છે ? નહિ, એવું કશું હોતું નથી. તેના જ્ઞાનનો વિપર્યાસ તેની દૃષ્ટિનો વિપર્યાસ હોવામાં જ છે.

મિથ્યાદૃષ્ટિનો અમુક સંપ્રદાય સાથે સંબંધ જોડી ન શકાય. અમુક સંપ્રદાયવાદી સમ્યગ્દૃષ્ટિ છે અને અમુક સંપ્રદાયવાદી મિથ્યાદૃષ્ટિ છે, અથવા અમુક વ્યક્તિ સમ્યગ્દૃષ્ટિ છે અને અમુક મિથ્યાદૃષ્ટિ છે. એ નિર્ણય કરવાનો આપણો અધિકાર નથી આપણો અધિકાર ફક્ત વિચાર કરવાનો છે. સમ્યગ્દર્શન અને મિથ્યાદર્શનનો કોઈ પણ સંપ્રદાય, પરંપરા કે પંથની સાથે સંબંધ નથી. જૈન કુળમાં જન્મ લેવાથી જ કોઈ સમ્યગ્દૃષ્ટિ બની જતા નથી અને સંભવ છે કે કોઈ જૈનકુળમાં જન્મ ન લઈને પણ સમ્યગ્દૃષ્ટિ થઈ જાય. ત્યારે તેને મહાન પ્રકાશ પ્રાપ્ત થાય છે અને તેનુ અજ્ઞાન પણ જ્ઞાન બની જાય છે.

તાત્પર્ય એ છે કે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનમાં રહે છે, તેના ચિંતન પાછળ વિવેક હોતો નથી, તે કારણથી તે અજ્ઞાની કહેવાય છે. કદાચિત્ તેને જાણકારી થાય અને સત્યનો પત્તો પણ લાગે છતાં પણ વિવેકના અભાવમાં તેનું સત્ય, સત્ય હોતું નથી. તેથી ઉલટું સમ્યગ્ દૃષ્ટિ પુરુષ જ્યારે શાસ્ત્રોનું મનન કરવા લાગે, તો સંભવ છે કે તે કદાચિત્ ખોટું રૂપ પણ ગ્રહણ કરી લે, છતાં પણ શાસ્ત્રકાર કહે છે કે તે સમ્યગ્દૃષ્ટિ જ છે. તેના સમ્યક્ત્વમાં ક્ષતિ આવતી નથી, કારણ તેની દૃષ્ટિ સત્યની દૃષ્ટિ છે. તે સત્ય જ્ઞાન સાથે ચાલે છે અને વિચારે છે અને વિચાર કરતાં કરતાં કોઈ નિર્ણય ઉપર પહોંચી જાય છે, સંભવિત છે કે તેનો નિર્ણય બરાબર ન હોય, છતાં તેણે સાચી શ્રદ્ધાનો માર્ગ શોધી લીધેલો છે. તેથી તે મિથ્યાદૃષ્ટિ થઈ ગયો કે સમ્યગ્દૃષ્ટિ ન રહ્યો એમ ન કહી શકાય. જ્યારે કોઈ વિશેષજ્ઞ તેને મળે છે ત્યારે તે વિનમ્ર ભાવોથી તેને પૂછે છે અને જ્યારે તે સમજી લે છે કે તેણે ભૂલ કરી હતી તો તે પોતાના અહંકાર અને પ્રતિષ્ઠામાં ફસાઈ પડતો નથી, પરંતુ પોતાની ભૂલ સુધારે

છે, તે સત્યની પાછળ અહંકાર, પ્રતિષ્ઠા વગેરેનું બલિદાન આપે છે અને સત્યને સ્વીકારી લે છે. આગમમાં ધર્મનો નિર્ણય કરવા સંબંધી કહ્યું છે કે:—

पन्ना समिक्खए धम्मं, तत्तं तत्तविणिच्छियं।

—उत्तराध्ययन सूत्र २३/२५

ધર્મનો નિર્ણય પ્રજ્ઞા-બુદ્ધિથી થાય છે, વિચાર, વિવેક અને ચિંતનથી થાય છે. આ વિવેક જેને પ્રાપ્ત થઈ ગયો છે તેને માટે શાસ્ત્ર સાચું શાસ્ત્ર બને છે અને તેનું જ્ઞાન સમ્યગ્ જ્ઞાન બની જાય છે. આ પ્રકારના વિવેકના અભાવમાં કોઈ માણસ ગમે તેટલું ભણે છતાં તેને સમ્યગ્ જ્ઞાન થતું નથી.

મને એક વિદેશી સજ્જન મળ્યા. તેમણે ભગવતી સૂત્ર, આચારાંગ સૂત્ર વગેરે વાંચ્યા હતા. તેઓ વાતો કરવા લાગ્યા તો અહિંસાના સંબંધમાં ઘણી સૂક્ષ્મ વાતો કરવા લાગ્યા. મેં તેમને પૂછ્યું—"તમે આગમોનું ચિંતન કર્યું છે. તેમાં સમય લગાડ્યો છે અને રહસ્ય જાણવાનો પ્રયાસ કર્યો છે, તે શેને માટે?"

તે સજ્જન બોલ્યા—"મારે શું કરવાનું હતું? મેં તો ભારતીય દર્શન અને જૈન દર્શનનું અધ્યયન કર્યું છે તે એટલા માટે કે વિશ્વવિદ્યાલયમાં કોઈ સારું પદ મળી જાય."

તો જ્યાં ભગવતી સૂત્ર અને આચારાંગ સૂત્રના જ્ઞાનની પાછળ આ દૃષ્ટિકોણ હોય, જે પ્રયત્ન કરવામાં આવે તેની પાછળ સત્યની દૃષ્ટિ ન હોય અને કેવળ સાંસારિક સ્વાર્થની ભાવના હોય, ત્યાં એક મહાન વિદ્વાન પણ સમ્યગ્ જ્ઞાની કહી શકાય નહિ. તથી એક સાધારણ માણસ, જેણે સૂક્ષ્મતાથી શાસ્ત્રોનું અધ્યયન ન કર્યું હોય, પરંતુ તે સાધક હોય, સાધનાના માર્ગ ઉપર હોય તે પણ વધુ સારો ગણી શકાય

તાત્પર્ય એ છે કે સમ્યગ્ જ્ઞાન અને મિથ્યા જ્ઞાનના મૂળમાં

સત્ય માટે તત્પરતા અને અતત્પરતા જ મુખ્ય છે. સમ્યગ્ જ્ઞાની સત્યના માર્ગે અને સત્યની પ્રાપ્તિ માટે જ આગળ વધે છે. સત્યની ઉપલબ્ધિ જ તેનું એક માત્ર લક્ષ હોય છે. સત્ય તેને માટે સર્વસ્વ છે. સત્ય માટે તે બધું સમર્પિત કરી શકે છે. આટલી તૈયારી પછી પણ કદી કોઈ સાધક પ્રમાદવશ સત્યથી દૂર થઈ જાય છે. અસત્યના માર્ગ ઉપર ચાલે છે, છતાં પણ તે અસત્યનો રાહદારી કહેવાશે નહિ, કારણ તે પોતાની સમજણ પ્રમાણે સત્યના માર્ગ ઉપર જ ચાલે છે અને જ્યારે તેને જ્ઞાન થશે કે તે સત્યના માર્ગ ઉપરથી ઉન્માર્ગે વળી ગયો છે, ત્યારે તે તત્કાળ પોતાનો માર્ગ બદલી લેશે. પૂર્વગ્રહ, અહંકાર કે પ્રતિષ્ઠા–ભંગ વગેરેનો ભય તેને એક ક્ષણ માટે પણ માર્ગ બદલવામાં રોકશે નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**समयं ति मन्नमाणे समया वा असमया वा होइ त्ति उवेहाए।**
**—आचारांग सूत्र**

અર્થાત્—જેની દૃષ્ટિ સમ્યક્ છે, જેની દૃષ્ટિમાં વિવેક અને વિચાર વિકસિત થઈ ચૂકેલ છે. તેને માટે સમ્યક્ તો સમ્યક્ જ છે, પરંતુ અસમ્યક્ પણ સમ્યક્ જ બની શકે છે.

એક મુનિ ગોચરી માટે રવાના થાય છે. વિવેક અને વિચાર સાથે ગૃહસ્થને ઘેર જઈ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે આહારની શુદ્ધતા—અશુદ્ધતાની ગવેષણા કરે છે. આ પ્રમાણે યથાસંભવ પૂર્ણ સાવધાની રાખવા છતાં પણ છદ્મસ્થતાને લઈને, સર્વજ્ઞતા નહિ હોવાથી; સંભવ છે કે અશુદ્ધ આહાર આવી પણ જાય. એવો આહાર કરનાર સાધુને તમે શુદ્ધાહારી કહેશો કે અશુદ્ધાહારી? શાસ્ત્રકાર કહે છે કે એવા મુનિ શુદ્ધ આહાર જ કરી રહ્યા છે.

બીજી બાજુ એક સાધુમાં વિવેક અને વિચાર નથી. તેઓ આહાર લેવા ગયા અને કોઈ પ્રકારની પૃચ્છા કરી નહિ. શુદ્ધ

આહારની ગવેષણા કરી નહિ, કોઈ વિચાર કર્યો નહિ. વગર પૂછ્યે જેવો આહાર મળ્યો તે લઈ લીધો. એમ કરવા છતાં પણ સંભવ છે કે તેને શુદ્ધ આહાર મળી જાય અને તેઓ પોતાના સ્થાનમાં આવી તેનો ઉપયોગ કરે. શાસ્ત્રનો આદેશ છે કે તે આહાર કદાચિત્ નિર્દોષ હોય છતાં પણ અશુદ્ધ છે.

આપણે બધા ચિંતન કરવા બેઠા છીએ, પરંતુ આપણું ચિંતન પણ શાસ્ત્ર છે, કારણ કે તેનો આધાર શાસ્ત્ર છે. પહેલા મુનિ જે આહાર લાવ્યા છે, તેને શાસ્ત્ર અશુદ્ધ કહેતું નથી અને બીજા મુનિને જો કે નિર્દોષ આહાર મળે તો પણ શાસ્ત્ર તેને શુદ્ધ કહેતું નથી. તેનું કારણ શું છે? એ જ કારણ છે કે સત્યને માટે જાગ્રતિ, તત્પરતા અને ચિંતન હોવાં જોઈએ. જ્યાં આ બધું વિદ્યમાન છે, વિવેક, વિચાર અને ચિંતન ચાલુ છે અને અસાવધાની નથી ત્યાં અશુદ્ધ પણ શુદ્ધ છે. જો એ બધું ન હોય તો શુદ્ધ આહાર લાવવામાં આવ્યો હોય છતાં પણ તે અશુદ્ધ છે.

સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિનો નિર્ણય કરવા માટે આ જ મુખ્ય દૃષ્ટિ રાખવી જોઈએ. એક જ વાત આરાધક અને વિરાધકના સંબંધમાં પણ સમજવી જોઈએ.

એક આચાર્યે ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર કાંઈક લખ્યું છે તેમણે શ્રાવકની ભૂમિકાને પણ બાળ-તપના રૂપમાં પ્રકાશિત કરી દીધી છે. તે વાંચવામાં પણ આવે છે અને વાંચ્યા પછી કેટલાકને ભ્રાન્તિ પણ પેદા થાય છે. તેઓ મહાન્ આચાર્ય છે. તેમણે જે લખ્યું છે તેને માટે શું આપણે એમ કહી શકીએ કે ઉત્સૂત્ર પ્રરૂપણા કરી છે? અથવા તેમનામાં મિથ્યાદૃષ્ટિપણું આવી ગયું છે? સાચું તો એ છે કે તેમની બુદ્ધિ ચાલી ત્યાં સુધી તેમણે કામ કર્યું. જો તેમણે સત્યને સન્મુખ રાખીને કામ કર્યું હોય તો કેમ કહી શકાય તેઓ મિથ્યાદૃષ્ટિ બની ગયા? આવી સ્થિતિમાં આવશ્યક એ હોય છે

જ્યારે પણ કોઈ તેમને સાચી સૂચના કે નિર્ણય આપે ત્યારે તેનો સ્વીકાર કરવામાં આનાકાની ન હોવી જોઈએ. જે સહજ ભાવથી પોતાની ભૂલનો સ્વીકાર કરવા તૈયાર નથી અને જે ભૂલને ભૂલ સમજીને પણ વિચારે છે કે મેં તો લખી નાખ્યું છે, હવે બદલું કેવી રીતે? બદલું તો મારી પ્રતિષ્ઠાને ઠેસ લાગે, માણસો મારો ઉપહાસ કરે—અને તે પ્રમાણે સત્ય તેમની સામે ચમકી રહ્યું હોય છતાં પણ તેનો તિરસ્કાર કરે. તેનો સ્વીકાર કરે નહિ, તો સમજવું કે ત્યાં "દાળમાં કાળુ છે." તેની સ્થિતિ બરાબર નથી.

પહેલાં જે આગમોદ્ધાર થયો છે તેમાં કેટલીય ભૂલો રહી છે. તો શું આપણે આગમોદ્ધાર કરનારને ઉત્સૂત્ર પ્રરૂપક અથવા મિથ્યાદૃષ્ટિ કહેશું? નહિ, એવું કહી ન શકાય. સત્ય જ જેનું લક્ષ છે, તેમનાથી ખોટી પ્રરૂપણા થઈ જાય તો પણ તે સમ્યગ્દૃષ્ટિ છે.

તેથી ઉલટું કોઈએ બરાબર ઠીક લખ્યું હોય અને નાનકડી ભૂલ પણ ન કરી હોય, પરંતુ જો તેની વૃત્તિ પવિત્ર ન હોય, તેની પાછળ અર્થોપાર્જનની જ ભાવના હોય તો આપણે કહી શકીએ કે તેણે સત્ય લખ્યું નથી, કારણ કે તેની પાછળ સત્યની દૃષ્ટિ નથી.

તાત્પર્ય એ છે કે કલમથી લખવું, મોઢાથી બોલવું અને વાતને તે રૂપે કહેવી તે સત્ય નથી, પરંતુ તેની પૃષ્ઠ ભૂમિમાં સત્ય પ્રત્યે અનુરાગ, ભાવના, પ્રેરણા અને ચિંતન પણ હોવા જોઇએ. જ્યાં સુધી આ બધું હોતું નથી ત્યાં સુધી સત્યનો નિર્ણય થતો નથી અને અસત્યની જાળમાંથી બહાર નીકળવું સંભવિત નથી. આચાર્ય અકલંકે કહ્યું છે કે:—

दर्शनस्य पूज्यत्वम् ।

સમ્યગ્ દર્શન મહાન છે અને તે એક પારસ છે, કે જે લોઢાને અડકવાથી તેને સોનું બનાવી દે છે જ્યારે સમ્યગ્ દર્શન પ્રાપ્ત થાય છે ત્યારે અજ્ઞાન પણ જ્ઞાન બની જાય છે. દૃષ્ટિ બદલતાં જ અજ્ઞાન જ્ઞાનનું રૂપ ધારણ કરી લે છે. એમ તો મિથ્યાદૃષ્ટિમાં પણ જ્ઞાન જ

હતું, અજ્ઞાન અર્થાત્ જ્ઞાનનો અભાવ ન હતો, કિંતુ મિથ્યાદષ્ટિની મિથ્યાદષ્ટિએ તેના જ્ઞાનને વિપરીત બનાવી રાખ્યું હતું, અજ્ઞાન બનાવી રાખ્યું હતું. અને જેવી દષ્ટિ બદલી કે અજ્ઞાન જ્ઞાન રૂપે પરિણત થઈ ગયું.

તેથી અમારા જે સાથીઓ સત્ય અને અસત્યને માટે આગ્રહ સેવે છે અને ઝટપટ બીજાને મિથ્યાદષ્ટિ કહી દે છે, તેને હું કહીશ કે તેઓ ઉચિત કરતા નથી. આવું કરનાર એક રીતે પોતે સર્વજ્ઞ હોવાનો દાવો કરે છે. આપણે સમ્યગ્ પ્રકારે વિવેક અને વિચારના પ્રકાશમાં જ સત્ય અને અસત્યનો નિર્ણય કરવો જોઈએ.



૫

# સત્ય, સત્યને માટે

આપણા જીવનમાં જેટલાં અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ ઉતરવા આવશ્યક છે, તેટલું જ સત્ય ઉતરવાની પણ જરૂર છે. આત્માના જે અનંત–અનંત ગુણો છે અને તે આપણા જીવનને પવિત્ર બનાવે છે, તેમાંથી એક ગુણને છોડી દેવાથી પણ જીવનની પવિત્રતા પૂર્ણ થતી નથી, તે પ્રમાણે સત્ય પણ આપણા જીવનનું મહત્ત્વપૂર્ણ અંગ છે, આપણી સાધનાનો મુખ્ય ભાગ છે. તેને છોડી દઈને આપણે સાધના–જીવનને પ્રાપ્ત કરી શકતા નથી. તેથી તમારી સામે સત્યનું વિવેચન કરવામાં આવ્યું છે. એ બતાવાઈ ગયું છે કે જ્યાં જ્ઞાન, વિવેક અને વિચાર નથી ત્યાં સત્યની ભૂમિકા પણ મળી શકતી નથી

જે વ્યક્તિ પોતે અંધકારમાં છે અને જેને જ્ઞાન નથી કે મારે શા માટે સત્ય બોલવું જોઈએ, સત્ય બોલવાથી જીવનનો ક્યો લાભ પ્રાપ્ત થાય છે, અસત્ય બોલવાથી શું હાનિ થાય છે, એવો માણસ કોઈના દબાણથી સત્ય બોલે અગર વિચારે કે અસત્ય બોલીશ તો પિતા કે પુત્ર નારાજ થઈ જશે, રાજ્ય તરફથી દંડ મળશે અથવા સમાજમાં પ્રતિષ્ઠા બરાબર થશે. એવું વિચારીને સત્ય બોલતો હોય તો ભગવાન મહાવીરનું કથન છે કે તેનું સત્ય ચારિત્રનું સત્ય નથી. તે સત્ય વિવેક કે જ્ઞાનનું સત્ય બન્યું નથી.

સત્યની પાછળ ભય, સ્વાર્થ, લોભ અને લાલચનું કામ ન હોય. સત્યની ઉપાસનાના પુરસ્કાર રૂપે સમસ્ત સંસારની ઉપાધિ આવી પડી હોય તો પણ સત્યનો જ આશ્રય લો, સત્યને જ પોતાની

ઉપાસનાનું કેંદ્ર-બિંદુ બનાવી રાખે અને સત્યને જ નિમંત્રણ આપો. પ્રત્યેક પરિસ્થિતિમાં સત્ય જ તમારૂં લક્ષ હોવું જોઈએ. અને સંસાર ભરનો વૈભવ મળે તો પણ તમે સત્યને જ નિમંત્રણ આપો, અસત્યની કામના ન કરો, તેનો પડછાયો પણ ન લો. ભીષણમાં ભીષણ સંકટ આવી પડતાં પણ જે માણસ સત્ય-પથથી વિચલિત થતો નથી, લેશ માત્ર અસત્યનો આશ્રય લેતો નથી, તે મનુષ્ય નિશ્ચયથી મહા ભાગ્યશાળી છે, તેના અંતરતલની દિવ્ય શક્તિઓ ઉદિત અને જાગ્રત બની રહી છે અને તે હસતાં હસતાં સમસ્ત સંકટોની પાર ઉતરી જશે. સત્યનું અસીમ અને અતકર્ય બળ તેનું રક્ષણ કરશે, તેને મહાન બનાવી દેશે. આ જીવનની મહાન કળા છે. જીવનની કળામાં સત્ય સત્ય માટે બોલવામાં આવે છે અને અહિંસાનું અહિંસા માટે જ આચરણ કરવામાં આવે છે.

તમને એ વાત ઘણી અટપટી લાગતી હશે કે સત્ય, સત્ય માટે કેવી રીતે? અહિંસાનું આચરણ અહિંસા માટે શા માટે? તેનો કાંઈ ઉદ્દેશ હોવો જોઈએ! પરંતુ હું કહું છું કે સત્યથી વધુ બીજો કયો ઉદ્દેશ હોઈ શકે? અને અહિંસાથી વધુ અહિંસાનો બીજો કયો ઉદ્દેશ હોઈ શકે? જીવનનો ઉદ્દેશ પવિત્રતા છે અને પવિત્રતા શું છે? સત્ય સ્વયં પવિત્ર છે અને જ્યારે તે પવિત્ર છે તો તેના અર્થ થાય છે-'પવિત્રતા પવિત્રતા માટે' 'સત્ય સત્યને માટે' અને અહિંસા અહિંસાને માટે'.

આત્માના જેટલા નિજગુણ છે, તે સૌનો એક ગુણ છે. પ્રત્યેક ગુણની દ્વારા આત્મામાં ભરાઈ ગયેલા એકેક વિકારનો અંત આવે છે, અર્થાત્ અસત્યની જગ્યાએ સત્યનું આવી જવું અને ક્રોધમાંથી ક્ષમા તરફ આવવું, એ બાહ્ય દૃષ્ટિથી હટીને પોતાના તરફ આવવાનું છે. અહંકારથી હટીને નમ્ર બનવું તે પણ નિજગુણમાં આવવું એ છે અને લોભ-લાલચથી બચી સંતોષ પ્રાપ્ત કરી લેવો તે પણ નિજગુણમાં આવવાનું છે.

ભૂલો પડેલો માણસ આખી રાત ભટકતો ફરે છે, તેને ઘરનો

રસ્તો મળતો નથી અને બહાર ભટક્યા કરે છે. પરંતુ જ્યારે કોઈની દ્વારા તેને ઘરનો રસ્તો મળી જાય છે ત્યારે તે ઘેર આવી જાય છે. બહાર હતો ત્યાં સુધી તે ભટકતો હતો અને જેવો તે ઘર તરફ વળ્યો કે તે ભટકતો બંધ થયો, તે ઘર તરફ આવ્યો એમ કહી શકાય છે. તે જ પ્રમાણે જ્યારે આપણે ક્રોધ, અભિમાન, માયા, લોભ, વાસના અને વિકારોમાં રહીએ છીએ ત્યારે તેનો અર્થ એ છે કે આત્મા પોતાના ઘરથી બહાર ભટકે છે, અર્થાત્ પોતાના નિજ ગુણસ્વરૂપથી બહાર ભટકી રહ્યો છે અને જ્યારે ક્રોધરૂપ દુર્ગુણને છોડી દે છે ત્યારે પોતાના ઘરમાં પાછો આવે અર્થાત પોતાના સ્વરૂપમાં આવી જાય છે.

અહિંસાનો આદર્શ શું છે? આપ કહેશો કે અહિંસા મોક્ષ માટે છે, પરંતુ મોક્ષ શું છે? મોક્ષનો અર્થ છે-- સમસ્ત વિકારોના બંધનો તૂટી જવાં અને જેમ જેમ બંધનો તૂટતા જાય છે તેમ તેમ મોક્ષ પ્રાપ્ત થતો જાય છે.

આપ વિચારતા હશો કે જ્યારે સંપૂર્ણ રૂપે કર્મોના બંધનો તૂટી જાય ત્યારે જ મોક્ષ થયો કહેવાય. એ બરાબર છે અને સ્થૂળ રીતે એમ જ કહી શકાય. પરંતુ ચોથે ગુણસ્થાને જે આત્માએ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે, જે અનાદિ કાળથી ચાલ્યું આવતું મિથ્યા દર્શનનું બંધન અનંત-અનંતકાળ માટે-સદા સર્વદાને માટે તૂટી જાય છે. એ પ્રમાણે આ આત્માને મિથ્યાત્વથી મુક્તિ મળી જાય છે. ક્ષાયિક ભાવ જ મોક્ષ કહેવાય છે અને જેમ જેમ તે પ્રાપ્ત થતો જાય છે તેમ તેમ મોક્ષ પ્રાપ્ત થતો જાય છે. ક્ષાયિક ભાવોની પ્રાપ્તિ ક્રમથી થાય છે. ચોથા ગુણસ્થાનમાં ક્ષાયિક સમ્યગ્ દર્શનથી ક્ષાયિક ભાવ આવે છે અને આગળ વધતાં તેરમા ગુણસ્થાનમાં ચાર કર્મોનો નાશ થઈ જતાં ક્ષાયિક ભાવ આવી જાય છે. શેષ ચાર અઘાતિ કર્મો ચાલુ રહે છે અને પછી ચૌદમા ગુણસ્થાનમાં તેનો પણ ક્ષય કરી દેવામાં આવે છે. ત્યારે તે કર્મોના ક્ષયથી પણ ક્ષાયિક ભાવ આવે છે. તેનો અર્થ એ થયો કે આત્મામાં જે વિકાર છે તેને

નષ્ટ કરવામાં આવ્યો અને તેને પુનઃ ઉત્પન્ન થવાનો અવકાશ જ રહ્યો નહિ. આ પ્રમાણે આત્મા જેમ જેમ ક્ષાયિક ભાવ પ્રાપ્ત કરતો જાય છે, તેમ તેમ તેના વિકાર–બંધન નષ્ટ થતાં જાય છે અને જેમ જેમ વિકાર બંધનો નષ્ટ થતાં જાય છે તેમ તેમ તે મુક્તિ પ્રાપ્ત કરતો જાય છે. ક્રમશ આગળ વધતાં વધતાં જ્યારે આત્મા આધ્યાત્મિક વિકાસની ચરમ ભૂમિકા ઉપર ચૌદમાં ગુણસ્થાનમાં પહોંચે છે ત્યારે તેનાં સમસ્ત બંધનો અને વિકારોનો અંત આવી જાય છે અને ત્યારે આત્મા સંપૂર્ણ મોક્ષનો અધિકારી બની જાય છે. આ પ્રમાણે આત્માનું સંપૂર્ણ રીતે નિર્વિકાર બની જવું, પોતાના શુદ્ધ સ્વભાવમાં આવી જવું તે ચરમ મોક્ષ છે.

કહેવાય છે કે આત્મા મોક્ષમાં જાય છે, અમુક આત્મા અમુક સમયે મોક્ષમાં પહોંચી ગયો. પરંતુ આ ભાષા, ભાષા જ છે. હું પૂછું છું કે જ્યારે આત્મા સિદ્ધ શિલાની ઉપર લોકાગ્રે પહોંચ્યો ત્યારે તેને મોક્ષ મળ્યો કે જ્યારે તેને મોક્ષ મળ્યો ત્યારે ત્યાં પહોંચ્યો ?

આત્મા જ્યારે બધા બંધનોથી છૂટકારો મેળવી લે છે ત્યારે તે શરીરનો ત્યાગ કરી લોકાગ્ર સુધી ન પહોંચે ત્યાં સુધી આપ મોક્ષ માનતા નથી. આ પ્રમાણે એક ખાસ સ્થાનનું નામ મોક્ષ સમજી લેવામાં આવ્યું છે, પરંતુ એમ નથી. મોક્ષ કોઈ સ્થાન નથી, તે તો આત્માની નિર્વિકાર, નિરંજન નિષ્કલંક અને નિષ્કર્મ અવસ્થા–માત્ર છે. કહ્યું છે કે :—

સકલ કરમ તે રહિત અવસ્થા,
સો શિવ થિર સુખકારી.

મોક્ષ થાય છે તો અહીં જ થાય છે. ભગવાન મહાવીરનું નિર્વાણ તો પાવાપુરીમાં થયું છે, સિદ્ધશિલામાં નહિ. જ્યારે નિર્વાણ થયું ત્યારે આત્મા પોતાના ઊર્ધ્વગમન સ્વભાવના કારણે ઉપર ગયો ઉપર ગયા પછી પણ સિદ્ધક્ષેત્રમાં રહેવું પડે છે, રહી જાય છે કે રહેવાનું થઈ ગયું? જો રહે છે એમ માનવામાં આવે તો મુક્તાત્માઓના ઔદયિક

ભાવ સ્વિકાર કરવો પડશે, કારણ કે કોઈ પણ સ્થાન ઉપર રહેવું તે કર્મોના ઉદયનું ફળ છે. આ આત્મા નરકમાં જાય છે અને ત્યાં રહે છે તો તે કોઈ કર્મના ઉદયનું ફળ છે. સ્વર્ગમાં રહેવું તે પણ કર્મના ઉદયનું ફળ છે. તે પ્રમાણે મોક્ષમાં જાય છે અને અમુક જગ્યાએ રહે છે, એ દૃષ્ટિ હોય તો પછી મુક્ત જીવોમાં પણ કર્મનો ઉદય માનવો પડશે. ભગવાન મહાવીરને અમુક કર્મનો ઉદય હતો તેથી તેમને અમુક જગ્યા ઉપર પહોંચાડ્યા અને ભગવાન પાર્શ્વનાથને અમુક કર્મે અમુક સ્થાન પર પહોંચાડ્યા એવું માનવું અનુચિત છે. અને સિદ્ધાંત તેનું સમર્થન કરતો નથી.

સારાંશ એ છે કે કોઈ પણ ભૂમિમાં જઈને રહેવું અને જ્યાં રહેવું હોય ત્યાં રહેવાના ઈરાદાથી રહેવું અને આગળ ન વધવું તે સર્વે કર્મોના ઉદયનું ફળ છે, કર્મોના ક્ષયનું, ક્ષાયિક ભાવનું ફળ નથી. જૈન શાસ્ત્રકાર કહે છે કે મોક્ષ તો જ્યાંથી મનુષ્ય નિર્વાણ પામે છે ત્યાં જ થઈ જાય છે. નિર્વાણ પ્રાપ્ત થતાં આત્મા ઊર્ધ્વગમન કરે છે અને જ્યાં સુધી ઊર્ધ્વગમનનું બાહ્ય સાધન મળતું રહે છે ત્યાં સુધી ઊર્ધ્વગમન થાય છે. જ્યારે સાધન રહેતું નથી ત્યારે ઊર્ધ્વગમન પણ રોકાઈ જાય છે અને એ પ્રમાણે આત્મા ત્યાં જ રહી ગયો, પરંતુ રહેવાના ઈરાદાથી રહ્યો નથી.

આપ કહેશો કે આ તો શબ્દોની છણાવટ છે. પરંતુ તે સત્યને આપના મનમાં ઉતારવા જ હું એ શબ્દોનાં અંતર પાડું છું. તેમને ઠીક રીતે સમજવાથી સાચો આશય સમજી શકાશે.

જૈનશાસ્ત્ર કહે છે કે આત્માનો સ્વભાવ ઉર્ધ્વગમન કરવાનો છે. જ્યારે દિલ્હીમાં હું રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદજી સાથે વાતચીત કરી રહ્યો હતો. ત્યારે દાર્શનિક દૃષ્ટિકોણથી એક પ્રશ્ન ઉપસ્થિત થયો હતો કે—"જૈન ધર્મ આત્માના સંબંધમાં શું વિચાર કરે છે?" સંસાર ભરના ભવ્ય આત્માઓ સંબંધી તેનો શું વિશ્વાસ છે? શું તેનો વિશ્વાસ છે કે

પ્રત્યેક આત્મા ઉન્નતિ અને વિકાસ કરી રહ્યો છે અને તેનું કામ નીચે જવાનું નથી? તેની પ્રત્યેક ચેષ્ટા પોતાની પવિત્રતાની તરફ જ થઈ રહી છે? અથવા તેનો એ વિશ્વાસ છે કે આત્માઓ પવિત્રતાની તરફ નહિ ચાલતાં અપવિત્રતાની તરફ જઈ રહ્યા છે?

આ વિષયમાં બે મંતવ્યો છે. દાર્શનિક ક્ષેત્રામાં જઈએ છીએ તો બંને બાજુથી વિચાર ઉપલબ્ધ થાય છે. એક તરફ એ માનવામાં આવે છે કે પ્રત્યેક આત્મા, જે ભવ્ય આત્મા છે તે પ્રગતિ તરફ છે, વિકાસ તરફ છે. બીજી બાજુ એવું માનવામાં આવે છે કે પ્રત્યેક આત્મા અપવિત્રતાની તરફ જઈ રહ્યો છે અને દુર્ગુણો તરફ જઈ રહ્યો છે. દુર્ગુણો તરફ જવું તે તેનો સહજ ભાવ બની ગયો છે અને સદ્દગુણો તરફ જવું તે કઠણ માર્ગ છે. પરંતુ જૈન ધર્મ કહે છે કે પ્રત્યેક આત્માનું સદ્દગુણો તરફ જવું તે સહજ ભાવ છે અને દુર્ગુણ તરફ જવું તે મુશ્કેલ માર્ગ છે.

ऊर्ध्वगौरवधर्माणो जीवाः

तत्त्वार्थभाष्य

તેનો અર્થ એ છે કે કોઈ પણ આત્મા ક્યાંય નીચે પડી રહ્યો છે, માની લો કે નરકમાં ચાલ્યો ગયો છે તો જેવો તે નરકમાં ગયો કે તેના પવિત્ર બનવાનું શરૂ થઈ જાય છે. નરકમાં ગયેલા આત્માઓમાંથી જે આત્માઓએ હમણાં જ નરકમાં જન્મ લીધો હોય તે આત્માઓ લેશ્યાની અપેક્ષાથી વધુ અપવિત્ર છે અને કર્મોના દષ્ટિકોણથી અધિક ભારે છે. તેમની લેશ્યા અને તેમના અધ્યવસાય વધુ તીવ્ર છે, પરંતુ જેમ જેમ તે નારકી-આત્માઓ નરકમાં પોતાનું જીવન ગુજારતા જાય છે અને તેમ કરતાં લાંબો સમય વીતી જાય છે તેમ તેમ તેઓ કર્મોથી હલકા બનતા જાય છે. આ પ્રમાણે પ્રતિક્ષણ નિરંતર નારકી જીવ કર્મોના ભારથી હલકો થતો જાય છે. તાત્પર્ય એ આવ્યું કે જો કે આત્મા નરક યોગ્ય બંધનોમાં બંધાઈ નરકમાં ચાલ્યો ગયો, નીચે પડ્યો, દબાયો; છતાં પણ તે ઉપર આવવા માટે, ઊંચે ચઢવા માટે પ્રગતિ કરવા લાગે

છે, આત્મા જેવો નરકમાં પહોંચ્યો અને એક સમય વ્યતીત થયો કે તેમાં પવિત્રતાનો પ્રાદુર્ભાવ થવા લાગે છે, એક સમય પણ તે હોય તેવો રહેતો નથી. બીજી કે ત્રીજી ક્ષણે કર્મ-ભોગ ભોગવતાં પોતાના વિકાસ તરફ ચાલવા માંડે છે. તે જ કારણ છે કે આત્મા એક વાર નરકમાં જઈ ને પણ ઉપર આવે છે, અન્યથા એકવાર નરકમાં ગયા પછી પુન: કદી બહાર નીકળવાનો સંભવ જ ન રહે, નારકી જીવો અનંત-અનંત કાળ સુધી નારકીય જીવન જ ગુજારતા રહે. પરંતુ શાસ્ત્ર બતાવે છે કે એક વાર નારકીય જીવનની સ્થિતિ મર્યાદાપૂર્ણ થતાં જીવ ત્યાંથી બહાર જ જાય છે, તે નરકમાંથી નીકળી તેજ ક્ષણે પુન: નરકમાં જન્મ લેતો નથી.

સારાંશ એ છે કે આત્મવિકાસ તરફ આવવા ઇચ્છે છે. તે નીચે ચાલ્યો ગયો તો પણ કર્મોને ભોગવ્યા પછી ઉપર આવવા ઈચ્છે છે અને આવી પણ જાય છે. આત્માની પરિણતિ એવી છે કે જ્યાં તે જાય છે ત્યાં તે સમજે છે કે વિકાસની તરફ જઈ રહ્યો છે.

વિચાર કરો. મહારાજા શ્રેણિકને તીર્થંકર બનવાનું હતું. ભવિષ્યમાં તેમને તીર્થંકર બનવાનું હતું તો તેઓ નરકમાં શા માટે ગયા? કારણ એજ કે તેઓ જે કર્મોના ભારથી અપવિત્ર હતા, જે કર્મો તેમને તીર્થંકર બનવામાં રોકતા હતા તે વિદ્યમાન રહેવા છતાં પણ તેઓ તીર્થંકર બની શકે નહિ. એવી સ્થિતિમાં નરકમાં જવાનું પ્રયોજન એક રીતે એ રહ્યું કે આત્મા ઉપર કર્મોનો ભાર છે, કર્મોની અપવિત્રતાનો જે બોજો છે તેને હટાવી, કર્મોને ભોગવી, આત્માને શુદ્ધ અને હલકો બનાવી શકાય. આ દૃષ્ટિથી આત્મા નરકમાં પહોંચે છે: બીજા શબ્દોમાં એ કહી શકાય કે નરકમાં જવાથી આત્માનું આ પ્રયોજન સ્વયંસિદ્ધ થઈ જાય છે.

આ પ્રમાણે આત્મા નરકમાં જાય કે અન્યત્ર ક્યાંય જાય છતાં તે શુદ્ધિ તરફ જાય છે. ભગવાન મહાવીરના દર્શનમાં કહ્યું છે-

'હે સાધક ! તારી ઉપર જે આપત્તિઓ આવી રહી છે, તને સંકટે ચારે બાજુથી ઘેરી લીધો છે, તો પણ તું ઉદાસ થતો નહિ, નિરાશ થનો નહિ. જેટલી આપત્તિઓ અને મુશ્કેલીઓ તારી સામે છે તે તારી શુદ્ધિ માટે જ છે; તેને વીરતા પૂર્વક, વિવેક સાથે સહન કરીને તું શુદ્ધ થઈ રહ્યો છે, કારણ કે તારું પાપ નીકળી રહ્યું છે, ધોવાઈ રહ્યું છે. વસ્ત્ર મેલાં હોય તો તેને ઘસવા પડે છે, ધોકા મારવા પડે છે. મેલના એકેક અંશને હટાવવા માટે તેને પછાડવામાં આવે છે. આ પ્રમાણે સાધકના માર્ગમાં જે કાંઈ કષ્ટ કે સંકટ આવે છે, જે આપત્તિઓ અને મુશ્કેલીઓ આવી પડે છે તે સર્વે સહજ ભાવે, આત્મ–શુદ્ધિની પ્રેરણા માટે આવે છે, આત્માના મેલને ધોવા માટે આવે છે.

સાધુ હોય કે ગૃહસ્થ, પ્રત્યેક જેને એક મહત્ત્વપૂર્ણ પ્રેરણા લેવાની છે. તે પ્રેરણા એ છે કે જે કાંઈ કષ્ટો અને આપત્તિઓ આવે છે તે મારા આત્માને પવિત્ર બનાવવા માટે છે. તે કષ્ટો વીરતાપૂર્વક ભોગવવાથી મારા આત્માની અપવિત્રતા ધોવાઈ જશે અને હું નિરંતર પવિત્ર બનતો જઈશ.

હે સાધક ! જ્યારે તારી ઉપર આપત્તિનું આક્રમણ આવે ત્યારે તું સમભાવ ધારણ કરીને રહે. વિલાપ ન કર. રોવાથી કે વિલાપ કરવાથી આપત્તિનો અંત આવતો નથી. તે વધુ ભીષણ બની જાય છે અને ભવિષ્યની આપત્તિઓના અંકુરો રોપી જાય છે. તારી આંખોનાં આંસુ તે અંકુરોને પોષણ આપશે, હરિયાળા બનાવી દેશે. માટે તું આપત્તિ વખતે શોક અને વિલાપનો ત્યાગ કરી સમભાવ ધારણ કરી લે. સમજી લે કે આ દુઃખ મારા દુઃખોને ઓછું કરી રહ્યું છે, હું દુઃખથી છૂટકારો મેળવી રહ્યો છું...

સુખના વિષયમાં પણ એ જ વાત છે. જેને સુખની સામગ્રી મળી હોય, અને જે સુખ ભોગવી રહ્યો હોય, તેણે પણ સમભાવ

ધારણ કરીને ભોગવવું જોઈએ. ભગવાન શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથ એ ત્રણે તીર્થંકરો ચક્રવર્તી હતા. જો તેઓ ચક્રવર્તી ન બનતાં સીધા તીર્થંકર બનવા ઇચ્છતે તો બની શકતે? નહિ. તેમણે પહેલાં પુણ્યકર્મોનો બંધ કર્યો હતો અને તે કર્મોથી તેમનો આત્મા ભારે બન્યો હતો. તેને હલકો બનાવ્યા વિના સિદ્ધિ પ્રાપ્ત કરી શકાતી નથી.

તો સમ્યગ્ દૃષ્ટિ દરેક સ્થિતિમાં સમભાવનો જ આશ્રય લે છે. તે દુઃખ ભોગવે છે તો પણ સમભાવથી અને સુખ ભોગવે છે તો પણ સમભાવથી ભોગવે છે દુઃખની પેઠે તે સુખને પણ ભાર સમજે છે. અને તેને પણ સમભાવથી ભોગવી તેના ભારને ઉતારી ફેંકી દેવા ઇચ્છે છે, સમ્યગ્ દૃષ્ટિ સારી રીતે સમજે છે કે જેવી રીતે પાપકર્મ આત્માની શુદ્ધિના માર્ગમાં બાધક છે તેવી રીતે પુણ્ય પણ અંશતઃ બાધક છે. એ વાત જુદી છે કે પુણ્યકર્મથી આત્મશુદ્ધિની પ્રેરણા પ્રાપ્ત થાય છે, પરંતુ અંતે તો કર્મ માત્રથી છુટકારો મેળવ્યા વિના પૂર્ણ આત્મશુદ્ધિ થઈ શકતી નથી.

આ ત્રણે તીર્થંકરો ચક્રવર્તી થયા તે શા માટે? તેઓ પોતાનું ભોગાવળી કર્મ ભોગવવા માટે જ ચક્રવર્તી થયા. તેમણે ચક્રવર્તીના સર્વોત્કૃષ્ટ માનવીય સુખો એ દૃષ્ટિથી ભોગવ્યાં કે હું કર્મભારને હલકો બનાવી રહ્યો છું. આત્માની પવિત્રતાનો એ જ માર્ગ છે કે કોઈ પણ અવસ્થામાં આપણે વિષમભાવનો શિકાર ન બનીએ. સુખ આવે તો પણ ભલે અને દુઃખ આવે તો પણ ભલે આવે

સાધારણ રીતે દુઃખીજનોને ઉપદેશ આપવામાં આવે છે કે સમભાવ ધારણ કરો, ધીરજ રાખો અને દુઃખનો પહાડ તૂટી પડતાં વિકળ ન બનો. પરંતુ જે ધનવાન છે અને ઐશ્વર્ય લઈને બેઠા છે અને એશઆરામ ભોગવી રહ્યા છે, તેમને પણ એ જ ઉપદેશ આપવો જોઈએ. જૈન ધર્મનો તો ચક્રવર્તી, સમ્રાટો અને ધનકુબેરોને

પણ એ જ સંદેશ છે કે ધન મળ્યું હોય, અસીમ ઐશ્વર્ય મળ્યું હોય, સુખ મળ્યું હોય તો તેને સમભાવથી ભોગવો. જે કર્મ ઉપાર્જિત કરવામાં આવે છે તેને ભોગવ્યા વિના છૂટકારો નથી. તેથી તેને ભોગવવા છતાં પણ સમભાવ ન છોડો. તે જ પ્રમાણે દુઃખી આત્માઓને પણ જૈન ધર્મ કહે છે કે રડો નહિ, આર્તધ્યાન ન ધરો, પરંતુ સમભાવપૂર્વક દુઃખ ભોગવી તેનાથી મુક્ત થાઓ. જેથી નવા અશુભ કર્મો બંધાશે નહિ. તે પ્રમાણે સુખ ભોગવનારને પણ એ જ કહે છે કે હસો નહિ, સમજો કે તમારા શુભ કર્મનો ઉદય છે તેને સમભાવપૂર્વક ભોગવો, જેથી તે ભોગવતાં અશુભ કર્મનો બંધ ન પડે.

આ પ્રમાણે જીવન ફૂલોના માર્ગ ઉપર ચાલતું હોય કે કાંટાના માર્ગ ઉપર ચાલતું હોય, સુખમય હોય કે દુઃખોથી વ્યાપ્ત હોય, તો પણ જૈન ધર્મ એક જ સંદેશ આપે છે કે જે કાંઈ થઈ રહ્યું છે તે થવા દો. હર્ષ અને વિષાદનો પડછાયો આત્મા ઉપર પડવા ન દો. જે કાંઈ સુખ અને દુઃખ છે તે આપણા આત્માના કલ્યાણ માટે છે, તેને ભોગવીને જ આત્મા પવિત્ર બની શકશે. પ્રત્યેક દશામાં સમભાવ જ આત્માને વિમળ અને વિશુદ્ધ બનાવી શકે છે. જો સમભાવ નહિ આવ્યો હોય તો સુખ અને દુઃખ—બંને આત્માને બંધનમાં જ નાખશે.

જૈન ધર્મ અનુસાર આત્મા નરકમાં જાય કે સ્વર્ગમાં જાય, પરંતુ ત્યાં જતાં જ કર્મોનો ક્ષય કરવાનો આરંભ કરી દે છે. જેમ જેમ કર્મો ભોગવતો જાય છે તેમ તેમ કર્મોનો ક્ષય થતો જાય છે. આ ભોગવવું અને ક્ષય થવો તે નિરંતર ચાલુ રહે છે. જૈન ધર્મ કહે છે કે પ્રત્યેક ક્ષણ કર્મોનો ક્ષય થતો જાય છે અને જો સાધક સાવધાન ન હોય તો કર્મ નિરંતર બંધાતા પણ જાય છે. એક તરફથી હોજ ખાલી થતો જાય છે અને બીજી તરફથી બંધાતો જાય છે. આ પ્રક્રિયા નિરંતર ચાલુ રહે છે. એવી સ્થિતિમાં પવિત્રતાનો

માર્ગ કેવી રીતે મળી શકે? જ્યારે કર્મોનું આવવાનું ઓછું અને જવાનું અધિક હોય છે, ત્યારે આત્માની પવિત્રતામાં વૃદ્ધિ થાય છે. અને જ્યારે કર્મોનું જવાનું વધુ હોય છે તો ક્ષય થવાની સાથે સાથે જે વાસના આવી રહી છે (આસ્રવની) તે ઓછી થતી જશે અને પવિત્રતા વિશેષ વૃદ્ધિ પામશે. કોઈ માણસ ઋણી હોય તો ખીજું ઋણ ઓછું લેતો રહે અને પહેલાંનું વધુ ચૂકવતો જાય તો એક દિવસ તેનું બધું ઋણ ઉતરી જાય છે.

તો આવી સ્થિતિ ક્યારે ઉત્પન્ન થાય છે? શાસ્ત્રકાર કહે છે કે જ્યારે તમારી અંદર સમભાવ જાગ્રત થાય, જ્યારે તમે રાગદ્વેષની મલિન ભૂમિકાથી ઊંચે આવશો અને એ પરમ સત્યને પ્રાપ્ત કરી લેશો કે તમે સંસારના ભોગોમાં બંધાવા માટે નથી, તમારે તેમાં આસક્ત થવાનું નથી, ત્યારે તમારું ઋણ ઉતરવાનું શરૂ થઈ જશે.

માખીને તો તમે દરરોજ જુઓ છો. તે સાકર ઉપર બેસે છે. અને જ્યાં સુધી બેસે છે ત્યાં સુધી સાકરનો ઉપયોગ કરે છે. અને જરાક પવનનો ઝપાટો લાગ્યો કે તે ઉડી જાય છે. આવી રીતે જેઓ જીવનનો ઉપયોગ કરે છે. અને સંસારના સુખ દુઃખ ભોગવે છે, પરંતુ વિકારોમાં બંધાતા નથી, આસક્તિના કીચડમાં ફસાતા નથી તેવા સાધકો જ આત્માનું ઋણ ચૂકવવામાં, આત્મા ઉપરથી બોજો ઉડાવીને ફેંકી દેવામાં સમર્થ હોય છે.

અંતઃકરણમાં જેમ જેમ ઉદાસીનતાની વૃત્તિ વિકસિત થતી જાય છે તેમ તેમ કર્મોને આવવાનો માર્ગ ક્ષીણ થતો જાય છે અને જેમ જેમ કર્મોને આવવાનો માર્ગ ક્ષીણ થતો જાય છે તેમ તેમ મોક્ષ થતો જાય છે.

સમ્યગ્ દૃષ્ટિની ભૂમિકામાં હમેશાં જાગ્રતિ ચાલુ રહે છે. શ્રાવકના તો અસંખ્ય–અસંખ્ય કર્મોની નિર્જરા થતી રહે છે. સમ્યકત્વ રત્નનો પ્રકાશ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ ઊંચી ભાવનાઓનું

તેજ પ્રખર બનતું જાય છે, ચઢેલી ધૂળ ઊડીને સાફ થતી જાય છે, સાધક જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ તેની ગતિમાં તીવ્રતા આવતી જાય છે. આ પ્રમાણે કર્મોના આગમન અને બંધનની માત્રા ઓછી થતી જાય છે અને કર્મોના જવાની અર્થાત્ કર્મો તૂટવાની માત્રા નિરંતર વધતી જાય છે. પરિણામે એક સમય એવો આવી જાય છે કે પહેલાંના સંચિત બધાં કર્મો ક્ષીણ થઈ જાય છે અને નવીન કર્મનો સર્વથા અભાવ થઈ જય છે. એ જ સ્થિતિ મોક્ષ કે નિર્વાણની સ્થિતિ કહેવાય છે.

આચાર્ય શંકર કહે છે કે—

प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाऽप्युत्तरैः श्लिष्यताम्।
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम्॥

જૂના કર્મોને, પૂર્વસંચિત વાસનાઓને, જૂના બંધનોને પોતાના ધ્યાન, જ્ઞાન, વિચાર અને સાધનાના બળથી નષ્ટ કરો. નષ્ટ થઈ જતાં જ્યારે તમે તમારી ગુફામાં ગર્જના કરશો, તો તે તરફ આવતા વિકારરૂપી શ્વાપદો ડરી જશે. તેઓ તમારી દાઢ સામે ટકી શકશે નહિ. તો આગળ બંધાતા કર્મોની ક્રિયા પણ બંધ થઈ જશે.

કેટલાંક કર્મો પ્રારબ્ધ હોય છે. જે કર્મો વર્તમાનમાં ભોગવવામાં આવે છે તે પ્રારબ્ધકર્મ કહેવાય છે. તે થોડા હોય છે અને તેને તોડી શકાતાં નથી, પરંતુ ભોગવવા પડે છે, તેમને ભોગવીને જ તોડી શકાય છે.

વૃક્ષ ઉપર ફળ લાગે છે, તેને કાચું પણ તોડી શકાય છે અને જો કાચું તોડવામાં ન આવે તો પાકીને સ્વયં તૂટી જાય છે. તૂટવાનું તો તેના ભાગ્યમાં લખાયું જ છે. તે પ્રમાણે કર્મ પણ બન્ને પ્રકારે તોડી શકાય છે. ધ્યાન, જ્ઞાન અને તપસ્યાના બળથી પણ કર્મો તોડી શકાય છે અને ભોગવીને પણ તોડી શકાય છે.

આ પ્રમાણે પહેલાનાં કર્મોને જ્ઞાન–ધ્યાનથી તોડી નાખો, આગળ કર્મોમાં ફસાઓ નહિ અને વિકાચિત કર્મોને ભોગવી લો, બસ.

પરબ્રહ્મનું સ્વરૂપ પ્રાપ્ત કરવાનો આ જ એક માર્ગ છે, અન્ય કોઈ માર્ગ નથી.

આ દૃષ્ટિકોણથી જૈન ધર્મના આધ્યાત્મિક જીવન ઉપર જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે જાણી શકીએ છીએ કે ત્યાં પ્રત્યેક આત્માની પવિત્રતામાં વિશ્વાસ છે. જૈન ધર્મની માન્યતા છે કે પ્રત્યેક ભવ્ય આત્મા પવિત્રતા પ્રાપ્ત કરવા માટે સમર્થ છે, પરંતુ તેને પવિત્રતાના પથ ઉપર ચાલવું પડશે.

જ્યારે આ સ્થિતિ આપણી સામે સ્પષ્ટ થઈ જાય છે ત્યારે સંસારના જે આત્માઓ પ્રત્યે આપણા મનમાં ઘૃણા કે દ્વેષભાવ ભરેલાં છે તે દૂર થઈ જાય છે. આપણે એ સમજી જઇએ છીએ કે જેની અંદર જે ખુરાઈ છે તેને જો કાઢી નાખે તો તે આત્મા ઉચ્ચ બની જાય છે. આવી સમજણ આવે તો આપણે સર્વે પ્રત્યે સમભાવ રાખી શકીશું.

એક બૌદ્ધ ભિક્ષુ રસ્તે ચાલ્યા જતા હતા. તેમને કોઇએ પૂછ્યું— "આપ જઈ રહ્યા તો છો, પરંતુ આપના ખાવા-પીવાની શું ગોઠવણ છે? કાંઈ પૈસા-ટકા પાસે છે કે નહિ?"

ભિક્ષુ સહજ ભાવથી બોલ્યા—"પૈસા-ટકા તો પાસમાં નથી અને રાખીને કરવું પણ શું છે? સિક્કા તો સંસારમાં વિખરાયેલાં છે. જ્યાં ક્યાંય જઇશ ત્યાં જ મળી જશે.".

તે માણસ બોલ્યો—"કેવી રીતે? આપનો નિર્વાહ કેવી રીતે ચાલશે?"

આ પ્રશ્નના ઉત્તરમાં જે કહ્યું છે તે ઘણું જ સુંદર કહ્યું છે. ભિક્ષુએ કહ્યું—'મને મનુષ્યની પવિત્રતામાં, મનુષ્યની ઉદારતામાં વિશ્વાસ છે અને તે જ વિશ્વાસના બળ ઉપર હું દુનિયામાં સર્વત્ર ફરીશ અને જ્યાં ક્યાંય હું જઈશ ત્યાં મનુષ્યના સિક્કા વિખરાયેલા મળશે."

તે માણસ બોલ્યો—"ખરેખર આપનો આ વિશ્વાસ છે?"

ભિક્ષુએ કહ્યું—"હા, નિ:સંદેહ મને વિશ્વાસ છે કે મનુષ્ય પોતાના વિચારોમાં પવિત્ર હોય છે અને ઉદાર હોય છે અને જ્યાં હું જઈશ ત્યાં મને મનુષ્યની ઉદારતાનું વરદાન મળશે જ.

અને શું અમે અહીં–બ્યાવરથી ચાતુર્માસ પૂર્ણ કરી વિહાર કરશું ત્યારે શું આગળ માટે ભોજન–પાણી સાથે લઈ ને વિચરશું? અથવા બીજી કોઈ વ્યવસ્થા કરીને અહીંથી જશું? શું શ્રાવકોનું ટોળું સાથે લઈને જશું કે રસ્તામાં ભોજન બનાવીને અમને વહોરાવે? ના, અમને પણ જનતાની ઉદારતા ઉપર વિશ્વાસ છે કે દાન દેનાર ઘણા છે. ભાઈઓ પણ પ્રેમથી અમને આહાર પાણી આપશે અને બહેનો પણ અવશ્ય આપશે.

તો માનવ–જગત પ્રત્યે અવિચળ વિશ્વાસ રાખો કે મનુષ્યના ઉદાર વિચારો છે અને ઉદાર ભાવ છે. હું જ્યાં ક્યાંય જઈશ ત્યાં મારી આવશ્યકતાની પૂર્તિ કરી શકીશ. સંસારમાં જે પ્રાણીઓ છે તે બધાં ઉર્ધ્વગમનશીલ છે. જ્ઞાતાધર્મ કથાંગસૂત્રમાં આત્માનો સ્વભાવ બતાવવા માટે એક ઉદાહરણ આવે છે:—

તૂંબડી પર માટીનો લેપ લગાડી તળાવમાં મૂકી દેવામાં આવે તો ગમે તેટલાં ઊંડાણમાં ચાલી જાય, પરંતુ જ્યાં સુધી તેના ઉપર લેપ છે, તે બંધનમાં છે ત્યાં સુધી તે નીચે દબાયેલી રહેશે. બંધન હટતાં જ, લેપ ઉતરી જતાં જ તે એકદમ ઉપર આવી જશે, ઉપર આવવામાં જરા પણ ઢીલ નહિ કરે.

સંત કબીરે પણ થોડો ફેરફાર કરીને આ જ રૂપક કહ્યું છે:—

ચોર ચુરાઈ તૂંબડી, જલમેં દાબી જાય;
વહ દાબે વહ ઉભરે, પાપ છીપેગા નાય.

કોઈ ચોરે તૂંબડી ચોરી લીધી. તેણે તેને તળાવમાં છૂપાવવાનો વિચાર કર્યો. તે તૂંબડીને પાણીમાં દબાવીને અંદર ઉતારવા માગે છે,

તુ હાથની સાથે સાથે જ તે ઉપર ચાલી આવે છે.

સારાંશ એ છે કે કર્મ તો આપણને નીચે દબાવવા માગે છે, તુ આપણે વિચારોની છલાંગ મારીને ઉપર આવી જઈએ છીએ. આ દાહરણ આજે ૨૫૦૦ વર્ષનું જૂનું થઈ ગયું છે, પરંતુ જ્યારે રાષ્ટ્ર-તિઓએ સાંભળ્યું ત્યારે તેઓ હર્ષથી ગદ્‌ગદ્ બની ગયા. આ એક સુંદર ાર્શનિક દષ્ટાંત છે.

તુંબડી ઉપર માટીનો લેપ લગાવી દીધો અને તેને પાણીમાં ્રી દીધી તો તે નીચે બેસી ગઈ. પરંતુ જેવો તેનો લેપ ગળી જાય કે તુ તરત ઉપર આવે છે એક ક્ષણ પણ નીચે રહેતી નથી તેનો સ્વભાવ ઉપર આવવાનો છે. તે પ્રમાણે આત્માનો સ્વભાવ પણ ઉપર આવવાનો છે, ઉર્ધ્વગમન કરવાનો છે. જ્યાં સુધી કર્મોનું બંધન રહેશે ત્યાં સુધી તે નીચે દબાઈને રહેશે અને જેવો તે બંધનોથી મુક્ત થશે કે તુરત ઉપર આવશે.

તેથી એમ ન માનો કે આત્મા જ્યારે મુક્ત થઈ જાય છે ત્યારે મોક્ષમાં જાય છે. વાસ્તવમાં આત્માનો સ્વભાવ ઉર્ધ્વગમન કરવાનો છે, જેથી જ્યારે તે મુક્ત થાય છે, કર્મોના લેપથી છૂટી જાય છે ત્યારે તે ઉર્ધ્વગમન કરે છે.

કલ્પના કરો કે ભગવાન મહાવીરને કદાચિત્ પૂછ્યું હોત કે આપ ઉપર જઈ રહ્યા હતા, તો વચ્ચે કેમ રોકાઈ ગયા? તો તે પ્રશ્નનો ઉત્તર એજ મળત કે આત્મા તો ઉપરને ઉપર જ જાત, ઉપર જવાનો આત્માનો સ્વભાવ છે, પરંતુ જ્યાં આત્મા રોકાઈ ગયો ત્યાંથી આગળ જવાનું સાધન જ નથી. ધર્માસ્તિકાયની સહાયતા મળતી નથી.

માછલીને પૂછો કે તરતી તરતી તું કિનારે આવી ગઈ છો તો વધુ આગળ કેમ જતી નથી? શું આગળ વધવાની તારી શક્તિ નથી? તે કહે છે કે આગળ વધવાની તો મારી શક્તિ છે, પરંતુ પાણી હોય તો આગળ જાઉં ને?

સારાંશ એ છે કે ગતિનું બાહ્ય નિમિત્ત ધર્માસ્તિકાય છે. તે જ જીવો અને પુદ્‌ગળોની ગતિમાં સહાયક હોય છે. તે જ્યાં સુધી છે ત્યાં સુધી ગતિ હોય છે; અને જ્યાં તેનો અભાવ છે ત્યાં ગતિનો પણ અભાવ છે. એ કારણથી મુક્ત આત્માઓ ઊર્ધ્વગમન કરતાં કરતાં લોકના અગ્રભાગ સુધી પહોંચે છે અને પછી ત્યાં અટકી જાય છે.

ભગવાન મહાવીરનો આત્મા લોકાગ્ર ભાગમાં જવા માટે ગયો ન હતો. ત્યાં રહેવા માટે રવાના થયો ન હતો. તેમના આત્માએ એવું વિચાર્યું ન હતું કે હવે હું મોક્ષમાં જઇને રહીશ. તે તો અનંત-અનંત અવિરામ યાત્રા માટે ચાલ્યો હતો પરંતુ જ્યારે ગતિક્રિયાનું સાધન બંધ થયું તો આત્મા ત્યાંજ સ્થિર થયો.

એક ભાઇએ મને પ્રશ્ન કર્યો કે સિદ્ધસ્થ આત્મા તેથી ઉપર જઈ શકતો ન હતો તો આજુબાજુ એ કેમ ન ગયો ? અર્થાત્ આગળ અલોકમાં ધર્માસ્તિકાય ન હતી તેથી ત્યાં ન જઈ શક્યો તે તો ઠીક છે, પરંતુ લોકમાં તો ધર્માસ્તિકાય સર્વત્ર છે જ. તો આજુબાજુમાં બીજે ક્યાંય કેમ ન ગયો ? પરંતુ મુક્તાત્મા આડાઅવળા જતા જ નથી. હું કહી ચૂક્યો છું કે આત્માનો સ્વભાવ ઊર્ધ્વગમન કરવાનો છે, તેથી તે ઉપર તો જોઈ શકે છે, પરંતુ તે આડોઅવળો જતો નથી. મુક્તાત્માનો સ્વભાવ તિર્છો જવાનો છે જ નહિ. આત્મા જ્યારે પણ તિર્છુંગમન કરે છે, ત્યારે કર્મોની પ્રેરણાથી જ જાય છે. કર્મોથી મુક્ત આત્માનો સ્વભાવ તો સીધું ઉર્ધ્વગમન કરવાનો જ છે. મુક્તાત્માઓ કર્મોથી રહિત છે, તો પછી તિર્છુંગમન શી રીતે કરે ? તેથી તેઓ ધર્માસ્તિકાયની સહાયતા ન મળવાથી ત્યાં રોકાઈ જાય છે, આડોઅવળો જતો નથી.

સારૂં. આટલા વિવેચનની ભૂમિકાને ધ્યાનમાં રાખીને હવે મૂળ વિષય ઉપર આવીએ. મેં કહ્યું હતું કે અહિંસા, સત્ય, ક્ષમા, દયા વગેરે જે જે આત્માના નિજગુણો છે, તે એકેક દોષને નષ્ટ કરીને આત્માને પોતાના મૂળ સ્વરૂપમાં પહોંચાડે છે. તેનો અર્થ એ છે કે

ક્રોધ, માન, માયા, લોભ, અસત્ય વગેરે વિકાર જેટલી માત્રામાં આત્મા સાથે રહે છે, તેટલી માત્રામાં આપણે આત્માથી બહાર રહીએ છીએ અને સંસારની પરિણતિમાં રહીએ છીએ. અને જેટલા જેટલા અંશે આપણે ક્ષમા, અહિંસા, સત્ય વગેરે તરફ જઈએ છીએ તેટલે અંશે આપણા સ્વભાવ તરફ જઈએ છીએ.

મેં કહ્યું છે કે અહિંસા અહિંસા માટે અને સત્ય સત્ય માટે હોવાં જોઈએ. તેનો અર્થ એ છે કે અહિંસા, સત્ય વગેરેનું આચરણ આત્માને ઉત્કૃષ્ટ ભૂમિ ઉપર પહોંચાડવા માટે હોવાં જોઈએ. આલોક કે પરલોક સંબંધી ભયથી બચવા માટે અથવા નિંદાથી બચવા માટે અહિંસા અને સત્યનું આચરણ કરવાનું નથી. આપણને તો આપણા આત્મા સંબંધી જ ભય હોવો જોઈએ કે ક્યાંય આપણો આત્મા દુષિત ન થઈ જાય. આ દૃષ્ટિકોણથી વિચાર કરવાથી આત્માનું કલ્યાણ થઈ જાય છે.

કલ્પના કરો કે મારા અને તમારામાંથી કોઈ સાધક છે. તેની પાસે એક દેવતા આવી સંદેશો આપે છે અને કહે છે—"તમને મોક્ષ મળી શકશે, પરંતુ પહેલાં આપ નરકમાં જાઓ. દશ-વીશ હજાર વર્ષો સુધી દુઃખ ભોગવી લીધા પછી આપને મોક્ષ મળી જશે." બીજી બાજુ તેજ દેવ કહે છે કે 'જો આપ દેવલોકમાં જવા ઇચ્છતા હો તો ત્યાં કોટાકોટિ સાગરોપમ પર્યંત સ્વર્ગીય સુખ ભોગવી લીધા પછી મોક્ષ મળશે. સ્પષ્ટ છે કે નરકમાં જવાથી અલ્પકાલીન દુઃખ છે અને સ્વર્ગમાં જવાથી લાંબો વખત સાંસારિક સુખ મળશે. પરંતુ સુખ કે દુઃખ ભોગવી લીધા પછી જ મોક્ષ મળશે. એવી સ્થિતિમાં સાધક ક્યાં જવાનું સ્વીકારે? તમારી સામે વિકલ્પો રાખવામાં આવે તો તમે શેનો સ્વીકાર કરો?

તમારા મનની વાત તો હું જાણતો નથી. સંભવ છે કે તમે નરકના દુઃખોથી બચવા ઇચ્છતા હો અને દેવલોકના સુખનું પ્રલોભન ન છોડી શકો. જો એમ હોય તો સમજી લેજો કે હજુ

તમારી સાધનાનો પરિપાક થયો નથી. હજુ સુધી તમે સાચા સાધકની કોટિમાં આવ્યા નથી. સાચા સાધકના મનમાં એ વિકલ્પો ઊઠી જ ન શકે. તેની પાસે તો એક જ ઉત્તર છે અને તે એ છે કે સ્વર્ગ કે નરક સાથે મારે કાંઈ સંબંધ નથી. મારો એક માત્ર ઉદ્દેશ મારા આત્માને બંધનોથી છોડાવવાનો છે. તેથી આત્માને મુક્ત કરવાનો જે શીઘ્ર માર્ગ છે તે જ મને પસંદ છે.

વાત અટપટી લાગે છે, પરંતુ ઊંડો વિચાર કરવાથી માલૂમ પડી શકે છે કે કોઈ લાંબો રસ્તો શા માટે લે? મોક્ષનું સ્વરૂપ જેના ધ્યાનમાં આવી ગયું છે. તે સ્વર્ગનો લાંબો અને ચિરકાળમાં પૂરો થાય એવો માર્ગ શા માટે અપનાવે? નરકનો રસ્તો કષ્ટપ્રદ હોવા છતાં પણ જો સીધો હોય અને શીઘ્રતાનો હોય, તો સાધક તે માર્ગે જતાં શા માટે અચકાય?

હું નરક કે સ્વર્ગમાં જવાની વાત કરતો નથી. હું તો કહું છું કે નરકમાં જવાથી જો મોક્ષ જલદી મળતો હોય તો સાધક નરકમાં જવા માટે પણ તૈયાર હોય છે.

શ્રેણિક મહારાજાને નરકમાં જવાની વાત જ્ઞાત થઈ તો તેઓ રોતા રહ્યા, દુઃખી થતાં રહ્યા અને પ્રભુના ચરણોમાં પડતા રહ્યા. કિંતુ ભગવાને ફરમાવ્યું–"રાજન્! કેમ ગભરાઓ છો? કઈ વાત છે? ચોરાસી હજાર વર્ષ સુધી નરકનું દુઃખ ભોગવીને તો તમે એક દિવસ મારી જેમ તીર્થંકર બનશો." ભગવાનની આ વાણી કાનમાં પડતાં જ શ્રેણિક મહારાજા આનંદ-વિભોર બની ગયા અને નાચવા લાગ્યા. તેમણે કહ્યું–"ભગવાન! મારે તો ચોરાસી હજાર વર્ષની શું ગણતરી છે? એટલો સમય તો ચપટી વગાડતાં પૂરો થઈ જશે."

આટલા વિવેચનથી આપ સમજી શકશો કે સમ્યગ્દૃષ્ટિની કેવી દૃષ્ટિ હોય છે? તે સંસારના સુખદુઃખને સમાન ભાવથી

ગ્રહણ કરે છે. સુખમાં તે હરખાતો નથી અને દુઃખમાં વિષાદ પામતો નથી. તે સુખદુઃખને આત્મશુદ્ધિનું સાધન-માત્ર સમજે છે અને પોતાના ભાવોથી વાસ્તવમાં તે તેમને આત્મ-શુદ્ધિનું સાધન જ બનાવી લે છે. તેને સુખનો લોભ હોતો નથી અને દુઃખમાં ક્ષોભ થતો નથી. તેનું લક્ષ કેવળ આત્માને બંધનહીન બનાવવાનું હમેશાં રહે છે. સમ્યગ્દૃષ્ટિની આ દૃષ્ટિ જ સત્યની દૃષ્ટિ છે. આ દૃષ્ટિ રાખીને જે સત્યના માર્ગ ઉપર ચાલે છે, તેજ ખરેખર સત્ય પથનો પથિક છે, તે જ પરમ કલ્યાણ રૂપ નિર્વાણનો ભાગી બને છે.



૬

# સત્ય અને દુર્બળતા

સત્ય સંબંધી થોડી વાતો હું બતાવી ચૂક્યો છું. છતાં પણ તે જીવનનું સત્ય એટલું બધું વિરાટ છે કે તેને આપણું ચિંતન માપવા ઇચ્છે તો માપી શકે તેમ નથી. વાણીની તો વાત જ શું કરવી? તેની તો શક્તિ જ કેટલી છે? તે તો ચિંતનની સાથે સાથે ચાલતી લડથડી જાય છે. છતાં પણ આપણી પાસે કોઈ પણ વસ્તુની શક્તિ સંબંધી વિચાર કરવા માટે બીજું કોઈ સાધન પણ નથી. તેથી ચિંતન અને વાણીની સીમામાં રહીને જ હું કાંઈક કહી શકીશ.

સત્ય શું છે? તે પહેલાં દર્શાવાઈ ગયું છે. સત્ય, વાણી કે બોલવાનું જ સત્ય નથી. અલબત્ત વાણીનું સત્ય પણ આપણા જીવનનું એક અંગ છે. અને સાધનો માર્ગ છે અને આપણા મહા પુરૂષોએ તેના વિષે ઘણું ઘણું કહ્યું છે, તેનું આચરણ પણ કર્યું છે અને તેની દ્વારા જીવનની ગ્રંથિઓને પણ ઉકેલી છે, પરંતુ વાણીના સત્યમાં પ્રાણ પૂરનાર મનનું સત્ય છે. મનનું સત્ય નીકળી જાય તો કોરું વાણીનું સત્ય નિષ્પ્રાણ થઈ જાય છે. તે સત્ય, સત્ય રહેતું નથી.

આપણું જીવન સમષ્ટિનું જીવન છે. તેની ઉપર સમાજ અને રાષ્ટ્રની જવાબદારી છે અને સંપૂર્ણ વિશ્વની જવાબદારી છે. પરંતુ તેણે જે વિરાટ સત્ય માટે આગળ વધવું જોઈએ તે તેમ ન કરતાં ઉન્માર્ગે વળી ગયું અને કેવળ શબ્દોના સત્યથી અટકી ગયું અને સમજી લીધું કે સત્યની ઇતિશ્રી થઈ ગઈ; સમગ્રતા આવી ગઈ અને સત્યની સાધના પૂર્ણતાએ પહોંચી ગઈ. આ પ્રમાણે અપૂર્ણતાને પૂર્ણતા માની લીધી

અને તેનું પરિણામ એ આવ્યું કે જીવનમાં અનેક ભૂલો પ્રવેશી ગઈ.

એટલે વાણીનું સત્ય જ સંપૂર્ણ સત્ય નથી. જ્યારે આપણે વિચાર કરીએ, બોલીએ અથવા જીવનની કોઈ પણ પ્રવૃત્તિ કરીએ ત્યારે સર્વત્ર જીવનની સામે સત્ય ઉભેલું હોવું જોઈએ. જે વિચાર, આચાર અને ઉચ્ચારની સામે સત્ય નથી, તે વિચાર, વિચાર નથી; તે આચાર, આચાર નથી; અને ઉચ્ચાર, ઉચ્ચાર નથી.

શાસ્ત્રકારોએ સત્યના સંબંધમાં મહાન્ વાતો કહી છે. તે એટલી બધી મહાન્ છે કે આપણે તેને કાલ્પનિક સમજવા લાગીએ છીએ. પરંતુ વાસ્તવમાં તેવી વાતો ન બને તેવું કશું ય નથી. ઇતિહાસ વાંચનારે વાંચ્યું હશે અને સાંભળનારે સાંભળ્યું હશે કે ભારતની એક સન્નારીએ સત્યની મહાન્ ઉપાસના કરી હતી. તેની સામે એક બાજુ દુઃખોનો પહાડ હતો, કાંટાવાળો માર્ગ હતો અને બીજી બાજુ પ્રલોભન હતું અને ફૂલોનો માર્ગ હતો પરંતુ તે દુઃખોમાં ભયભીત થઈ ન હતી. અને સુખમાં ફૂલાઈ ન હતી. તેણે છ છ મહિના કાંટા ઉપર ગુજારવા પછી પણ જીવનને સત્યના માર્ગ ઉપર જ સ્થિર રાખ્યું. પ્રચંડ શક્તિવાન રાવણના પંજામાં પડીને પણ સતી સીતા અખંડ સત્યની પ્રતિક બની રહી સમુદ્રમાં ડૂબકી મારીને પણ નીકળી અને તેનો એક છેડો પણ ભીંજાયો નહિ

સતી સીતા ધગધગતા અગ્નિકુંડની સામે ઊભી રહી તેમાંથી નીકળતી જ્વાળા ગગન સાથે વાતો કરી રહી હતી, પરંતુ સીતાજી તેમાં કૂદી પડવા તૈયાર થઈ ગયાં. તેઓ તેમાં કૂદી પડ્યાં અને હજારો માણસોના મુખમાંથી "આહ" નીકળી પડી. પરંતુ સૌના જોતા જોતામાં તો તે જાજ્વલ્યમાન અગ્નિ પાણી રૂપે પરિવર્તિત થઈ ગયો. અગ્નિનો કુંડ પાણીનો કુંડ બની ગયો. જ્યારે ભારતના પુરાણા ઇતિહાસની આ વાત આપણે વાંચીએ છીએ ત્યારે આપણે વિચાર કરીએ છીએ કે આ વાતો આપણને ક્યો માર્ગ બતાવે છે?

રામ સામે જ ઉભા હતા અને તેઓ સ્વયં સીતાજીને અગ્નિ કુંડમાં કૂદી પડવાનું કહેતા હતા. જનતા પણ લાખોની સંખ્યામાં ઉભી હતી. ઘણાના દિલમાં દુઃખ થયું હતું અને તેઓ કહેતા કે આવું થવું ન જોઈએ. આવી બીહામણી સ્થિતિમાં સમસ્ત સંસારનું બળ એક બાજુ પડયું રહ્યું, ધન–વૈભવ અને સગા–વ્હાલાંની શક્તિ પણ અગ્નિ બનીને ઉભી રહી, કોઈ કામ ન આવ્યું. જો કોઈ કામ આવ્યું હોય તો જીવનનું એક માત્ર સત્ય જ કામ આવ્યું.

સીતાજીએ અત્યંત ગંભીર વાણીમાં કહ્યું—" દિવસ વ્યતીત થયો હોય કે રાત, હું અયોધ્યાના મહેલોમાં રહી હોઉં કે રાક્ષસને ત્યાં રહી હોઉં, મારૂં શરીર ગમે ત્યાં રહ્યું હોય, પરંતુ જો મેં ધર્મની મર્યાદામાં રહીને મારૂં જીવન ગુજાર્યું હોય, જો હું સત્ય પર અવિચળ રહી હોઉં, તો આ બળતો અગ્નિ પાણી થઈ જજો ! " બસ. આટલું કહીને એ મહા સતી અગ્નિકુંડમાં કૂદી પડી અને સત્યના પ્રભાવથી અગ્નિ પાણી રૂપે પરિણત થયો.

તો આ રીતે સીતા રૂપે કે અંજના રૂપે કે પછી અન્ય કોઈ સત્યવતી સન્નારી રૂપે જે સત્યની પરમ ગાથા આપણે ગાતા આવ્યા છીએ તે સત્ય કેટલું બધું મહાન્ છે ! તે પરમ સત્યની શક્તિ કેટલી બધી વિરાટ છે ! તે સત્ય જો વચનોનું સત્ય હોત તો આ સત્યવતી સન્નારીઓનું વિસ્મયજનક રૂપ આપણને જોવાનું ન મળત. પરંતુ તે સત્ય તો જીવનનું સત્ય હતું. જીવનનું સત્ય સંસારની પ્રકૃતિમાં દરેક જગ્યાએ ફેરબદલી કરી શકે છે.

દાર્શનિક ક્ષેત્રમાં એક પ્રશ્ન ઘણો વિકટ છે. પૂર્વાચાર્યોએ તેની ઉપર ચિંતન કર્યું છે અને આજે પણ તેનું ચિંતન થયા કરે છે. પ્રશ્ન એ છે કે—અંતરની ચેતના બહારના વાતાવરણથી પ્રભાવિત થાય છે કે બહારનું વાતાવરણ આંતરિક ચેતનાથી પ્રભાવિત થાય છે? એક બાજુ આપણી મર્યાદાઓ છે અને બીજી બાજુ વિરાટ

જગત છે. શું ચેતનામાં એટલું સામર્થ્ય છે કે તે આ વિશાળ વિશ્વને પ્રભાવિત કરી શકે? અથવા ચેતના પોતે જ પ્રભાવિત થતી રહે છે?

તમે ક્યાંય બહાર જાઓ છો અને રસ્તામાં ચોર કે ડાકુ સામે મળે તો તમે અંદર પ્રભાવિત થાઓ છો, ભયભીત બનો છો અને રક્ષા માટે પ્રયત્ન કરો છો. તો એવું લાગે છે કે તમે અને હું નિરંતર વ્યાપ્ત જગતથી અંદરમાં પ્રભાવિત થતા રહીએ છીએ.

કોઈ સજ્જન માને તો આપણે પ્રભાવિત થઈએ છીએ. પ્રસન્ન થઈએ છીએ, કોઈ તિરસ્કાર કરે તો અંતરમાં આગ પ્રગટે છે અને ભયની વાત સાંભળી ભયભીત બનીએ છીએ. આ બધી વાતોથી એ જ પ્રતીત થાય છે કે બહાર દ્વારા આપણું અંદરનું જીવન પ્રભાવિત થઈ રહ્યું છે.

કિંતુ પ્રભાવિત થવાની આ પ્રક્રિયા ક્યાં સુધી ચાલુ રહે છે? અંતે પ્રભાવિત થવાની પણ મર્યાદા છે. આપ જાણો છો કે જ્યારે આત્મા વીતરાગ દશા પ્રાપ્ત કરી લીધા પછી કૈવલ્ય અવસ્થામાં પહોંચી જાય છે ત્યારે શું તે બહારથી પ્રભાવિત થાય છે? જ્યારે ભગવાન મહાવીર અને પાર્શ્વનાથ જેવા ઉત્તમ પુરુષોએ સાધારણ જીવન (છદ્મસ્થાવસ્થા) વ્યતીત કર્યા બાદ કેવળજ્ઞાનનો મહાપ્રકાશ પ્રાપ્ત કર્યો અને તેમનામાં અનંત આત્મિક શક્તિનો આવિર્ભાવ થયો ત્યારે શું તેઓ બહારથી પ્રભાવિત થયા? એવા ઉત્તમ પુરુષો ને ગમે તેટલો સત્કાર કે તિરસ્કાર મળે છતાં પણ અંતરમાં લેશ માત્ર પણ પ્રભાવિત થતા નથી. એટલું જ નહિ, પરંતુ તેમની પરમ આધ્યાત્મિક શક્તિ બાહ્ય જગતને પ્રભાવિત કરે છે.

જ્યાં સુધી આત્મા બહારના જગતથી પ્રભાવિત થાય છે ત્યાં સુધી સમજવું કે અંદરનું શક્તિનું ઝરણું બરાબર વહેતું નથી. અને જ્યાં સુધી આંતરિક શક્તિનું પ્રખર તેજ પેદા થતું નથી. ત્યાં

સુધી આપણી ચેતના સંસારને પ્રભાવિત કરી શકતી નથી. સારાંશ એ છે કે જ્યાં સુધી આપણી નિમ્ન ભૂમિકા છે ત્યાં સુધી આપણે બહારથી પ્રભાવિત થઈએ છીએ અને જ્યારે આપણી ચૈતન્ય શક્તિ પ્રબળ બની જાય છે ત્યારે આપણે જગતને પ્રભાવિત કરવા લાગીએ છીએ.

તો પછી સાચું સત્ય અને અહિંસા શું છે? હું શબ્દ બોલી રહ્યો છું અને એક એવો શબ્દ બોલી રહ્યો છું કે જેની ઉપર શ્રોતાગણ ધ્યાન દેતા નથી. સત્યની સાથે "સાચું" વિશેષણ લગાડ્યું છે અને તે સકારણ લગાડેલું છે. સાચું સત્ય કહેવાનો અર્થ એ છે કે જે સત્ય હોય તે પણ સાચું હોવું જોઈએ. અને જ્યાં સુધી સત્ય સાચું હોતું નથી ત્યાં સુધી ચેતના બહારથી પ્રભાવિત થતી રહે છે; જેમકે, આપણે સત્યને અપનાવ્યું છે, મન અને વિચારમાં સત્યને સ્થાન આપ્યું છે, પરંતુ એવું માલૂમ પડે કે આપણી પરિસ્થિતિ તે સત્યને અપનાવવાનો ઈન્કાર કરી રહી હોય અથવા સામાજિક વાતાવરણ કે સાંપ્રદાયિક માન્યતા તે સત્યને અપનાવવા માટે ચારે બાજુથી ઈન્કાર કરી રહી હોય, તો આપણે એ સત્યને એક ખુણામાં ફેંકી દઈએ છીએ અને તે પરિસ્થિતિ કે વાતાવરણને અનુરૂપ ઢળી જઈએ છીએ. આનો નિષ્કર્ષ એ નીકળ્યો કે મનમાં જે સત્ય આવ્યું હતું, તે સાચું સત્ય ન હતું. સાચું સત્ય આવી ગયું હોત તો સમસ્ત સંસાર આપણો વિરોધ કરતો હોય છતાં પણ આપણે તેની પરવા કરત નહિ અને આપણે તે સત્યને માટે દૃઢ રહેત, તે સત્યથી વિચલિત થવાનો કોઈ અવકાશ ન રહેત.

મેં કહ્યું છે કે સત્ય, સત્યને માટે જ છે, અર્થાત્ તે સત્યમાં દૃઢતા આવવી જોઈએ અને એવી દૃઢતા આવવી જોઈએ કે તે બાહ્ય વાતાવરણથી પ્રભાવિત ન થાય, પરંતુ ઉલટું તે દૃઢતા બાહ્ય

વાતાવરણને પ્રભાવિત કરે. સત્યની ઉપાસના કરવી તે જ જ્યારે સત્યની ઉપાસનાનો ઉદ્દેશ બની જાય છે ત્યારે લોભ, લાલચ, પ્રતિષ્ઠા અને સ્વાર્થની કોઈ પણ ભાવના તે સત્યની સન્મુખ આવી શકતી નથી, તે સત્ય બાહ્ય વાતાવરણથી પ્રભાવિત થતું નથી અને ત્યાં શબ્દોના વ્યૂહ રચવામાં આવતા નથી. તે વખતે સત્ય, સત્ય જ હશે અને તેનો રસ્તો મન દ્વારા આગળ વધતો હશે. કોઈ શાબ્દિક સત્ય શબ્દોની જાળથી માર્ગ શોધી કાઢવા પ્રયત્ન કરશે.

એક વાર બાળકોએ મને કહ્યું, એક વાત સાંભળો. તો હું ખાવાને સંભળાવું છું તો કદી કદી સાંભળી પણ લઉં છું. તે બાળકે પોતાના મનોરંજન માટે એક વાત કહી. તેણે કહ્યું—બે વિદ્યાર્થી હતા. તેઓ બજારમાં ગયા. એક ફળ વેચનારની દુકાન ઉપર સફરજન જોઈને સંકલ્પ-વિકલ્પમાં પડી ગયા અને બંનેએ સફરજન લેવાની મંત્રણા કરી લીધી પરંતુ સફરજન ખરીદવા માટે ખીસામાં પૈસા હોવા જરૂરી હતું. તેમની પાસે હતા નહિ

એકે કહ્યું—સફરજન કેવી રીતે મળી શકશે?

બીજો—કાંઈક હાથચાલાકી કરશું તો સફરજન મળી જશે.

પહેલો બોલ્યો—પરંતુ ગુરુએ તો કહ્યું છે ને સાચું બોલો. સાચું બોલશું તો તો સફરજન મળવાના નથી.

બીજો બોલ્યો—મારી પાસે એક કળા છે, જેથી સત્ય પણ રહેશે અને સફરજન પણ મળશે

બંને વિદ્યાર્થીઓ દુકાન ઉપર જઈ જુદા જુદા ઉભા રહ્યા. દુકાન ઉપર ભીડ હતી અને દુકાનદાર ઘરાકોને માલ આપવામાં અને પૈસા લેવામાં લાગ્યો હતો. અવસર જોઈ એક છોકરાએ સફરજન ઉપાડી લીધું અને પોતાના સહયોગીના ખીસામાં નાખી દીધું. ત્યાર બાદ બંનેએ પરસ્પર મંત્રણા કરી કે અહીંથી સાચા બનીને જ જવું છે, નહિ તો આપણે ચોર કહેવાશું. તેથી તારે કહેવું કે મેં સફરજન

દુકાનમાંથી ઉઠાવ્યું જ નથી અને હું કહીશ કે મારી પાસે સકરજન છે જ નહિ.

હવે ઘરાકોની ભીડ ઓછી થઈ અને તે બંને છોકરાઓ ત્યાં ઉભા હતા. દુકાનદારને કાંઈક શંકા આવી. તેણે પૂછ્યું—તમે સકરજન લીધું છે? જેના ખીસામાં સકરજન હતું, તેણે કહ્યું—મેં તો તમારી દુકાનમાંથી સકરજન ઉપાડયું નથી, તેને હાથ પણ લગાડ્યો નથી. જો મેં તમારી દુકાનમાંથી સકરજન લીધું હોય તો પરમાત્મા જે દંડ આપે તે ભોગવવા હું તૈયાર છું.

દુકાનદારે બીજાને પૂછ્યું, તો તેણે કહ્યું—સકરજન મારી પાસે હોય તો પરમાત્મા મને દંડ આપે તે ભોગવવા તૈયાર છું

અંતે દુકાનદારે કહ્યું—ઠીક છે.

બન્ને છોકરાઓ ખુશી થતાં ત્યાંથી ચાલ્યા ગયા અને સકરજન ખાવા લાગ્યા. જે છોકરે યુક્તિ બતાવી હતી તેણે કહ્યું—જોઈ મારી યુક્તિ? સાચું પણ બોલ્યા અને સકરજન પણ ખાધું!

તેથી હું કહું છું કે દુનિયાના પદાર્થો પણ મળી જાય અને આ બાળકોની પેઠે સાચા પણ બની શકાય, એ ધારણા મનમાંથી કાઢી નાખો. કાઢશો નહિ, તો સત્યની ઉપાસના કરી શકશો નહિ. એક મનમાં બે પરસ્પર વિરોધી રૂપ રહી શકતાં નથી. મનમાં કાં તો સત્યને બેસાડો અને કાં તો અસત્યને બેસાડો. બન્ને એકી સાથે બેસી શકશે નહિ. એક જ સિંહાસન ઉપર રામ અને રાવણ બન્ને કેવી રીતે બેસી શકે?

વચન એવી વસ્તુ છે, શબ્દોનો વ્યવહાર એવી જાતનો છે કે તેને તમે મન માન્યું રૂપ આપી શકો તેમ છો, છટક-બારી શોધી શકો તેમ છો. જેના ખીસામાં સકરજન પડયું છે તે કહે છે કે મેં સકરજન ઉપાડયું નથી અને જેણે ઉપાડી લીધું હતું તે કહે છે કે મારી પાસે સકરજન નથી! આ તો યુક્તિ શોધવા જેવું છે.. આ પ્રમાણે યુક્તિ

શોધનાર કરનાર સત્યની ઉપાસના કરી શકતો નથી. આ તો સત્યનો ઉપહાસ છે. આત્મ–વંચના છે. આવું કરનાર બીજાને છેતરી શકે છે અને કદાચિત્ ન પણ દે, પરંતુ પોતાના આત્માને તો અવશ્ય છેતરે છે. તે ખોટી રીતે આત્મ–સંતોષ માને છે. તે આત્મ–હિંસા કરે છે; તે અંધકારમાં ભટકી રહ્યો છે; અસત્યને અસત્ય માની તેનું સેવન કરનાર તો સંભવ છે કે શીઘ્ર સત્યના માર્ગ ઉપર આવી જાય, પરંતુ સત્યનો ઢોંગ કરનાર સત્યના માર્ગ ઉપર આવી શકતો નથી. તેનો મિથ્યા સંતોષ તેના ચિત્તને ડંખ મારવા દેતો નથી અને ધૃષ્ટ બની નીચે વધુ નીચે પડતો જાય છે;

જે ક્રોધ, માન, માયા, લોભ અને વાસનાઓથી જે પ્રભાવિત થતો નથી, જે શબ્દજાળથી યુક્તિઓ શોધતો નથી અને છેક અંધારામાં છૂપાવાનો પ્રયત્ન કરતો નથી અને સત્યના પ્રકાશને જ પોતાના પથ પ્રદર્શક બનાવે છે, તેને જ હું સાચું સત્ય માનું છું.

જ્યાં મનનું સત્ય હોય છે ત્યાં યુક્તિઓ થતી નથી અને જ્યાં કેવળ વાણીનું જ સત્ય હશે ત્યાં યુક્તિઓ મળશે. તેથી મેં કહ્યું છે કે સત્ય સત્ય માટે જ હોવું જોઈએ.

સારાંશ એ છે કે જો તમારે સત્યની ઉપાસના કરવી હોય, જીવનમાં સત્યનું આચરણ કરવું હોય, તો પછી એ વિચારવું નહિ કે સંસાર શું કહે છે? સંસારની શું સ્થિતિઓ છે? અને માણસો મારા વિરોધી બને છે કે મિત્ર? ત્યારે તો સત્યનું જે કઠોર રૂપ છે, તે જીવનમાં આવી જ જવું જોઈએ. તેથી ઉલટું, જો સત્ય માટે ખોટી સમજુતી કરવામાં આવે અને જનતાના ખોટા દૃષ્ટિકોણથી પ્રભાવિત બની સત્યને નીચે ઝુકાવવામાં આવે, તો સત્ય સત્ય માટે રહેતું નથી. તો સત્યની કોઈ સત્તા રહેતી નથી, તે તો માણસોની માન્યતાઓ અને ખોટી ધારણાઓનું અનુચર જ બની રહે છે. તેને વાસ્તવિક સત્યના સિંહાસન ઉપર કેવી રીતે બેસાડી શકાય?

જો આપણે અહિંસા અને સત્ય માટે જીવનમાં ખોટી ધારણાઓ બાંધી લઈએ અને તેના પાલનમાં ઢીલા બની જઈએ તો સમજી લો કે તે ક્રમ ચાલુ થઈ જશે. પછી તો આપણે સત્યના માર્ગે ચાલવા કરતાં સત્યને આપણા માર્ગે ચલાવશું અને કેવળ વાણીની રમત રમશું. મનના આ સત્યને અનુસરીને નહિ ચાલીએ. પરંતુ જ્યારે સત્ય માટે જ હોય છે ત્યારે સત્યનો ઉપાસક સંસારથી પ્રભાવિત થતો નથી, તે સત્યનું તેજ એટલું પ્રખર હોય છે કે તે સંસારને પ્રભાવિત કરી લે છે.

આજે પરિવારમાં સમાજમાં અને સંસારમાં ખોટી માન્યતાઓ અને વાતો ચાલે છે તો માણસો ચર્ચા કરે છે કે ખોટી પરંપરા ચાલી પડી છે. માણસો ખિન્ન બને છે અને દુઃખ અનુભવે છે. પરંતુ જ્યારે તેમને પૂછવામાં આવે છે કે તો પછી તમે તેનો વિરોધ શા માટે કરતા નથી? તો ઝટપટ "પરંતુ" લાગવા મંડી જાય છે. લગ્નોમાં અમર્યાદિત ખર્ચા થાય છે અને તેથી દરેક પરિવારને દુઃખ છે, પરંતુ જ્યારે વાત ચાલે છે ત્યારે કહે છે કે--વાત તો સાચી છે, પરંતુ શું કરીએ?

સાધુ સમાજમાં પણ કેટલીક ખોટી રૂઢીઓ અને પરંપરાઓ ચાલી રહી છે. તેમને વિષે પણ વાત ચાલે છે ત્યારે એ જ ઉત્તર મળે છે કે વાત તો ઠીક છે, પરંતુ શું કરીએ?

રાષ્ટ્રીય ચેતનામાં પણ ગડબડ છે. રાષ્ટ્રના નેતાઓ અને કર્ણધારો સાથે વિચાર વિનિમય કરીએ છીએ ત્યારે તેઓ પણ કહે છે કે-વાત તો ઠીક છે, પરંતુ શું કરીએ?

બસ આ "પરંતુ શું કરીએ?" એ જ બધી ગડબડનું મૂળ છે. આ માનસિક અસત્ય અને દુર્બળતાનું પરિણામ છે. આ "પરંતુ" આપણા જીવનમાં લાગી જાય છે તો આપણને નીચે ઉતારી દે છે, તે આપણા જીવનને ઊંચે ઉઠવા દેતું નથી.

"પરંતુ" લગાડવાનો અર્થ એ થાય છે કે આપણે કાંઈ પણ કરવા તૈયાર નથી. એ સત્યને માટે અંતઃકરણમાં જે જાગ્રતિ આવવી જોઈએ

હતી તે હજુ આવી નથી.' અને સત્યનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. અથવા સત્યનો સ્વીકાર કરવામાં આવ્યો હોય તો પણ એ રૂપે કે તે સત્યનું જીવનમાં કાંઈ મૂલ્ય ન હોય. કોઈ માણસ કહે કે "વાત તો સાચી છે, પરંતુ શું કરીએ?" તો તેનો અર્થ એ જ થયો કે સત્યને જન્મ આપી તુરત તેનું ગળું દાબી દેવામાં આવ્યું. જે સામાજિક સુધારા થવા જોઈએ તે થતાં નથી, તેનું આ દુર્બળતા જ કારણ છે. સમાજમાં ખોટી માન્યતા ઘર કરી બેઠી છે, સમાજ અંદરથી પોલો બનતો જાય છે અને આ બધું સત્યનું અપમાન જ છે.

માણસો શાસ્ત્રોની ઊંચીઊંચી વાતો કરે છે. ગામના માણસો જોયા થાય છે કે જેઓને સાફ રહેવાની અને સારું બોલવાની કળા હસ્તગત હોય છે, અને જે જીવનના ઉચ્ચ ધ્યેયની કલ્પના પણ કરી શકતા નથી તેઓ પણ પરસ્પરમાં પરમાત્મા અને મોક્ષ સબંધી ઊંચી ઊંચી વાતો કરે છે અને એમ લાગે છે કે જેને જે સમાજ કે કુટુંબ મળ્યાં છે તેમાં રહેવા માટે તેને રસ નથી, પ્રીતિ નથી અને તે બીજી જગ્યાની તૈયારી કરી રહેલ છે, પરંતુ દુર્ભાગ્યથી બીજી જગ્યાની તો શું, પરંતુ અહીંની પણ તે તૈયારી કરતો નથી. તે પરબ્રહ્મનો વિચાર કરવા જેટલો તૈયાર છે તેટલો માનવરૂપે વિચાર કરવા તૈયાર નથી. તેથી એમ લાગે છે કે ભારતીઓને જે જીવન મળ્યું છે તે તેમને પસંદ નથી. જે જીવન તેમની કલ્પનામાં પણ નથી ત્યાં સુધી દોડ લગાડવાનો પ્રયત્ન કરે છે. આ તો એવા વિદ્યાર્થી છે કે જે વિષય લીધો છે તેમાં તો તેની રૂચિ નથી અને બીજા વિષયમાં રસ લેવા દોડે છે.

જ્યારે જીવનમાં આવી વ્યવસ્થા ચાલે છે ત્યારે એવા સમાજમાં ચિંતનને શું સ્થાન છે? એવો સમાજ સડવા માટે છે, દૃઢતાથી પ્રતિકાર કરવા માટે તેની શક્તિ હોતી નથી.

આ વાતો આપણે ત્યાં જ ચાલે છે, વિદેશોમાં નહિ એવું સમજવું ભ્રમપૂર્ણ છે. મનુષ્યની પ્રકૃતિ પ્રાયઃ સરખી હોય છે અને ન્યૂનાધિક

રૂપે-સર્વ દેશોની સ્થિતિ, ખાસ કરીને માનસિક ચિંતન સંબંધી સરખી જ હોય છે.

મને તમારા પારિવારિક જીવન સંબંધી કાંઈ સીધી જાણકારી નથી, પરંતુ થોડીક જાણકારી મળી છે કે રાજસ્થાન પ્રાંતમાં જ્યારે કોઈ કુટુંબમાં મૃત્યુ થાય છે તો તે કુટુંબના માણસો અને તેમાં વિશેષતઃ સ્ત્રીઓ ઘણા દિવસો સુધી રૂએ છે. વિલાપ કરે છે. બીજા સ્નેહીજનો પણ ત્યાં જઈને તેમના રોવામાં સહાયક બને છે. ભાઈઓ ! જરા વિચાર તો કરો કે જે કુટુંબ પોતે પોતાને સાંત્વના આપી શકતું નથી અને જેને તમારી સાંત્વનાની જરૂર છે તેને રોવડાવવામાં ઊલટા તમે સહાયક બનો, તેમને વધુ વિલાપ કરાવો, તે વાત શું ઉચિત છે ? એવા દુઃખદ અવસર ઉપર મૃતાત્માના કુટુંબીજનોની સંભાળ રાખવી જોઈએ. તેમને સાંત્વન આપવું જોઈએ, તેમનો શોક ઓછો કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેમનામાં ધૈર્ય આવે તેવા ઉપાયો કરવા જોઈએ અને દર્શન-શાસ્ત્રની વાતો કરવી જોઈએ કે આત્મા તો અજર-અમર છે, સંસાર ધર્મશાળા છે, જે પથિક ત્યાં આવે છે તે જવાનો જ છે. સંયોગનું નિશ્ચિત પરિણામ વિયોગ જ છે. પરંતુ આ પ્રમાણેની વાતો ન કરતાં મહિનાઓ સુધી રોવું અને રોવડાવવું તે કોઈ પણ દૃષ્ટિથી સારું નથી.

બહેનો ! હું તમને પૂછું છું કે આવું બને છે તે સારું છે ? જૈન ધર્મ પૂછવા માગે છે કે મરનાર જ્યારે ચાલ્યો જાય છે અને કોઈ પણ ઉપાયથી તે પાછો આવી શકતો નથી, તો તેને માટે નિરંતર શોક અને રંજને વધારવો અને હાહાકાર કરીને સમય વ્યતીત કરવો અને આર્તધ્યાન કરીને પોતાના બંધનોને અધિક મજબૂત બનાવવા તે ધર્મનો માર્ગ છે કે અધર્મનો ? આવું કરવાથી આપના કર્મના બંધનો ઢીલા પડશે ? મૃતાત્માને તેથી કાંઈ લાભ થશે ?

ભગવાન મહાવીરનો આદેશ છે કે જ્યાં આર્તધ્યાન છે,

જ્યાં રૂદન, ક્રંદન, શોક અને સંતાપ છે ત્યાં કર્મ-બંધન છે. જેઓ એવું કરે છે. તેઓ કર્મોનો બંધ કરે છે. પોતાના આત્માને નીચે પાડે છે અને જે માણસો ત્યાં જઈ તેમને રોવડાવવામાં નિમિત્ત બને છે. શોક-સંતાપ વધારનારી વાતો કરે છે, તેઓ પણ કર્મબંધન કરે છે.

આપણે એ વિચાર કરવાનો છે કે શું આપણને જૈન ધર્મ મળ્યો છે તો તેને અનુસરી આર્તધ્યાન કે રૌદ્રધ્યાનનો ત્યાગ ન કરી શકીએ? કોઈ ને રોવડાવવા તે સાંત્વનાનો માર્ગ નથી, તે તો નીચે પાડવાનો માર્ગ છે. રોતાને રોવડાવો તો તેથી વિશેષતા કઈ? રોતા માણસના આંસુઓ લુછો, તેમને સાંત્વન આપો. એકેક મહિના સુધી રોતા રહેવું કે રોવડાવતા રહેવું તે શું કાંઈ સારી વાત છે? તમે રૂઓ છો કે રોવડાવો છો, પરંતુ તે કુટુંબના ભવિષ્ય સંબંધી કોઈ કલ્પના કરો છો? મૃતાત્માના નાના બાળકો, આવતી કાલના નાગરિક બની સમાજ અને રાષ્ટ્રને ચમકાવી શકે તેમ છે તે રત્નો આજે માટીમાં મળી રહ્યા છે, તેની તરફ તમારૂં ધ્યાન જાય છે? તે નિરાધાર બાળકોનું જીવન બરબાદ ન બને, તેમનુ જીવન વિકસાવવા તમારો સહયોગ તેમને પ્રાપ્ત થાય, તેમનું ભવિષ્ય ઉજ્જ્વળ બને તે સંબંધી તમે કાંઈ સંકલ્પ કરો છો? તે તરફ તમારૂં ધ્યાન જતું નથી, તેનો અભ્યાસ કેમ ચાલે છે, તે તો તમે પૂછતા નથી, વિચારતા ય નથી. તો પછી રોવાનો શું અર્થ છે? જો આપ તે વિલાપ કરતા કુટુંબને સહાયક બનતા ન હો, તેમના ભવિષ્યને ઉજ્જવળ બનાવવા માટે કાંઈ કરતા ન હો તો તમારી સહાનુભૂતિ અને સંવેદનાનું શું મૂલ્ય છે? ધર્મનો આદેશ તો એ છે કે કોઈ કુટુંબ વિલાપ કરી રહ્યું હોય તો તમે દૃઢ ધર્મી બની તેની સાથે રહો અને તેમના પારિવારિક જીવનની સમસ્યાઓને ઉકેલવામાં રસ લો, કેવળ રોવામાં જ રસ ન લો.

તો આ પરંપરાઓ ચાલતી આવી છે, તેના વિષે કેટલાક ભાઈઓનું કહેવું છે કે એક મજબૂત આંદોલનની જરૂર છે. જો તમે રોવાનું સારૂં સમજતા હો, તેને શુકલધ્યાન કે ધર્મધ્યાન

કહેતા હો, તમે તેને મોક્ષનો માર્ગ માની બેઠા હો અને તે પતનનો માર્ગ નથી એવી તમારી ધારણા હોય તો પછી હું અને તમે શાસ્ત્રોને સામે રાખીને તેનો વિચાર કરીએ. તેથી ઉલટું જો તમારો એ વિશ્વાસ હોય કે આ રોવાનું ખોટું કાર્ય છે, તો હું એટલું જ કહેવા ઇચ્છું છું કે તેની સાથે 'પરંતુ' ન લગાડો. 'પરંતુ શું કરીએ?' એવું ન કહો. આ તો ઘણી સાધારણ વાત છે અને તેને અનાયાસ હટાવી શકાય તેમ છે. તમે ગમે ત્યાં સંવેદના પ્રગટ કરવા જાઓ ત્યાં સદ્‌ભાવના સાથે રાખીને જાઓ અને તે સદ્‌ભાવનાનુસાર વ્યવહાર કરો, ત્યારે જ આપની સહાનુભૂતિ અને સંવેદનાનું કાંઈક મૂલ્ય આંકી શકાશે.

પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં મરનાર પુરૂષની પાછળ સ્ત્રીઓ પણ સતી થતી હતી. પરંતુ ભગવાન મહાવીરે આ વૃત્તિ અને પ્રવૃત્તિનો પ્રભાવજનક રીતિથી વિરોધ કર્યો. તેમણે આ પ્રકારના મરણને 'અજ્ઞાન મરણ' અથવા 'બાલ મરણ' તરીકે ઓળખાવ્યું. મારા પતિ મરી ગયા છે તો હું પણ મરી જાઉં અને તેમની પાસે પહોંચી જાઉં, એ ભાવનાથી મરવું એ અજ્ઞાનીનું મરણ છે અને તે નરક–નિગોદનો માર્ગ છે. આ પ્રમાણે મૃત્યુ પામનારને સ્વર્ગ કે મોક્ષ મળતાં નથી. જે મરી ગયો છે તે મૃત્યુ પામી ક્યાં ગયો છે તે તમે જાણો છો? અને વળી ત્યાં જ પહોંચી જવું અને તેને મળી જવું તે શું તમારા હાથની વાત છે? છતાં એવી ખોટી ધારણા થઈ જાય છે કે હું મરીને તેને મળીશ. મૃતાત્મા મરીને નરકે ગયો હોય અથવા કીડી–મંકોડી બની ગયો હોય તો શું તમે પણ એ રૂપે જન્મ લઈ તેને મળશો? પરંતુ તે વખતની સાધારણ જનતામાં આવા જ ભ્રમપૂર્ણ વિચારો ફેલાયા હતા. ભગવાન મહાવીરે તેમની આંખો ખોલી હતી, અને તેમનો ભ્રમ ભાંગ્યો હતો.

. તે જમાનામાં સર્વે માણસોની ધારણા એવી હતી, એમ નથી. ત્યારે પણ વિવેકશીલ નર–નારીઓનો અભાવ નહોતો. તે વખતે પણ કોઈ પ્રિય જનના મૃત્યુથી માણસોના અંતઃકરણમાં કર્તવ્યની ભાવના

જાગ્રત થતી હતી અને તેઓ પોતાના કર્તવ્યમાં જોડાઈ જતા હતા અને જીવનના પરમ સત્યની ઉપલબ્ધિ માટે તત્પર બની જતા. આજે એવી જ વિવેકશીલ વ્યક્તિ આપણે માટે આદર્શ હોવી જોઈએ. આપણા મનમાં જીવન પ્રત્યે ઉચ્ચ શ્રેણીનો વિવેક જાગ્રત થવો જોઈએ.

આનંદઘન નામના એક સંત થઈ ગયા છે. મેં તેમના જીવનની એક વાત વાંચી છે. તેનો સાર આ પ્રમાણે છે.—

એક ધનવાન શેઠનો પુત્ર ગુજરી ગયો. તે વખતની પરંપરાનુસાર તેની પત્ની પોતાના પતિની પાછળ સતી થવા ચાલવા લાગી. જ્યારે સ્મશાન-ભૂમિમાં ચિતા ખડકવામાં આવી અને સ્ત્રી તેમાં બળી મરવા તૈયાર થઈ તે જ વખતે સંત આનંદઘન તે બાજુથી નીકળ્યા. તેમણે નજદિક આવીને પૂછ્યું—' અહીં આ શું થઈ રહ્યું છે?'

એક માણસે ઉત્તર આપ્યો—અમુક શેઠના પુત્રનો દેહાંત થઈ ગયો છે. અને આજે આ સ્મશાન-ભૂમિમાં તેની પત્ની તેની પાછળ સતી થવા આવેલ છે.

આ વાત સાંભળી સંત આનંદઘનના હૃદયમાં કરુણાનો પ્રબળ સ્રોત ઉભરાયો. તેમણે વિચાર્યું કે એક આત્મા તો ચાલ્યો ગયો, પરંતુ તેની પાછળ એક માણસનું મૃત્યુ થઈ રહ્યું છે! એ કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર માટે કલંક રૂપ છે કે ખોટા રીત-રીવાજો અને ખોટી માન્યતાને લઈને એક વ્યક્તિને પોતાના પ્રાણોની આહુતિ આપવી પડે છે. જે મૃત્યુ પામેલ છે તેને માટે તો કોઈ ઉપાય હોતો નથી, પરંતુ તે મરવા તૈયાર થયેલ છે, તેનો વિરોધ કરી શકાય તેમ છે અને તેને બચાવવાનો પ્રયત્ન પણ કરી શકાય તેમ છે.

આ પ્રમાણે વિચારી તેમણે તે સ્ત્રીને કહ્યું—બહેન! તમે શા માટે મરવા તૈયાર થયા છો? મૃતાત્માને તમે માર્યો નથી, એટલું જ નહિ, પરંતુ તેને બચાવવા માટે જ તમે પ્રયત્નો કર્યા છે, તો પછી તમારે મરવાનું શું કારણ છે?

સ્ત્રીએ ઉત્તર આપ્યો—મને પરલોકમાં પતિ મળી જશે, એટલા માટે હું મરવા ઇચ્છું છું.

સંત બોલ્યા—તમારા પતિ મરીને ક્યાં ગયા છે અને ક્યાં જન્મ લીધો છે, તે તમે જાણો છો, બહેન ?

સ્ત્રીએ નિર્દોષ ભાવથી કહ્યું—એ તો હું જાણતી નથી.

સંતે કહ્યું—તો પછી તમે તેની પાસે કેવી રીતે પહોંચશો ? બહેન ! વિચાર કરો. મૃતાત્મા ક્યાં ગયો તેનો નિશ્ચય તમે કરી શકો નહિ. આ જગત ઘણું વિશાળ છે અને અસંખ્ય-અસંખ્ય જીવોની યોનિઓ અને સ્થાનો છે. મૃત્યુ પછી કયો જીવ કયા લોકમાં જાય છે અને કઈ યોનિમાં જન્મ લે છે તે તમે કે હું કોઈ જાણતું નથી. હું જે કાંઈ જાણું છું તેના આધારે એટલું જ કહી શકું કે જીવ પોતપોતાના કર્મો અને સંસ્કારોને અનુરૂપ જ આગળની સ્થિતિ પ્રાપ્ત કરે છે. જેનું પાછળનું જીવન પવિત્ર અને સંસ્કારોની સૌરભથી સુરભિત રહ્યું હોય તે આગામી જીવન ઉચ્ચ શ્રેણીનું પ્રાપ્ત કરે છે. તેના જીવનની ઉચ્ચતા વિશેષ વૃદ્ધિ પામે છે.

અને બહેન ! ભગવાન મહાવીરના કથન અનુસાર હું એ પણ જાણું છું કે આત્મ-હત્યા કરવી તે એક મહાન્ પાપ છે, આત્મ-હત્યા કરીને મરનાર આત્મા કદી પણ ઊંચી સ્થિતિ કે ઉચ્ચતર જીવન મેળવી શકતો નથી. બહેન ! તમે આત્મ-હત્યા કરી રહ્યા છો, તેથી ઉચ્ચ સ્થિતિ મેળવી શકશો નહિ. એવું કરવાથી તો નરક જ મળે છે. જો તમારો વિશ્વાસ હોય કે તમારા પતિએ પણ નારકીય જીવન પ્રાપ્ત કર્યું છે, તો જુદી વાત છે. તો પછી તમે પણ નરકના માર્ગે જઈ શકો છો, પરંતુ નરકમાં જઈને મળવાનો કાંઈ અર્થ છે ? અને નરક પણ ક્યાં એક છે ?

બહેન ! જરા ગંભીરતાથી વિચારો ? તમારા અંતઃકરણમાંથી મોહના આવેશને કાઢી નાખો. તમારા જીવનનો જન-કલ્યાણ માટે

ઉપયોગ કરો: તમને આટલું સુંદર મનુષ્ય જીવન મળ્યું છે, એક હીરો મળ્યો છે તેને પોતાના જ હાથોથી ફેંકી ન દો, નષ્ટ ન કરો. તેને સુરક્ષિત રાખો અને તમારા ઉચ્ચ ચારિત્ર દ્વારા સમાજ અને રાષ્ટ્ર સામે ઉચ્ચ આદર્શ સ્થાપિત કરો. પતિ પાછળ બળી મરવાથી એ ઉચ્ચ કાર્ય તમે કરી શકશો નહિ, પરંતુ જીવિત રહીને જ કરી શકશો અને તમારા પતિનું નામ પણ ઉજ્જ્વળ કરી શકશો.

બહેન! તમે વિચાર કર્યો છે કે તમારા પતિ કોણ હતા? પતિનું શરીર કે પતિનો આત્મા? જો શરીરને પતિ સમજતા હો તો તેનું શબ તમારી સામે અત્યારે પણ પડેલું જ છે. તો પછી એ શરીરને બાળી નાખવાનો ઉપક્રમ શા માટે કરવામાં આવે છે? જો તમારા પતિના આત્માને તમારો પતિ માનતા હો તો તેના મરવાની કલ્પના કરવી એ જ ભ્રમ છે. તે તો અજર-અમર છે. તેણે તો ખોળિયું બદલ્યું છે અને કોઈ બીજા જીવનમાં ચાલ્યો ગયો છે. તેનું (આત્માનું) મૃત્યુ થઈ શકતું જ નથી. આવી સ્થિતિમાં એ શરીરની પાછળ મરવા માટે શા માટે આવ્યા છો?

આ પ્રમાણેની શિક્ષાથી એક નારી જીવનની રક્ષા થઈ અને તે સતીએ ત્યારબાદ ઘણી પ્રતિષ્ઠા મેળવી. તેને શ્વસુરપક્ષમાં પણ ધન અને વૈભવ પ્રાપ્ત થયાં હતાં અને પિતૃગૃહે પણ સોનાના પારણામાં ઝૂલી હતી. તેણે સંતના ઉપદેશ પછી પોતાનું સમસ્ત જીવન સામાજિક સેવામાં સમર્પણ કરી દીધું. સંત આનંદઘનની કવિતાનો એક ભાગ આ પ્રમાણે છેઃ—

કોઈ કંત કારણ કાષ્ઠભક્ષણ કરે, મલશું કંતને ધાય,
એ મેળો નવિ કઈએ, સંભવે મેળો ઠાય ન ઠાય;
ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો, ઔર ન ચાહું રે કંત.

કોઈ સ્ત્રી મૃત્યુ પામેલા પતિને મળવા માટે બળી મરે છે, તેને મેળાપ ન કહેવાય. મેળાપ દરેક જગ્યાએ એવી રીતે સંભવતો નથી.

જે બહેન પતિને મળવા માટે તેની ચિત્તા ઉપર બળી મરે છે તેને શું પતિનો મેળાપ થઈ જાય છે? તે શું પોતાના આત્માને પવિત્ર બનાવી રહી છે?

સારાંશ એ છે કે આપણે આપણા જીવનના આદર્શને મહત્ત્વ આપતા નથી, આપણા કર્તવ્યને મહત્ત્વ આપતા નથી અને આપણા જીવનની સન્મુખ સમાજની જે સમસ્યાઓ ઉપસ્થિત છે તેને પણ મહત્ત્વ આપતા નથી.

પતિ મરી જાય છે, તો તેની પાછળ સ્ત્રીઓ રોઈ રોઈને જીંદગી પૂરી કરી દે છે. જે સમાજમાં મરનારની પાછળ કુટુંબની સ્ત્રીઓ વિલાપ કરે છે, રીતિ રિવાજને અનુસરીને તેમ કરવું પડે છે અને રોવડાવવા જવું પડે છે, તે સમાજમાં હજુ પૂરો વિવેક જાગ્રત થયો નથી. જ્યાં આપણે રોવા જઈએ છીએ અને મૃત્યુ પામેલ વ્યક્તિના કુટુંબી જનોને પણ રોવડાવીએ છીએ, તેને બદલે તે કુટુંબની સેવા કરવા માટે શા માટે ન જવું? રોવા અને રોવડાવવા જનાર વ્યક્તિ શોકગ્રસ્ત કુટુંબીજનોને અન્ય કાર્યમાં પણ લાગવા દેતી નથી અને તેમની શોકાગ્નિમાં પવન નાખી તેને વધુ પ્રજ્વલિત બનાવે છે.

તમે અને બીજા બધા માણસો કહો તો છો કે આ વિલાપ કરવો અને કરાવવો તે ખોટો રિવાજ છે, પરંતુ તેની સાથે એ શબ્દો પણ જોડી દો છો કે..."પરંતુ શું કરવું?" અને આ રીતે આ સર્વવ્યાપી "પરંતુ" દ્વારા દરેક વસ્તુને કચડી દો છો.

જ્યાં આવી દુર્બળતાઓ મળી આવશે ત્યાં સત્ય પ્રસ્ફુરિત થતું નથી. જેને સત્યની આરાધના અને ઉપાસના કરવી હોય, અને જેઓ સત્યને જ પોતાના જીવનનો મહત્ત્વપૂર્ણ ઉદ્દેશ બનાવવા ચાહતા હોય, તેમણે આ દુર્બળતાઓનો ત્યાગ કરવો પડશે. તેમને દૃઢતાપૂર્વક સમગ્ર પ્રાણશક્તિ એકાગ્ર કરીને સત્યનું જ અનુસરણ કરવું પડશે. એવું કરવાથી જ સત્ય ભગવાનની વરદ છાયા તમે પ્રાપ્ત કરી શકશો.

---

७

# સત્ય-ધર્મનું મૂળ-માનવતા

સૃષ્ટિની વિરાટતા તરફ તમારી દૃષ્ટિ દોડાવો. જડ-જગતની વિશાળ પદાર્થ-રાશિને થોડી વાર ભૂલી જાઓ અને કેવળ પ્રાણી-સૃષ્ટિ ઉપર જ તમારું ધ્યાન કેન્દ્રિત કરો. તો જાણી શકશો કે અસંખ્ય પ્રકારના પ્રાણીઓ આ વિશ્વના ઉદરમાં પોતપોતાનો જીવનનિર્વાહ કરી રહ્યા છે. એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અમનસ્ક, પંચેન્દ્રિય, સમનસ્ક પંચેન્દ્રિય, મનુષ્ય, પશુ, પક્ષી, કીડા, મકોડા વગેરેની ગણતરી કરવી સંભવિત છે? વર્ષાઋતુ આવે છે તો ઘાસથી ધરાતલ વ્યાપ્ત બની જાય છે, અન્ય અગણિત સંમૂર્ચ્છિમ જીવોથી પણ પૃથ્વી ભરાઈ જાય છે. કોટિ-કોટિ ક્ષુદ્ર કીટ આ ધરતીની પીઠ ઉપર ધીરે ધીરે ચાલતા નજરે પડે છે, પેટે ચાલતા નજરે પડે છે અને આપણને વિસ્મયતા પમાડે છે.

છતાં આ ધરાતળની સીમા સાથે તો કાંઈ સૃષ્ટિની સીમા સમાપ્ત થઈ જતી નથી. તેની ઉપર પણ સૃષ્ટિ છે અને નીચે પણ સૃષ્ટિ છે. જ્યાં ભાગ્યવાન અને અભાગી અસીમ પ્રાણીઓ નિવાસ કરે છે, જેને આપણે સ્વર્ગ અને નરક કહીએ છીએ.

આ અસંત વિશાળ જીવ-જગતમાં મનુષ્યનું શું સ્થાન છે? કહી શકાય કે મહાસાગરમાં એક સલિલ-બિંદુનું જે સ્થાન છે તે જ જીવ-જાતિમાં મનુષ્યનું સ્થાન છે.

પ્રાચીન કાળના આચાર્યો અને મહાપુરુષોએ માનવજીવનનો

અમિત મહિમા ગાયો છે. અનંત–અનંત કાળ સુધી વિભિન્ન જીવ–યોનિઓમાં ભટક્યા બાદ, સંસારચક્રમાં પરિભ્રમણ કર્યા પછી, અસંત પ્રબળ પુણ્યોદયથી મનુષ્ય–જીવનની પ્રાપ્તિ થાય છે. અગણિત જીવ યોનિઓમાં જન્મ લેતાં બચવા માટે મનુષ્ય–યોનિ મેળવવી તે ખરેખર સરળ તો નથી જ. માનવ–ભવની દુર્લભતા બતાવવા માટે આપણે ત્યાં ઘણી સુંદર રીતે ત્રણ દૃષ્ટાંતોની યોજના કરવામાં આવી છે. તે બધા દૃષ્ટાંતો બતાવવાનો અત્યારે સમય નથી, પરંતુ એક જ દૃષ્ટાંત લઈએ :—

चूर्णीकृत्य पराक्रमान्मणिमयं, स्तम्भं सुरः क्रीडया,
मेरौ सन्नलिकासमीरवशतः क्षिप्त्वा रजो दिक्षु चेत्।
स्तम्भं तैः परमाणुभिः सुमिलितैः कुर्यात्स चेत्पूर्ववत्,
भ्रष्टो मर्त्यभावात्तथ्यसुकृती भूयस्तमप्नोति न ॥

કોઈ દેવતાને ક્રીડા કરવાની ઈચ્છા થઈ. તેણે પોતાના દિવ્ય પરાક્રમથી એક મણિમય સ્તંભને પીસી નાખ્યો અને તેના ચૂરેચૂરા કરી દીધા. ત્યાર બાદ તે એક લાખ યોજન ઊંચા સુમેરૂપર્વત ઉપર ચઢ્યો. તેણે સ્તંભના તે ચૂર્ણને નાળમાં ભરીને ચારે દિશાઓમાં પવન સાથે ઉડાડી દીધું. ત્યાર બાદ તે દેવતાને ઈચ્છા થઈ કે હું તે સ્તંભના વિખરાયેલા રજકણોને ભેળા કરું અને તેને જોડીને પહેલાંની માફક સ્તંભ બનાવી દઉં. વિચાર કરો, આવું કરવું તે દેવતા માટે પણ કેટલું મુશ્કેલ છે? બતાવવામાં આવ્યું છે કે કદાચિત્ તે દેવતા તે સર્વે રજકણોને એકત્ર કરીને પુનઃ મણિમય સ્તંભનું નિર્માણ કરવાને સમર્થ બની શકે, પરંતુ ભાગ્યહીન પુરૂષ માટે એક વાર મનુષ્યભવથી ચ્યુત થયા પછી પુનઃ મનુષ્ય–ભવ મેળવી લેવો તે દુષ્કર છે.

માનવ જીવન આટલું બધું દુર્લભ શા માટે છે? શા માટે તેને એટલું બધું સ્પૃહણીય માનવામાં આવે છે? આ પ્રશ્ન ઉપર વિચાર કરશું તો પ્રતીત થશે કે આધ્યાત્મિક ઉત્કર્ષની જે સાધનાઓ છે તે

બધીનો સ્રોત મનુષ્ય તરફ વહે છે. સત્ય, અહિંસા, દયા, કરૂણા અને કર્તવ્ય વગેરે બધા આપણા આદર્શો છે તેનો ઉદય અને પરિપાક મનુષ્ય જીવનમાં જ સંભવે છે.

દેવતાઓની દુનિયા ઘણી મોટી માનવામાં આવે છે. ભારતીય દર્શનોએ ભોગ-વિલાસની દૃષ્ટિથી દેવતાઓને ઘણા ઊંચા માન્યા છે, પરંતુ ચારિત્ર બળની દૃષ્ટિથી અને જીવન વિકાસની દૃષ્ટિથી, તેમને મનુષ્યથી નીચું પદ આપ્યું છે. બીજી યોનિની તો વાત પણ શું કરવી? ત્યાં તો ચેતનાનો એટલો વિકાસ જ નથી. તેથી મનુષ્ય-યોનિ સિવાય કોઈ પણ અન્ય યોનિમાં જીવનની સાધના સારી રીતે થઈ શકતી નથી.

જૈન શાસ્ત્ર કહે છે કે જીવનનું નિર્માણ નરકમાં કે સ્વર્ગમાં થતું નથી, આ કથનનું બરાબર વિશ્લેષણ કરવામાં આવે તો પ્રતીત થશે કે જ્યાં અસંત દુઃખ છે, કષ્ટ છે, અને સમસ્ત જીવન આંસુઓની ધારામાં વહે છે, ત્યાં પોતાના અને અન્યના જીવનને વિકસાવવા માટે કોઈ માટે કોઇ મોટી પ્રેરણા મળી શકતી નથી; અર્થાત્ અસંત દુઃખ-મય સ્થિતિમાં જીવનનું નિર્માણ બરાબર કરી શકાતું નથી. તે પ્રમાણે અસંત સુખમાં પણ જીવનના વિકાસનો સંભવ રહેતો નથી. જ્યાં ભોગવિલાસની અજસ્ર ધારા પ્રવાહિત થઈ રહી હોય, ત્યાં પણ જીવનના નિર્માણનો અવસર મળવો મુશ્કેલ છે.

તો નરકમાં અને સ્વર્ગમાં—બન્ને જગ્યાએ જીવનનું નિર્માણ થવું સંભવિત નથી, કારણ એક તરફ અસંત દુઃખ અને બીજી બાજુ અસંત સુખ છે. પરંતુ માનવ-જીવન એવું નથી. અહીંયાં:—

चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च।

માનવ-જીવનમાં દુઃખ અને સુખ, ગાડીના પૈડાની પેઠે ફરતાં રહે છે. ક્યારેક દુઃખ આવી પડે છે તો વળી સુખ પણ આવી જાય છે. આ જ આ જીવનનું માધુર્ય છે. તેનાથી સુખ દુઃખને સમજવાની પ્રેરણા મળે છે. જ્યારે સુખ અને દુઃખ બન્ને મળીને આપણું જીવન

નિર્માણ કરવા તૈયાર થઈ જાય છે ત્યારે જીવનની શ્રેષ્ઠતા આપણી સામે આવીને ઊભી રહે છે.

એક કવિએ ઘણી સુંદર કલ્પના કરી છે. આકાશ કાળા કાળા મેઘથી મઢાઈ ગયેલું હોય અને ચંદ્ર તેમાં છુપાઈ ગયેલો હોય અને બહાર નીકળી શકતો ન હોય; સમસ્ત રાત તેને વાદળોમાં છુપાઈ રહેવું પડે, તો તે ચંદ્ર આપણને સુંદર દેખાતો નથી. તેથી ઉલટું જ્યારે આકાશ તદ્દન નિરભ્ર હોય છે અને ચંદ્ર સ્પષ્ટ રૂપે દેખાય છે અને વાદળાં સર્વે વિખરાઈ ગયેલા હોય છે, તો તે દૃશ્ય પણ આપણા મનને કોઈ વિશેષ પ્રેરણા આપતું નથી. પરંતુ જ્યારે આકાશમાં મેઘની ઘટાઓ આછી આછી પથરાયેલી હોય અને ચંદ્રમા તેમાં ક્યારેક છુપાઈ જતો હોય અને પાછો બહાર નીકળતો હોય, તો તે દૃશ્ય ઘણું મનોરંજન હોય છે. મનુષ્યો કલાકો સુધી તે ચંદ્રમા અને તે દૃશ્યને જોયા જ કરે છે. તેથી મનુષ્યને પ્રકૃતિ તરફથી એક મહાન પ્રેરણા મળે છે.

એ જ વાત આપણા મનુષ્ય–જીવનમાં દેખાય છે. મનુષ્ય–જીવન પણ સુખ અને દુઃખમાંથી પસાર થાય છે. તે કદી દુઃખના વાદળોથી ઘેરાઈ જાય છે અને પાછું તેમાંથી બહાર નીકળી સુખમાં આવવાનો પ્રયત્ન કરે છે. સુખમાં આવે છે.—ઘટાઓથી બહાર નીકળે છે, અને જોતા જોતામાં પુનઃ દુઃખની કાળી ઘટામાં વિલીન થઈ જાય છે. મનુષ્ય–જીવનમાં આ ક્રમ ચાલતો જ રહે છે. લાખો પ્રયત્નો કરવા છતાં પણ કોઈ માણસ સુખ દુઃખના આ અનિવાર્ય ચક્રથી મુક્ત રહી શકતો નથી.

દુઃખ અને સુખનું આ અનિવાર્ય ચક્ર મનુષ્ય માટે અસંત બોધપ્રદ છે. તેથી તે સમજી શકે છે કે મારા જીવનમાં જેવી રીતે સુખ દુઃખનું મહત્ત્વ છે, તે જ પ્રમાણે અન્ય પ્રાણીઓના જીવનમાં પણ તેનું મહત્ત્વ છે જ. જ્યારે મનુષ્ય દુઃખથી પીડાય છે, વેદનાથી

તડફડે છે, ત્યારે તેને તે દુઃખથી ઘણી મહાન્ પ્રેરણા મળી જાય છે. તેને કલ્પના આવે છે કે આજે જેવી રીતે હું દુઃખથી પીડાઈ રહ્યો છું, તે જ પ્રમાણે બીજા માણસો પણ દુઃખથી તડફડતા હશે. અને હું જ્યારે પીડાઉં છું ત્યારે જેની રીતે મને સહાયતાની આવશ્યકતા છે, તેવી જ રીતે બીજાઓને પણ સહાયતાની જરૂર છે. જેમ હું બીજાની સહાયતાની અપેક્ષા રાખું છું તેવી રીતે બીજા દુઃખી અને પીડિત માણસો અને અન્ય પ્રાણીઓ સહાયતાની અપેક્ષા રાખે છે.

આ પ્રમાણે દુઃખ અને સુખ વ્યક્તિગત જીવનને સમષ્ટિની સાથે જોડવાની પ્રેરણા આપે છે. આ પ્રેરણાને આમ કરી મનુષ્ય પોતાના સંકીર્ણ અને ક્ષુદ્ર અહંકારની પરિધિને તોડીને વિશાળ પ્રાણી-જગતમાં પ્રવેશ કરે છે અને પોતાના અહંત્વનો ત્યાગ કરે છે.

આ પ્રમાણે તમે સુખ કે દુઃખમાં હો તો તમારે વિચારવું જોઈએ કે જેમ સુખ મળવાથી મને પ્રસન્નતા થાય છે, તેવી જ પ્રસન્નતા બીજાને પણ સુખ મળવાથી થાય છે જ. ભૂખમાં ભોજન મળવાથી અને તરસ્યો હોઉં ત્યારે પાણી મળવાથી જેવી રીતે મને શાંતિ ઉપજે છે, મારું મન આનંદ-વિભોર બની જાય છે, તે જ પ્રમાણે બીજાઓને પણ સુખાનુભવ થાય છે. આ પ્રમાણે સુખ અને દુઃખ માનવને માનવતાની ભેટ આપે છે.

મનુષ્ય-જીવનનો સંદેશ શું છે? તે સંદેશ શાસ્ત્રમાંથી નીકળીને આવતો નથી. તે તો જીવનને સમજવાની કળા છે. જ્યારે મનુષ્ય સુખ અને દુઃખના ગજથી માપીને પોતાનું જીવન સમજી લે છે અને જ્યારે તે જગતથી તે સંસારને માપે છે, ત્યારે તેની માનવતા, જે નાનકડા વર્તુળમાં ઘેરાયેલી હતી, તે વિશાળ અને વિરાટ રૂપ ધારણ કરી લે છે. માનવતાનું આ વિરાટ રૂપ જ માનવ-ધર્મ કહેવાય છે.

આજ સુધી તે ધર્મો આવ્યા છે અને જેમણે મનુષ્યને પ્રેરણા આપી છે, તેમણે બહારથી કોઈ પ્રેરણા જીવનમાં નાખી નથી. જે

મનુષ્યને શીખવે છે અને પ્રેરણા આપે છે, જે માનવ–હૃદયમાં અહિંસા સંયમ, દયા અને કરુણાનો રસ પૂરે છે અને માનવીને અહંકારના ક્ષુદ્ર વર્તુળમાંથી બહાર કાઢી વિશાળ–વિરાટ જગતમાં લઈ જવાની–ભલાઈ કરવાની પ્રેરણા આપે છે, તે પ્રેરણા શું બહારની વસ્તુ છે? આ એક દાર્શનિક પ્રશ્ન છે. જે નાખવામાં આવે તે તો બહારની જ વસ્તુ હોઈ શકે અને તેથી આપણે સમજી લઈએ છીએ કે તે વિજાતીય પદાર્થ છે. વિજાતીય પદાર્થ ગમે તેટલો એકરસ થઈ જાય, પરંતુ છતાં પણ તેનું અસ્તિત્વ પૃથક જ રહેવાનું છે. તે આપણા જીવનનું અંગ બની શકે નહિ.

સાકર નાખવાથી પાણી મીઠું બને છે. સાકરનું ગળપણ પાણી સાથે એકમેક થઈ ગયું જણાય છે અને પિનારને મધુર લાગે છે, આનંદ આપે છે. પરંતુ શું તે સાકર પાણીનું રૂપ ધારણ કરી શકે છે? તમે પાણીને સાકરથી જુદું પાડી શકશો નહિ, કિંતુ એક વૈજ્ઞાનિક ભાઈ કહે છે કે, સાકર સાકરની જગ્યાએ અને પાણી પાણીની જગ્યાએ છે. બન્ને અવશ્ય મળી ગયા છે, એક રસ દેખાય છે, પરંતુ એનું વિશ્લેષણ કરવાથી પૃથક્ થઈ જશે.

તે પ્રમાણે અહિંસા, સત્ય વગેરે આપણા જીવનમાં એક અદ્ભુત માધુર્ય ઉત્પન્ન કરી દે છે; જીવનગત કર્તવ્યો માટે મહાન પ્રેરણા જાગ્રત કરે છે અને જો આ વસ્તુઓ પાણીથી સાકર જુદી છે તેમ જુદી હોય, વિજાતીય હોય, મનુષ્યની પોતાની સ્વાભાવિક ન હોય, જાતિગત વિશેષતા રૂપે ન હોય, તો તે જીવનનું સ્વરૂપ બની શકતી નથી, આપણા જીવનમાં એકરસ બની શકતી નથી. સંભવિત છે કે થોડા સમય માટે તે એકરૂપ પ્રતીત થતી હોય, છતાં પણ સમય મળતાં તેનું પૃથક્ થવું અનિવાર્ય બનશે.

નિશ્ચિત છે કે આપણા જીવનનો મહત્ત્વપૂર્ણ સંદેશ બાહ્ય તત્ત્વોની મેળવણીથી પૂરો થઈ શકતો નથી. એક વસ્તુ અન્યને પરિપૂર્ણતા

અર્પી શકતી નથી. વિજાતીય વસ્તુ કોઈ પણ વસ્તુ સાથે ભાર રૂપ બનીને રહી શકે છે, તેના મૂળ સ્વરૂપને વિકૃત બનાવી શકે છે, તેમાં અશુદ્ધિ ઉત્પન્ન કરી શકે છે, પરંતુ તેને સ્વાભાવિક વિકાસ, પૂર્ણતા અને વિશુદ્ધિ પ્રદાન કરી શકતી નથી.

આ સંબંધી ભારતીય દર્શનોએ અને જૈન દર્શને ચિંતન કરેલું છે. ભગવાન મહાવીરે બતાવ્યું છે કે ધર્મરૂપે જે પ્રેરણાઓ આપવામાં આવે છે તે બહારથી નાખી શકાતી નથી. તે તો મનુષ્યની પોતાની જ વિશેષતાઓ છે, પોતાનો જ સ્વભાવ છે, પોતાનું જ રૂપ છે.

वत्थुसहावो धम्मो।

અર્થાત્—ધર્મ આત્માનો જ સ્વભાવ છે.

ધર્મ શાસ્ત્રની વાણી મનુષ્યની સૂતેલી વૃત્તિઓને જાગ્રત કરે છે. કોઈ સૂતેલા માણસને જગાડવામાં આવે તો તે 'જગાડવું' એ ક્યાંય બહારથી તેનામાં નાખવામાં આવતું નથી અને જાગવાનો ભાવ પેદા કરાતો નથી. અને જો તે પ્રમાણે તે જાગી ગયો તો પણ તેની જાગ્રતિ શું કામની? એવા જગાડવાનું કાંઈ મૂલ્ય નથી. શાસ્ત્રીય અથવા દાર્શનિક દૃષ્ટિથી તે જાગવાનું અને જગાડવાનું શું મહત્વ છે? વાસ્તવમાં અવાજ દેવાનો અર્થ સૂતેલી ચેતનાને ઉદ્‌બુદ્ધ કરવી તે જ છે. સુપ્ત ચેતનાનું ઉદ્‌બોધન તે જ જાગ્રતિ છે.

આ જાગ્રતિ શું છે? કાનમાં નાખેલા શબ્દોની પેઠે કે, જાગ્રતિ પણ બહારથી આપવામાં આવી છે? નહિ, જાગ્રતિ બહારથી નાખી શકાતી નથી, ભગવાનની વૃત્તિ તો અંદર જ છે. જ્યારે મનુષ્ય સૂતેલો હોય છે, ત્યારે પણ તે વૃત્તિ છુપાઈને તેમાં વિદ્યમાન રહે છે. સ્વપ્નમાં પણ મનુષ્યની અંદર ચેતના દોડતી રહે છે અને સૂક્ષ્મ ચેતના રૂપે પોતાનું કામ કરતી રહે છે. આ પ્રમાણે જ્યારે જાગ્રતિ સદૈવ વિદ્યમાન રહે છે તો સમજી લેવું કે જાગવાનો ભાવ બહારથી અંદર નાખવામાં આવ્યો નથી. સુષુપ્તિએ પડદાની પેઠે જાગ્રતિને આચ્છાદિત કરી દીધી

હતી. તે પડદો દૂર થયો એટલે મનુષ્ય જાગી ગયો.

આપણા આચાર્યોએ દાર્શનિક દૃષ્ટિકોણથી કહ્યું છે કે મનુષ્ય સ્વયં એક પ્રેરણા છે. મનુષ્યની વિશેષતાઓ સ્વયં પોતાનું અસ્તિત્વ ધરાવે છે. શાસ્ત્ર કે ઉપદેશનો સહારો લઈ આપણે જીવનનો સંદેશ બહારથી પ્રાપ્ત કરતા નથી, પરંતુ વાસનાઓ અને દુર્બળતાના કારણે આપણી જે ચેતના અંદર છુપાઈ ગઈ હતી, તેને જાગ્રત કરીએ છીએ.

આપણે ત્યાં ગુરુ–શિષ્યના સંબંધી વિચાર કરવામાં આવ્યો છે કે ગુરુ શિષ્ય માટે શું કરે છે? એક આચાર્યે કહ્યું છે કે ગુરુનું કામ એટલું જ છે કે શિષ્યની સૂતેલી ચેતનાને જગાડી દેવી. એટલે એ ધ્યાન રાખવાનું છે કે શિષ્યમાં ચેતના વિદ્યમાન છે, તેથી જ તો ગુરુ તેને જગાડી શકે છે ને! ચેતના મૂળમાં જ ન હોત, તો ગુરુ શેને જગાડત?

ચિનગારી વિદ્યમાન હોય, તેમાં અગ્નિનું તત્ત્વ અસ્તિત્વ ધરાવતું હોય તો ફૂંક મારવાથી કે ઘાસ વગેરે રાખવાથી તે પ્રજ્વલિત થાય છે અને પ્રજ્વલિત થઈને દાવાનળનું વિરાટ સ્વરૂપ પણ લઈ શકે છે, પરંતુ અગ્નિતત્ત્વ વિદ્યમાન ન હોય તો હજાર ફૂંક મારવાથી કે ઘાસ વગેરે રાખવાથી તે પ્રજ્વલિત થઈ શકશે નહિ, વિરાટ રૂપ ધારણ કરી શકશે નહિ.

શિષ્યના અંતરમાં માનવતાની ચિનગારી વિદ્યમાન હોય અને તેના ઉપર રાખ ચડી ગઈ હોય અને તેની મહત્ત્વપૂર્ણ ચમક ઝાંખી પડી ગઈ હોય, તો ગુરુના ઉપદેશની ફૂંક લાગવાથી રાખ ઉડી જાય છે અને ચમક પ્રગટ થઈ જાય છે ત્યારબાદ જેમ જેમ સાધનો મળતા જાય છે તેમ તેમ તે વિરાટ રૂપ ગ્રહણ કરતી જાય છે.

તેથી ભારતીય દર્શનનો એજ સંદેશ છે કે મનુષ્યની પવિત્રતામાં વિશ્વાસ રાખો. મનુષ્ય પોતાના મૂળમાં પવિત્ર છે અને તેથી જ તેને જગાડવા માટે સંદેશની, પ્રેરણાની આવશ્યકતા છે.

આચાર્ય રામાનુજનું નામ તમે સાંભળ્યું હશે. તેમની પાસે એક શિષ્ય આવ્યો અને કહ્યું—હું આપની પાસે દીક્ષિત થવા ઇચ્છું છું. યોગ્ય સમજો તો અપનાવો.'

આચાર્યે કહ્યું-તમે મારા શિષ્ય બનવા ઇચ્છો છો અને સાધનાના મહત્ત્વપૂર્ણ જીવનમાં પગલા માંડવા ઇચ્છો છો તો હું એક વાત પૂછું છું. ઘરના માણસોમાંથી કોઈની સાથે તમારો પ્રેમ છે? માતા, પિતા, બહેન, ભાઈ વગેરે સાથે સ્નેહ સંબંધ છે કે નહિ?

શિષ્યે તત્કાળ ઉત્તર આપ્યો-મારો કોઈ સાથે પ્રેમ નથી. મેં કોઈ સાથે પ્રેમ કર્યો નથી. તેથી હું આપના ચરણોનું શરણ ગ્રહણ કરવા ઇચ્છું છું.

આચાર્યે કહ્યું-મારો અને તમારો સંબંધ જોડાઈ શકશે નહિ. તમારે જે મેળવવું છે તે હું આપી શકીશ નહિ.

શિષ્ય આશ્ચર્ય પામી બોલ્યો-શા માટે આપી શકશો નહિ, મહારાજ?

આચાર્યે કહ્યું-હું તમને નવીન શિક્ષા કઈ આપું? મારામાં એવી કઈ શક્તિ છે કે હું તમારામાં અપૂર્વ વસ્તુ પેદા કરી દઉં? જો તમારો પ્રેમ તમારા કૌટુંબિક જનો સાથે રહ્યો હોય. તમારા જીવનમાં કોઇ અન્ય પ્રત્યે મધુર સંબંધ રહ્યો હોય, તો હું તેને વિશાળ કે વિરાટ બનાવી શકું. હું કુટુંબના ટૂંકા વર્તુળમાં ઘેરાયેલા પ્રેમભાવને વિસ્તૃત બનાવી શકું તમારો પ્રેમ કુટુંબ પ્રત્યે હોત તો તેને સમાજનું રૂપ, સમાજમાં હોત તો રાષ્ટ્રનું રૂપ, રાષ્ટ્રમાં હોત તો તેને વિશ્વનું રૂપ આપી શકત. મૂળમાં કોઈ વસ્તુ હોય તો તેને સમૃદ્ધ બનાવી શકાય. નાનુશું બી વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કરી શકે છે, પરંતુ તે બી હોવું તો જોઈએ ને? બી જ ન હોય તો વિશાળ વૃક્ષ કયાંથી પેદા થશે? તમે કોઈ સાથે પ્રેમ કર્યો જ નથી, તમારું જીવન હજી સુધી કોઈનું સહાયક બન્યું નથી, તો આચાર્ય પાસે કોઈ એવી વિધિ નથી કે તે કોઈ અપૂર્વ વસ્તુ તમારી અંદર નાખી શકે. ભાઈ! બી વિના વૃક્ષ ઉગાડવાની મારી શક્તિ નથી.

તે જ વાત ધર્મના સંબંધમાં છે. મનુષ્યના જીવન-મૂળમાં જે પ્રેમની, સ્નેહની, પારસ્પરિક સહાયતાની એક બીજાના આંસુ લૂછવાની વૃત્તિઓ વિદ્યમાન છે તેને જ વિરાટ રૂપ આપવાનું ધર્મનું કાર્ય છે, બીજું કાંઈ નહિ.

એક માણસ સોની પાસે જાય છે, સેંકડો વાર જાય છે, ઘરેણું ઘડાવવાની વાત કરે છે, પરંતુ જો તેની પાસે સોનું જ ન હોય તો સોની તેને ક્યાંથી ઘરેણા ઘડી દેશે? સોનાના અભાવમાં સોની શૂન્યમાંથી ઘરેણાં તૈયાર નહિ કરી શકે. ઘરેણાનું મૂળરૂપ સોનું હોય તો જ કોઈ સોની તેનો ઘાટ ઘડી શકે છે.

તે પ્રમાણે તમારા જીવનના મૂળમાં માનવતા હોય, પ્રેમની વૃત્તિ હોય, સહાનુભૂતિ અને સમવેદનાની ભાવના હોય તો તે ધર્મ દ્વારા વિકસિત થઈ શકે છે. તમારી માનવતા જ જૈન ધર્મ કે અન્ય કોઈ ધર્મનું રૂપ ધારણ કરી શકે છે. જો માનવતા જ ન હોય તો તેને ધાર્મિકતાનું રૂપ કયો ધર્મ આપી શકશે? બસ, આ માનવતાના કારણેજ માનવ-જીવનની મહત્તા છે. તેથી આ જીવનને મહત્ત્વ આપવામાં આવ્યું છે સંત તુલસીદાસે કહ્યું છે કેઃ—

> બડે ભાગ માનુસ–તન પાવા,
> સુર દુર્લભ સબ ગ્રંથહિ ગાવા.

મહાન ભાગ્ય હોય છે, ત્યારે મનુષ્ય-જન્મ મળે છે.

મનુજનો મહિમા શા માટે ગાયો છે? શું જડ-પુદ્‌ગળોથી બનેલા આ શરીરને લઈ ને? ઇન્દ્રિયોને લઈ ને? માટીના આ ઢગલા માટે? નહિ, મનુષ્યનું શરીર તો આપણને ઘણી વખત મળી ચૂક્યું છે અને આથી પણ સુંદર મળી ચૂક્યું છે, પરંતુ મનુષ્ય શરીર મેળવીને પણ મનુષ્ય જીવન મળ્યું નથી. અને જેણે માનવ-શરીરની સાથે માનવ-જીવન પણ મેળવ્યું, તે કૃતાર્થ થઈ ગયા.

આપણે પહેલી વાર જ મનુષ્ય બન્યા છીએ એવી કલ્પના કરવી તે દાર્શનિક દૃષ્ટિથી ભૂલ છે. તેથી વધુ મોટી ભૂલ નથી. જૈન ધર્મ કહે છે કે આત્મા અનંત–અનંત વાર મનુષ્ય બની ચૂક્યો છે અને આથી પણ વધુ સુંદર શરીર મેળવ્યું છે, પરંતુ મનુષ્ય શરીર મેળવી લેવાથી જ મનુષ્ય જીવનના ઉદ્દેશની પૂર્તિ થઈ શકતી નથી. જ્યાં

સુધી આત્મા જાગ્રત થતો નથી ત્યાં સુધી મનુષ્ય શરીર મેળવી લેવાનો પણ કાંઈ અર્થ નથી.

જો તમે મનુષ્ય જેવું આચરણ કર્યું નહિ, મનુષ્ય સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ તે જાણી ન શક્યા, તો પછી આ શરીર તો માટીનું પુતળું જ રહ્યું. કેટલીય વાર તે શરીર તો મેળવ્યું અને છોડ્યું.

ઇતિહાસના પાના ઉથલાવો. રામ મનુષ્ય રૂપે હતા તો રાવણ પણ મનુષ્ય રૂપે જ હતો. તો પછી એક પ્રત્યે પૂજ્યભાવ અને બીજા પ્રત્યે ઘૃણાનો ભાવ શા માટે છે? શરીરનો સંબંધ છે ત્યાં સુધી તો બન્નેને માનવ શરીર મળ્યું હતું અને તે રીતે સમાનતા હતી તો બન્નેની સમાન પૂજા થવી જોઈતી હતી. છતાં બન્નેમાં જે મહાન્ અંતર છે, તે તેમના જીવનનું અંતર છે. તેથી ભગવાન મહાવીરે કહ્યું છે કે:—

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो।
माणुसत्तं सुई सध्धा, संजमम्मि य वीरियं॥

—उत्तराध्ययन सूत्र, ३/१

મનુષ્ય બનવું એટલી મોટી વાત નથી, મનુષ્યતા હોવી તે મહાન વાત છે. મનુષ્ય બનીને જે મનુષ્યતા પ્રાપ્ત કરે છે, તેનું જીવન વરદાન રૂપ છે.

આપણે ત્યાં એક "દ્વિજ" શબ્દ છે. એક બાજુ સાધુ કે વ્રતધારી શ્રાવકને પણ દ્વિજ કહે છે. અને બીજી બાજુ પક્ષીને પણ દ્વિજ કહે છે. પક્ષી પહેલાં ઇંડા રૂપે જન્મ લે છે. ઇંડુ પ્રાય તૂટવા-ફૂટવા માટે છે. પરંતુ તે નષ્ટ ન થાય અને સુરક્ષિત રહે, તો પણ તે ઊડી શક્તું નથી. પક્ષીને ઉડાડવાની કળાનો વિકાસ તેમાં થયો નથી. પરંતુ ભાગ્યવશ ઇંડુ પોતાનો સમય વ્યતીત કરી દે છે અને સુરક્ષિત રહી જાય છે. તો તેનું ઉપરનું પડ ખુલ્લે છે અને તેને તોડી પક્ષી બહાર આવે છે. આ પ્રમાણે પક્ષીનો પહેલો જન્મ ઇંડા રૂપ થાય છે અને બીજો જન્મ પડ તોડી પક્ષી રૂપે થાય છે. પક્ષી પૂર્વાવસ્થામાં કાંઈ

(ઇંડા રૂપે) કાંઈ કામ કરી શકતું નથી. બીજું જીવન પ્રાપ્ત કર્યા પછી ઊંચે અને લાંબે ઉડી શકે છે.

આ પ્રમાણે માતાના ઉદરથી પ્રસૂત થવું તે મનુષ્યનો પહેલો જન્મ છે. પહેલાંતાં કાંઈક સંસ્કારો તેના આત્મા સાથે જોડાયેલા હતા, તેથી તેણે મનુષ્યનું શરીર પ્રાપ્ત કરી લીધું. મનુષ્ય-શરીર મેળવીને તે રામ બનશે કે રાવણ, તે શરીરમાં શેતાન જન્મ લેશે કે મનુષ્ય અથવા દેવતા અર્થાત્ તેનું જીવન કદરૂપું બનશે કે સુંદર, તે કહી શકાય નહિ. તેનું તે રૂપ સાધારણ છે, બન્નેની સંભાવના તેમાં નિહિત છે. આગળ વધીને તે જ્યારે વિશિષ્ટ સંજ્ઞા પ્રાપ્ત કરે છે, ચિંતન અને વિચારના ક્ષેત્રમાં પ્રવેશે છે અને પોતાના જીવનનું સ્વયં નિર્માણ કરે છે અને પોતાની સૂતેલી મનુષ્યતાની વૃત્તિઓને જગાડે છે, ત્યારે તેનો બીજો જન્મ થાય છે. તે જ મનુષ્યનો દ્વિતિય જન્મ છે.

જ્યારે મનુષ્યતા જાગી ઊઠે છે ત્યારે ઊંચા કર્તવ્યોનું મહત્ત્વ દેખાવા લાગે છે અને મનુષ્ય ઊંચે ઉડે છે. આવો મનુષ્ય ગમે તે કુટુંબ, સમાજ કે રાષ્ટ્રમાં જન્મ લે છે ત્યાં પોતાના પાવન જીવનની સૌરભ પ્રસારે છે અને જીવનની મહત્ત્વપૂર્ણ ઊંચાઈને પ્રાપ્ત કરે છે.

જો તમે તમારા મનુષ્ય-જીવનમાં મનુષ્ય-મનને જાગ્રત કરશો, પોતાની અંદર માનવીય વૃત્તિઓને વિકસિત કરશો અને પોતાના જીવનની સૌરભ સંસારમાં ફેલાવવી શરૂ કરી દેશો તો તે તમારો બીજો જન્મ ગણાશે. તે વખતે તમે માનવ-દ્વિજ બની શકશો. આ મનુષ્ય-જીવનનો એક મહાન સંદેશ છે.

જ્યારે ભગવાન મહાવીરનું પાવાપુરીમાં નિર્વાણ થઈ રહ્યું હતું અને હજારો-લાખો મનુષ્યો તેમના દર્શન કરવા આવી રહ્યા હતા, ત્યારે તેમણે પોતાના અંતિમ પ્રવચનમાં એક ઘણો હૃદયગ્રાહી, કરુણાથી પરિપૂર્ણ સંદેશ આપ્યો હતો :—

**माणुस्सं खलु सुदुल्लहं।**

નિઃસંદેહ મનુષ્ય-જીવન ઘણું જ દુર્લભ છે.

સારાંશ એ છે કે મનુષ્યનું શરીર ધારણ કરીને તો લાખો માણસો દેખાય છે, દરેક પોતાને મનુષ્ય સમજે છે, પરંતુ કેવળ મનુષ્ય-શરીર મેળવી લેવું તે જ મનુષ્ય-જીવન મેળવી લેવું એમ નથી. વાસ્તવિક મનુષ્યતા મેળવવાથી જ સાચો મનુષ્ય કહેવાય.

આ જીવનની કળા એટલી બધી મહત્ત્વપૂર્ણ છે કે સમસ્ત જીવન તેને પ્રાપ્ત કરવામાં પૂરું થઈ જાય છે. ક્ષુદ્ર જીવન જેમ જેમ વિશાળ અને વિરાટ બનતું જાય છે, તેમ તેમ મનુષ્યનાં સૂતેલા ભાવો જાગ્રત થતા જાય છે. તેથી શાસ્ત્રીય શબ્દોમાં કહી શકાય કે મનુષ્યનો ભાવ આવવો તેને જ મનુષ્ય કહી શકાય.

મનુષ્ય જીવનમાં પ્રેરણા ઉત્પન્ન કરનાર ચાર વાતો ભગવાને બતાવી છે. તેમાં 'ભદ્ર પ્રકૃતિ' સૌથી પહેલાં આવે છે. મનુષ્યે પોતાને જ પૂછવું જોઈએ કે પોતે ભદ્ર છે કે નહિ? મારા મનમાં કે જીવનમાં અભદ્રતાની દીવાલો તો નથી? તેમાં હું મારા કુટુંબી-જનો અને સમાજને સ્થાન આપું છું કે નહિ? હું એકલો હોઉં ત્યારે કાંઈક જુદું વિચારું, કુટુંબમાં હોઉં ત્યારે બીજું જ વિચારતો હોઉં અને સમાજમાં જઈ કાંઈક બીજી વાત વિચારતો હોઉં એવું તો થતું નથી? આ પ્રમાણે મેં મારા અંતરને બહુરૂપી તો બનાવ્યું નથી? આ પ્રમાણે માણસે પોતાને જ પ્રશ્નો કરવા જોઈએ.

યાદ રાખો કે જ્યાં જીવનમાં એકરૂપતા હોતી નથી ત્યાં જીવનનો વિકાસ પણ થતો નથી. હું માનું છું કે તમે ગૃહસ્થ છો છતાં પણ તમને આ કળાની ઘણી મોટી આવશ્યકતા છે, અને જો સાધુ બનો તો તેથી પણ વધુ મોટી આવશ્યકતા છે. જેને નાનું કુટુંબ છે તેને પણ જરૂર છે અને જે ઉચ્ચ અધિકારી બનેલ છે અને જેના ખભા ઉપર સમાજ તેમ જ દેશની જવાબદારી રહેલી છે, તેને પણ આ કળાની જરૂર છે. જીવનમાં એક એવો સહજ ભાવ ઉત્પન્ન થઈ

જેવો જોઈએ કે મનુષ્ય ગમે ત્યાં રહે, ગમે તે સ્થિતિમાં હોય, પરંતુ એકરૂપ બનીને રહે. આ જ એકરૂપતા, ભદ્રતા કે સરળતા કહેવાય છે અને તે એકરૂપતા જીવનના દરેક પાસામાં રહેવી જોઈએ. સરળતાની ઉત્તમ કસોટી એ છે કે મનુષ્ય સુમસાન જંગલમાં જે ભાવથી પોતાની જવાબદારી પૂરી કરે છે, તે જ ભાવથી તે નગરમાં પણ કરે અને જે ભાવથી બીજાની સામે કરે છે તે ભાવથી એકાંતમાં પણ કરે.

પરંતુ દુર્ભાગ્યથી આજે સ્થિતિ જુદી જાતની દેખાય છે. મનુષ્ય જે કામ કરે છે તેની દેખભાળ તેની ઉપરના અધિકારી કરે છે, તેની દેખભાળ તેથી પણ ઊંચા અધિકારી કરે છે અને તેનાથી પણ ઉચ્ચ અધિકારી તેના કામની સંભાળ માટે નિયુક્ત થયેલ હોય છે. અને આવું કરવું તે સમાજની સાધારણ નીતિ બની ગઈ છે અને તેમાં કાંઈ ખોટું માનવામાં આવતું પણ નથી. પરંતુ અંતે આ દેખભાળની ક્યાંય સમાપ્તિ હોવી જોઈએ કે નહિ? માણસોને કેમ સમજાતું નથી કે આ પરંપરા મનુષ્ય માટે ઘોર કલંકની નિશાની છે? અવિશ્વાસની આ પરંપરાનો સ્રોત ક્યાં છે?

ઉત્તર મળશે કે મનુષ્ય-જીવનમાં એકરૂપતાના અભાવે આ પરંપરાને જન્મ આપ્યો છે અને જ્યાં સુધી પ્રત્યેક મનુષ્યમાં પોતાના કર્તવ્ય પ્રત્યે પ્રામાણિક વફાદારીનો ભાવ ઉદય ન પામે ત્યાં સુધી તે પરંપરા જીવિત જ રહેવાની છે.

મનુષ્યે કર્તવ્યની જવાબદારી પોતાની ઉપર લીધેલી છે, તેને તે પૂરી કરતો નથી. અને જ્યારે પૂરી કરતો નથી તો તેના મનમાં ભય રહે છે કે ઉપરી અધિકારી ક્યાંય જોઈ ન લે, અન્યથા મારી આજીવિકાને ધક્કો લાગશે. તેનો અર્થ એ છે કે માણસો જીવન સાથે કામ લેતા નથી, બીજાની આંખોથી બચાવવા પૂરતું કાર્ય કરે છે. શું આવી રીતે જીવનમાં સમરસતા આવી શકે? અને જીવનનો રસ પેદા થઈ શકે? કદી નહિ.

પ્રત્યેક મનુષ્યે પોતાનું કર્તવ્ય સ્વતઃ કર્તવ્યભાવથી પૂરું કરવું જોઈએ. કોઈની આંખો આપણી તરફ જુએ છે કે નહિ તેની તપાસ કરવાની શું જરૂર છે?

ભગવાન મહાવીરનો પવિત્ર સંદેશ છે કે મનુષ્યે સરળ બનવું જોઈએ અને દ્વૈત-બુદ્ધિ-મન, વચન, કાયાની વક્રતા રાખવી જોઈએ નહિ. મનુષ્યે પ્રત્યેક પ્રસંગમાં બીજાની આંખોથી પોતાનું કર્તવ્ય માપવાનો પ્રયત્ન કરવો જોઈએ નહિ. જે આ રીતે કામ કરતો નથી અને કેવળ ભયથી પ્રેરીત બની હાથ-પગ ચલાવે છે, તે આતંકમાં કામ કરે છે. એવું કામ કરનારના કાર્યમાં સુંદરતા આવી શકતી નથી, મહત્ત્વપૂર્ણ પ્રેરણા જાગતી નથી.

મનુષ્ય ગમે ત્યાં હોય અને ગમે તે કામ કરે, પરંતુ ઉપર દેખરેખ રહેવાની અપેક્ષા ન રાખે. દેખરેખ પોતાની ઉપર જ હોવી જોઈએ. મનુષ્યે પોતાની જ દેખરેખ રાખવી જોઈએ, સ્વયં પોતાની ઉપર હકુમત ચલાવે અને શાસન કરે, એવું થવું જોઈએ. એ રીતે જે કામ કરશે તે કુટુંબમાં, સમાજમાં કે દેશમાં સુંદર કામ કરી શકશે. આ મનુષ્યતાનો મહત્ત્વપૂર્ણ સંદેશ છે.

આ ભાવનાથી કામ કરનારમાં જીવનનું બહુરૂપીપણું સમાપ્ત થઈ જશે. એક જગ્યાએ માણસ દબાણથી ઘણો નમ્ર અને સુશીલ રહે અને જેમ જેમ દબાણ હટતું જાય છે તેમ તેમ બીજા સાથે ક્રૂર વર્તાવ કરવા લાગે છે. તેની નમ્રતા અને સુશીલતા કેવળ દબાણના કારણથી જ હતી, દબાણ હટયું કે તે ઉચ્છૃંખલ બની જાય છે.

એક માણસ દબાયેલ હોય છે અને એક જુલ્મી હોય છે, તો તે બન્નેમાં અંતર શું છે? જ્યાં સુધી જુલ્મી સાથે કામ પડે છે ત્યાં સુધી તે દબાયેલો રહે છે, પરંતુ તેનાથી નાના માણસ ઉપર તે પાછો જુલ્મ ગુજારે છે. એ રીતે દબાયેલો માણસ પણ જુલ્મી બની જાય છે.

આ પ્રમાણે દબાતું રહેવું અને જુલ્મ કરતા રહેવું તે સમાજ જીવનનું અંગ બની ગયું છે. તેથી જ માણસો જીવનમાં ભટકી પડે છે અને તેમના જીવનમાં એકરૂપતા આવતી નથી. તેથી જેણે સહજ ભાવથી પોતાના જીવનમાં એકરૂપતા લાવવી હોય તો તે ગમે ત્યાં રહેતો હોય, ગમે તે સ્થિતિમાં હોય, પરંતુ તેણે તેનો વ્યવહાર એક રૂપ બનાવવો પડશે. ઋગ્વેદમાં કહ્યું છે કે—

यत्र विश्वं भवत्येकनीडम् ।

સમસ્ત ભૂમંડળ તારો દેશ છે અને સમસ્ત દેશ એક માળો છે અને આપણે સર્વે તેમાં પક્ષી રૂપે બેઠા છીએ. તો એવી કઈ ભૂમિ છે કે જ્યાં આપણે ન જવું ? સમસ્ત ભૂમંડળ મનુષ્યનું વતન છે અને તે ગમે ત્યાં જાય કે રહે ત્યાં એક રૂપ થઈને રહે. જે આ પ્રમાણેની ભાવનાને પોતાના જીવનમાં સ્થાન આપશે, તે પોતાના જીવન–પુષ્પને સૌરભમય બનાવી શકશે. ગુલાબનું ફૂલ વૃક્ષ સાથે હોય ત્યારે પણ મહેકે છે અને અન્યત્ર જાય તો પણ મહેકે છે. સુગંધ જ તેનું જીવન છે, પ્રાણ છે.

સહજભાવથી કર્તવ્યનું પાલન કરનાર કેવળ પોતાની તરફ જ દૃષ્ટિ રાખે છે, તેની દૃષ્ટિ બીજા તરફ જતી નથી. કોણ મારી સામે છે અથવા કયા સમાજમાં હું રહેલો છું, તે જોઈને તે કામ કરતો નથી. નિર્જન પહાડોમાં જ્યારે ગુલાબ ખીલે છે અને મહેકે છે ત્યારે શું તેનું સૌંદર્ય જોનાર અને તેની સુગંધી ગ્રહણ કરનાર આજુબાજુમાં કોઈ હોય છે ? પરંતુ ગુલાબને તેની પરવા હોતી નથી. ગુલાબનું કામ મહેકવાનું છે, તેની ચારે બાજુ ભ્રમરો છે કે નહિ, તે જોવાનું કામ તેનું નથી. ગુલાબ જ્યારે વિકાસની ચરમ સીમાએ પહોંચે છે ત્યારે સ્વયં ખીલી ઉઠે છે. તેને કોઈ કહે કે તમારો ઉપયોગ કરનાર અહીં કોઈ નથી. તો પછી શા માટે ખીલો છો ? શા માટે તમારી મહેકને લૂંટાવો છો ? ગુલાબ જવાબ આપશે કે કોઈ હોય કે નહિ. તેની ચિંતામાં હું પડતો નથી. મારી અંદર ઉલ્લાસ છે, વિકાસ છે અને તેથી મહેકવાનું શરૂ કરી દીધું છે. હું મહેકું નહિ, તે મારા હાથમાં નથી. તેના વિના મારા

જીવનની કોઈ ગતિ નથી, તે જ મારું જીવન છે.

બસ, આ ગુલાબનું વર્ણન કર્યું તે જ ભાવ મનુષ્યમાં જાગ્રત થવા જોઈએ. તે સહજ ભાવથી પોતાનું કર્તવ્ય બજાવે, પોતાના જીવનની સૌરભ સર્વત્ર ફેલાવે, તે સૌરભ કોઈ ગ્રહણ કરે છે કે નહિ તે તરફ દૃષ્ટિ પણ ન ફેંકે, એક માત્ર કર્તવ્ય ભાવનાથી કાર્ય કરે, જીવન વીતાવે અને તેમાં જ પોતાના જીવનની સાર્થકતા સમજે.

તેથી ઉલટું જ્યારે મનુષ્ય સ્વતઃ સમુદ્ભૂત ઉલ્લાસ-ભાવથી અનેક કર્તવ્યો અને જવાબદારીઓને પૂરી કરતો નથી ત્યારે તેને ચારે બાજુથી દબાવવામાં આવે છે, પીસી દેવામાં આવે છે. આ પ્રમાણે એક પ્રકારની ગંદકી અને દુર્ગંધ ફેલાય છે. આજે દુર્ભાગ્યથી સમાજ અને દેશમાં સર્વત્ર એ જ ગંદકી અને દુર્ગંધ નજરે પડે છે અને તેથી જીવન તદ્દન પામર બનેલું છે.

ભારતીય દર્શને જીવન માટે એક મહત્ત્વપૂર્ણ સંદેશ આપેલ છે. તે મનુષ્યને કહે છે કે તું તારી અંદર જો, વિચાર કર કે તું અંદરથી કેવો છે? તારી અંદરમાં બિરાજેલ મહાપ્રભુ (તારો આત્મા) પ્રત્યે તારે વફાદાર અને સાચું રહેવું જોઇએ. તું અંદરમાં સાચો હઈશ તો સંસાર પ્રત્યે પણ તું સાચો રહીશ અને અંદર સાચો નહિ હો તો સંસાર પ્રત્યે પણ સાચો નથી. જ્યારે અંતઃપ્રેરણા અને સ્ફૂર્તિથી કોઈ પણ જાતના દબાવ કે ભય વિના પોતાનું કર્તવ્ય બનાવવામાં આવે છે, ત્યારે જીવન એકરૂપ થઈ કલ્યાણમય બની જાય છે.

બીજી વાત મનુષ્યના હૃદયમાં દયા અને કરૂણાનો સ્રોત પેદા થવાની છે. આપણી અંદર હૃદય રૂપે માંસનો ટુકડો છે અને તે આપણને જીવિત રાખવા માટે કામ કરે છે, શ્વાસ લે છે અને છોડે છે, પરંતુ તે હૃદયનું મૂલ્ય તેના પોતામાં નથી. આપણામાં જે મહાન કરૂણાનો સ્રોત વહેવા લાગે તો તે માંસના ટુકડાની કિંમત છે.

આસામમાં જ્યારે ઉપદ્રવ થયો, પ્રકૃતિના ભયંકર પ્રકોપથી ધરતીકંપ થયો અને સૃષ્ટિના ટુકડે ટુકડા થઈ ગયા, હજારો લાખો

માણસો મૃત્યુના મુખમાં જઈ પડ્યા અને સર્વનાશનું દૃશ્ય ઉપસ્થિત થયું ત્યારે પણ લૂંટ ચાલી રહી હતી એવા સમાચાર મળ્યા છે.

દિલ્હીની સદર બજારમાં આગ લાગી હતી, સંહાર થઈ રહ્યો હતો, દેશની સંપત્તિ ભસ્મ થઈ રહી હતી અને સુંદર મકાનોનાં આરામની નિંદ લેનાર સડકો ઉપર આશ્રય લઈ રહ્યા હતા, ત્યારે બીજી બાજુ માણસો આગ બુઝાવવાની આડમાં દુકાનોના તાળા તોડી, માલ ઉપાડી જતા હતા. સ્વતંત્ર દેશના નાગરિકોની આ દશા! આટલું બધું અધઃપતન! જે દેશ લાખો વર્ષોથી સૂતેલા જીવનને જાગવાની પ્રેરણા આપે છે, જ્યાં મહાવીર ભગવાને જન્મ લીધો, રામ અને કૃષ્ણે જન્મ લીધો અને સંસારના મોટામાં મોટા પુરુષો જન્મ્યા, તે દેશના નાગરિકોનું આવું અધઃપતન! જે દેશને એ મહાપુરૂષોની વાણી સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તે દેશના નાગરિકોની આવી કરૂણાજનક દશા! ક્યાં એ મહાપુરૂષોનો સંદેશ કે સમસ્ત સંસાર તું જ છે અને તારૂં પૃથક્ કોઈ અસ્તિત્વ નથી, અને ક્યાં આ પ્રવૃત્તિ! સમસ્ત મહાપુરૂષોએ એક સ્વરથી મહાન ભાવના માણસોએ અર્પણ કરી છે. અને સંસારને સુખી બનાવવાનો માર્ગ દર્શાવ્યો છે, છતાં માણસો બીજાના માંસના ટુકડા કાપીને ઉડાવી જાય છે!

તો જ્યારે આપણા હૃદયમાં સમગ્ર વિશ્વ પ્રત્યે દયા અને કરૂણાનો ભાવ જાગ્રત થશે ત્યારે જ ભદ્ર પ્રકૃતિ ઉત્પન્ન થઈ શકશે, ત્યારે જ આપણું જીવન ભગવત સ્વરૂપ બની શકશે.

આ પ્રમાણે સમસ્ત સમાજ પ્રત્યે કર્તવ્યની બુદ્ધિ ઉત્પન્ન થતાં, વિશ્વચેતનાનો વિકાસ થવો તેને જૈન ધર્મે ભાગવત્ રૂપ આપ્યું છે તે જ માનવ ધર્મ છે.

ધર્મનું મૂળ માનવતા છે અને માનવની માનવતા જેમ વિરાટ રૂપ લેતી જાય છે તેમ તેનો ધર્મ પણ વિરાટ બનતો જાય છે તે જ સત્ય સ્વરૂપ છે, પ્રાણ છે અને તે વિરાટ ચેતનામાં જ સત્યની ઉપલબ્ધિ થાય છે.



## ૮

# સાધનાનો મૂળ સ્રોત

મનુષ્યના જીવનમાં સત્યનું કેટલું મહત્ત્વપૂર્ણ સ્થાન છે તે આપણે માટે વિચારણિય છે. પ્રત્યેક આત્મા અનંત ગુણોનો ભંડાર છે અને સારામાં સારા અનંત ગુણો આત્મામાં રહેલાં છે. આપણે સાધના દ્વારા આપણું જીવન અનંત ગુણવાળું બનાવી શકીએ. જૈન ધર્મે આત્માને પરમાત્મા બની શકવાની સર્વોપરિ મહત્ત્વપૂર્ણ પ્રેરણા આપી છે પરંતુ જ્યારે પ્રત્યેક ગુણ અનંત રૂપ ધારણ કરે છે ત્યારે આત્મા પરમાત્માની ઉત્કૃષ્ટ ભૂમિકામાં પ્રવેશ કરે છે.

તો શું એ સંભવિત છે કે આત્માના અનંત ગુણોમાંથી એક એક ગુણ તો અનંત રૂપ બની જાય અને બીજા ન બને? કેવળ જ્ઞાન અને કેવળ દર્શન અનંત છે, ચારિત્ર પણ અનંત છે, શક્તિ પણ અનંત છે. આપણે એ રીતે અનંત-ચતુષ્ટયને ઓળખીએ છીએ. પરંતુ પ્રશ્ન એ છે કે જ્યારે આત્મા મોક્ષ પ્રાપ્ત કરી લે છે ત્યારે પણ શું તેનામાં અનંત ચતુષ્ટય જ રહે છે અને બીજા ગુણ અનંત રહેતા નથી? અથવા જ્યાં સુધી સર્વે ગુણો અનંત ન બની જાય ત્યાં સુધી મોક્ષ દશા પ્રાપ્ત થતી નથી? અનંત ગુણોની અનંતતા વિના પરમાત્મપદ પ્રાપ્ત થતું જ નથી?

આપણા જીવનની સાધના, નિમ્ન જીવનથી વિશાળ અને અનંત જીવન પ્રાપ્ત કરવા માટે છે, કે જ્યાં પ્રત્યેક ગુણ અનંત થઈ જાય છે અને આગળ વિકાસ માટે કોઈ આવશ્યકતા જ રહેતી નથી અર્થાત્ જ્યાં વિકાસ પરિપૂર્ણતાને પામે છે. એક કવિએ કહ્યું છે કેઃ—

ઇસ પથકા ઉદ્દેશ્ય નહીં હૈ,
શ્રાંતિ ભવનમેં ટિક રહના,
કિંતુ પહોંચના ઉસ સીમા તક,
જિસકે આગે રાહ નહીં.

—જયશંકર પ્રસાદ.

જે માર્ગ ઉપર આપણે અને આપણી સાધના ચાલી રહેલ છે, તે માર્ગની વચ્ચે આપણે રોકાઈ જવાનું નથી, આપણી સાધનાને વચ્ચમાં જ સમાપ્ત કરી દેવાની નથી. આપણે અંતિમ સ્થિતિ ઉપર પહોંચવાનું છે અને એવી સ્થિતિ ઉપર પહોંચવાનું છે, કે જેથી આગળ રસ્તો ન હોય. વિકાસની પરાકાષ્ઠાએ પહોંચ્યા પછી આગળ કોઈ માર્ગ હોતો નથી, તે અંતિમ અવસ્થા, સંપૂર્ણ અવસ્થા છે. વિકાસની ચરમ સીમા પ્રાપ્ત થઈ જાય છે, પૂર્ણતાના પ્રાંગણમાં આત્મા પહોંચી જાય છે, ત્યારે તે 'મુક્ત' કહેવાય છે.

હવે આપણી સામે એ મહત્ત્વપૂર્ણ પ્રશ્ન છે કે આત્માના પ્રત્યેક ગુણને અનંત કેવી રીતે બનાવી શકાય? આ પ્રશ્નના ઉત્તરમાં શાસ્ત્રકારોએ કહ્યું છે કે અહિંસા અને સત્યની સાધના દ્વારા આત્માના સર્વ ગુણો અનંત બનાવી શકાય છે.

પ્રત્યેક ગુણને અનંત-રૂપ પ્રદાન કરવા માટે જુદી જુદી સાધના કરવાની આવશ્યકતા હોતી નથી. આત્માના ગુણો અનંત છે અને પ્રાથમિક સ્થિતિમાં તે સર્વની આપણને ખબર પણ હોતી નથી. જ્યારે ખબર ન હોય તો તેને વિકસિત કેવી રીતે કરી શકાય? પરંતુ જે ગુણોની આપણને જાણકારી છે અને જેનાથી આપણા જીવનમાં આપણને પ્રકાશ મળી રહ્યો છે, તે ગુણોને ધારણ કરીને આપણે આપણી સાધના શરૂ કરી દેશું, તો એક દિવસ એવું બનશે કે તે ગુણ અનંત બની જશે અને સાથે બીજા ગુણો પણ અનંત બની જશે.

આ દૃષ્ટિકોણથી જોશું તો જણાશે કે આપણાં સાધના જીવનમાં

સત્યનું કેટલું મહત્ત્વનું સ્થાન છે! જો આપણે સત્યને પૂર્ણતા આપી શકીએ તો આપણે સમગ્ર જીવનને પણ પૂર્ણતા આપી શકીએ.

આચાર્યોએ કહ્યું છે કે એક મનુષ્ય ગમે તેવો સુંદર હોય અને રૂપ-રંગમાં સારો હોય, પરંતુ તેના ચહેરા ઉપર નાક ન હોય તો શું તે સુંદર માની શકાય? નહિ. જો નાક ન હોય તો તેની સુંદરતાનું કાંઈ મહત્ત્વ રહેતું નથી. નાકની નિયત જગ્યા ઉપર દૃષ્ટિ પડતાં જ તેની તરફ ઘૃણા થવા લાગે છે. એક ફક્ત નાક ન હોવાથી પ્રશંસા કરવા જેવું મુખ રહેતું નથી.

એ પ્રમાણે મનુષ્યના જીવનમાં ગમે તેટલા ગુણો ભર્યા હોય અને સામાયિક, સંવર, પૌષધ અને તપસ્યા પણ કરતો હોય, પરંતુ તેના જીવન વ્યવહારમાં તે ડગલે ને પગલે જૂઠું બોલતો હોય, તેનામાં પ્રામાણિકતા ન હોય, તે પોતાના કર્તવ્યની જવાબદારી પણ પૂર્ણ ન કરતો હોય અને ત્યાં છળ-કપટ સેવતો હોય તો શ્રાવકની ભૂમિકા ઉચ્ચ હોવા છતાં પણ તમે તેની નિંદા કરશો. તે પ્રમાણે જે સમાજમાં વિડંબનામય જીવન હોય છે, તેનો પણ ઉપહાસ થાય છે એકેક વ્યક્તિનું જીવન જ સમાજનું જીવન કહેવાય છે અને જનતા વ્યક્તિઓના જીવનના ત્રાજવા ઉપર જ સમાજ-જીવનને તોળે છે.

તો જે વ્યક્તિ દુકાન ઉપર બેસીને પ્રામાણિકતા ન રાખતી હોય, અન્ય કાર્યોમાં પણ પ્રામાણિકતા ન હોય તો તેને વિષે આપ એમ જ કહેશો કે તેની સામાયિક પૌષધ વગેરે સાધનાઓ વ્યર્થ છે; કારણ કે જીવનનું તે સત્ય, જેનાથી જીવનનું અંગે અંગ ચમકી ઊઠે છે, તે તેણે પ્રાપ્ત કર્યું નથી.

તમારા જીવનમાં કોઈ કળા નજરે પડતી ન હોય તો તમે ભલે તેના ઉપર વિચાર ન કરતા હો, પરંતુ સમાજની અને દુનિયાની આંખો ખુલ્લી હોય છે અને તે તમારૂં પગલે પગલું માપે છે, તમારી અપ્રમાણિકતા તમને સમાજને અને ધર્મને બદનામ કરશે અને તીર્થંકરોને પણ બદનામ કર્યા વિના રહેશે નહિ.

! આથી તમે સમજી શકયા હશો કે સત્યના અભાવમાં જીવનનું મૂલ્ય શું રહે ?

આ સત્ય તમારા જીવનમાં જ આવશ્યક છે એવું નથી. અમારા સાધુવર્ગના સંબંધમાં પણ હું તેજ વાત કહેવા માગું છું. મોક્ષનો માર્ગ તમારા માટે જ ખોલવાનો નથી, અમે સાધુ પણ તે જ માર્ગના પથિક છીએ. તો અમારા સાધુવર્ગમાં પણ ગમે તેટલો ક્રિયાકાંડ હોય અને ગમે તેટલું ઘોર તપશ્ચરણ હોય, બાહ્યજીવનમાં તપશ્ચરણથી શરીર સૂકવી દીધું હોય પરંતુ જો આંતરિક જીવનમાં સત્ય ન હોય, કેવળ બોલવાનું જ સત્ય નહિ પરંતુ મનનું સાચું સત્ય ન હોય, કર્તવ્ય પ્રત્યે વફાદારી ન હોય, તો પછી ભલે કોઈ સાધુ એકેક મહિનાનું તપ કરે તો પણ તેથી સિદ્ધિ થઈ શકવાની નથી. તે તપશ્ચરણ તેના જીવનને ઊંચું ઉઠાવી શકતું નથી. પરંતુ નીચે પાડી શકે છે, ગાળી દે છે.

એક માણસ એટલો બધો અશક્ત છે કે તેને મગનું પાણી પણ પાચન થતું નથી. એવી સ્થિતિમાં તેને મેવા-મિષ્ટાન્ન આપવામાં આવે તો તેથી પુષ્ટિ મળવાને બદલે તેનું શરીર ગળી જાય છે અને તેનું મૃત્યુ થાય છે.

તે પ્રમાણે જે સાધુ ગુરૂ-શિષ્યના સંબંધને પણ નભાવી શકતો નથી અને જીવનના નાના નાના વ્યવહારોમાં પણ ઠીક રહી શકતો નથી, ખાવા-પીવાની વસ્તુઓમાં પણ પ્રમાણિકતા રાખી શકતો નથી, બીજાના જીવનમાં અંધકાર નાખી રહ્યો છે, એવા સાધુની લાંબી સાધના કે તપશ્ચર્યા તેના જીવનનું જરા પણ મહત્ત્વ વધારતી નથી. એવા સાધુ જે ઢોંગ કરે છે, બનાવટ કરે છે અને ફૂંકી ફૂંકીને કદમ મૂકે છે અને જરૂરથી વધુ વિવેકવાળા દેખાય છે, તેના જીવનમાં કાંટા હોય છે, સરળતા હોતી નથી. જીવનમાં જે સહજ અને સરળ વ્યવહાર હોવો જોઈએ તે તેમનામાં નથી. કહ્યું છે કેઃ—

असती भवति सलज्जा, क्षारं नीरं च शीतलं भवति।
दम्भी भवति विवेकी, प्रियवक्ता भवति धूर्तजनः॥

ઘણી કઠોર વાત કરી છે. તમને તેની અસર ન થતી હોય તો પણ મને તો તેની અવશ્ય અસર થાય છે. મારા હૃદય સુધી પહોંચી જાય છે. બહેનો લાજ કાઢે છે. તેમને પોતાના કુટુંબમાં કે બહાર પોતાનું શીલસૌજન્ય બરાબર રાખવાનું છે અને સમાજની કલ્પિત સીમાઓની બહાર નીકળવું નથી; પરંતુ જ્યારે જીવનની અંદરથી લજ્જાનો પડદો દૂર થઈ જાય છે, ત્યારે પણ બહારનો પડદો ચાલુ રહે છે. બલ્કે બીજીની અપેક્ષા કાંઈક વધુ રહે છે. આવી બહેન દેખાવ વધુ કરે છે અને સીતાની સમાન હોવાનો દાવો પણ કરે તો તેમાં આશ્ચર્ય નથી. તેમના જીવનની બીજાના જીવનની સાથે તુલના કરતી વખતે એ ધ્યાન રાખવું જોઈએ કે ખારું પાણી મીઠા પાણીની અપેક્ષા વધુ શીતળ હોય છે. પરંતુ તેની શીતળતાની શું સાર્થકતા છે? તે બીજાની તરસ બુઝાવવા અને બીજાને સંતોષ આપવામાં કામ આવતી નથી.

આ પ્રમાણે જે માણસ વધુ દંભી હોય છે તે વધુ વિવેક બતાવે છે. ક્યારેક આ દંભનું રૂપ ઘણું વિચિત્ર થઈ જાય છે. ઘણા વખત પહેલાં એક મુનિ વિષે એક વાત સાંભળી હતી. તેમને કાંઈક લખવાનું હતું અને કાગળ અને પેન્સીલ સામે પડ્યા હતાં. દિવસનો સમય હતો અને સૂર્યનો પ્રકાશ ચમકી રહ્યો હતો, છતાં તેમણે પેન્સીલ પૂંજણીથી પૂંજીને ઉડાવી અને કાગળ પણ પૂંજીને ઉડાવ્યો. શ્રાવકે પૂછ્યું કે આ પેન્સીલને પૂંજવાની શું જરૂર હતી? મુનિએ ઉત્તર આપ્યો—" જૈન માર્ગ ઘણો ઝીણો છે. સાધુએ પૂંજ્યા વિના કોઈ વસ્તુ કામમાં લેવી જોઈએ નહિ.

ભગવાન મહાવીરે તો કહ્યું છે કે પહેલાં પ્રતિલેખન છે અને પછી પ્રમાર્જન છે. પહેલાં સારી રીતે વસ્તુ જોવી જોઈએ અને જોયા

પછી તેમાં કોઈ જીવ-જંતુ હોય તો તેને પૂંજવું જોઈએ. જ્યારે જોવા માટે આંખો છે, તો પછી જરૂર વિના આંખો દિવસ આખો ઘસતા રહેવાનો અર્થ શું? પેન્સીલ પૂંજવા માટે પૂંજણી લીધી, તો પૂંજણીને શેનાથી પૂંજશો? પૂંજણીને પૂંજયા વિના કેવી રીતે લઈ શકાય?

આવી વાતો ભલે ઉપરથી સારી લાગતી હોય, પરંતુ ક્યારેક તે માણસોને છેતરવાનું કામ કરે છે. જોનાર વિચારમાં પડે છે કે આ શું થઈ રહ્યું છે?

કહેવાનું એ છે કે દંભી માણસ અનાવશ્યક વિવેક બતાવે છે અને જ્યારે અનાવશ્યક વિવેક દર્શાવે છે, ત્યારે જોનાર અને સાંભળનાર સમજી જાય છે કે અહીં જીવનમાં દંભ ચાલી રહ્યો છે. તેથી હું કહું છું કે આપણા આધ્યાત્મિક જીવનમાં સરળતા, સહજતા, ઉચ્ચ શ્રેણીનું જ્ઞાન અને પ્રામાણિકતા આવવાં જોઈએ. આપણે આપણા જીવન પ્રત્યે પ્રામાણિક બનવું જોઈએ અને આપણી સાધના પ્રત્યે સ્વયં વફાદાર બનવું જોઈએ. જ્યાં સુધી પ્રામાણિકતા અને વફાદારી આવતાં નથી ત્યાં સુધી જીવનના વિકાસની સંભાવના રહેતી નથી. ભગવાન મહાવીરે તો કહ્યું છે કે જે શ્રાવક અજ્ઞાની છે, જેને જીવનનું સત્ય મળ્યું નથી, સત્ય દૃષ્ટિકોણ મળેલ નથી અને સચ્ચાઈ ઉપર જેની દૃષ્ટિ કેન્દ્રિત થઈ નથી. તે ઘોરતર તપશ્ચરણ કરીને પણ જીવન-વિકાસની પહેલી ભૂમિકા મેળવી શકતો નથી, તો પછી સાધારણ તપશ્ચરણનું તો કહેવું પણ શું? ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમાં કહ્યું છે કે—

मासे मासे तु जो बाले, कुसग्गेणं तु भुंजइ।
न सो सुयक्खायधम्मस्स, कलं अग्घइ सोलसिं॥

આવો અજ્ઞાન માણસ એકેક મહિનાની તપસ્યા કરતો હોય અને પારણાના દિવસે તૃણપત્રના અગ્ર ભાગ જેટલાં અન્ન-જળ

ગ્રહણ કરતો હોય અને પુનઃ તપસ્યા ચાલુ કરી દેતો હોય અને એ પ્રમાણે પોતાના શરીરને સૂકવી નાખી તપસ્યામાં કરોડો વર્ષો વ્યતીત કરી દે, છતાં પણ તે સત્ય ધર્મનો કે જીવનના સત્યનો જે માર્ગ છે તેનાથી સોળમો ભાગ પણ મેળવી શકતો નથી.

તેથી આ પ્રકારની તપસ્યા અને સાધનાના મૂળમાં સત્ય દૃષ્ટિકોણ હોવો જોઈએ. મેં બતાવ્યું હતું કે પ્રકૃતિની ભદ્રતા હોવી જોઈએ. તેનો અર્થ એ છે કે આપણી સાધનાએ સહજ રૂપ ગ્રહણ કરવું જોઈએ. આપણે એકલા હોઈએ અને આપણને કોઈ જોનાર ન હોય તો પણ અને આપણી ઉપર નિયંત્રણ લાદવામાં આવ્યું હોય તો પણ, આપણું જીવન એકરૂપ હોવું જોઈએ. આ પ્રમાણે તમે ગૃહસ્થ-જીવનની સાધના કરો કે સાધુ-જીવનની કરો, પરંતુ સાવધાનીથી ચાલો અને આત્મા પ્રત્યે વફાદાર રહો.

કોઈ કોઈ વાર વિચિત્ર સંયોગ મળે છે. એક સંતે તેના શિષ્યને કહ્યું—"પાણી પરઠવા જાઓ છો તો કોઈ સાગારી ન હોય ત્યાં પરઠજો." જ્યારે હું આવી વાત સાંભળું છું ત્યારે મારાથી રહેવાતું નથી અને કહી દઉં છું કે—આ કેવો ધર્મ છે, કે જે સાગારીની વિદ્યમાનતા અને અવિદ્યમાનતામાં જુદું જુદું રૂપ ધારણ કરે છે? વિવેકપૂર્વક પરઠવાની શિક્ષા આપવી તે તો યોગ્ય છે, પરંતુ સાગારી જોઈ લે કે ન જોઈ લે તેનો અર્થ શું? અમુક માણસ ક્યાંય જોઈ ન લે તે પ્રકારની ભાવના હોવી તે જીવનનો નીચો સાર છે, તેમાં તેમની ગંધ છે અને તેના સાધુત્વ કે શ્રાવકત્વ વિકસી શકતું નથી.

ગૃહસ્થો માટે પણ એ જ વાત છે. તેમનું જીવન પણ વિરૂપ હોય, જનતા સમક્ષ એક જાતનું હોય અને એકલા હોય ત્યારે બીજી જાતનું હોય, તો તેમનું જીવન પણ જીવન-નિર્માણ થઈ શકતું નથી. તેમને પણ જીવનનું સત્ય મળ્યું નથી અને તેના અભાવમાં તેમની કોઈ પણ સાધના ફળીભૂત થતી નથી.

એક માણસ પૈસાની તંગીમાં છે. તને ઢાંકવા માટે વસ્ત્ર નથી અને પેટ ભરવા માટે અન્ન નથી., તે બીજાને પોતાનું દુઃખ બતાવે છે અને મદદ માગે છે. બીજો માણસ કહે છે કે તમારે બે પગ છે, બે હાથ છે, છતાં તમે શા માટે મુશ્કેલી ભોગવો છો? આડોશ-પાડોશમાં કેટલાય પૈસાદાર માણસો વસે છે. રાત્રિના વખતે અવસર જોઈને ચોરી કરો અને મોજ ઉડાવો.

તે માણસ ઉત્તર આપે છે કે એ કામ કરી તો લઉં, પરંતુ ડર લાગે છે. જો પકડાઈ જાઉં તો સજા મળે, કેદખાનામાં જવું પડે.

તે માણસના આ ઉત્તરથી તમે સમજી શકશો કે દેશનો સાચો નાગરિક નથી અને તેના આત્માને ધર્મનો પ્રકાશ પણ મળ્યો નથી. તે નાગરિક-ધર્મની પ્રેરણાથી ચોરી કરતાં રોકાતો નથી, પરંતુ દંડની ભીતિ અને કેદખાનાના કષ્ટોથી ગભરાઈને ચોરી કરતો નથી. આ નિમ્ન વૃત્તિ છે. તે પ્રમાણે જે સાધક અંતઃપ્રેરણાની સાધના કરતો નથી, પરંતુ જનતાના ભયથી કે બદનામીના ડરથી કરે છે, તેની સાધનાનું કાંઈ મૂલ્ય નથી.

હવે બીજી રીતે વિચાર કરીએ. એક માણસને કોઈ કહે છે કે ચોરી કેમ કરતો નથી? શા માટે દુઃખી થાય છે? તે કહે છે કે કરી તો લઉં, પરંતુ શું કરું? સગા-સંબંધીઓમાં બદનામ થઈ જાઉં.

પહેલા માણસની અપેક્ષા આ માણસમાં થોડોક વિકાસ હોઈ શકે છે, પરંતુ તે જે કાંઈ કહે છે તે જો યોગ્ય અને ઉચિત હોય તો આત્મા તેની સાક્ષી આપે તો સગા-સંબંધીઓનો ડર શું? અને જો તે કાર્ય અનુચિત અને અયોગ્ય હોય અને પોતાનું અંતઃકરણ તેને માટે તૈયાર ન હોય, તો પછી સગા-વહાલાના ડરની ગણતરી શા માટે? જ્યાં પોતાનું અંતઃકરણ

પ્રેરણા ન આપતું હોય તેવું અનુચિત કાર્ય કેવી રીતે થાય? આત્મ-પ્રેરણાથી જ તે કાર્યથી જુદું શા માટે ન રહેવું? સમાજના ભયથી દબાઈ રહેવું તે પણ સારું કામ નથી. અહીં પણ ભગવાન મહાવીરની વાણીનું અમૃત ઝળકતું નથી. તે અમૃત તો બીજે ક્યાંય છે.

હવે ત્રીજા માણસનો વિચાર કરીએ. તે માણસ કહે છે કે કરી તો લઉં પરંતુ નરકના અતિથિ બનવું પડે અને લાંબો વખત નરકની દુઃસહ્ય વ્યથા ભોગવવી પડે.

હું સમજું છું કે પહેલા અને બીજા માણસની અપેક્ષા તેના જીવનમાં થોડીક ઉચ્ચતા આવી છે, પરંતુ જૈન ધર્મ જે ઉચ્ચતાની વાત કરે છે, તે ઉચ્ચતા આવી નથી.

જૈન ધર્મની દૃષ્ટિ અને ભગવાન મહાવીરનો ધર્મ ઈહલોક કે પરલોકની ભીતિથી કોઈ પણ કર્તવ્ય કે સાધનાની પ્રેરણા આપતા નથી. તે નરકના ડરને તમારા માર્ગ વચ્ચે મૂકતાં નથી. તે તો સહજ ભાવની વાત કરે છે. જીવનમાં સહજભાવ આવવો જોઈએ.

જો કોઈ માણસ કેવળ નરકગતિ કે તિર્યંચગતિના દુઃખોથી ભયભીત બની અકર્તવ્ય-કર્મ કરતો ન હોય તો સમજવું જોઈએ કે તે માણસ પાપથી ડરતો નથી, પરંતુ કેવળ પાપના ફળથી જ ડરે છે. તેની દૃષ્ટિમાં પાપ હેય નથી, પાપનું ફળ હેય છે. તે પાપને દુઃખ માનતો નથી, પાપના ફળને જ દુઃખ સમજે છે. તેને પાપથી બચવાની ચિંતા નથી, પાપના ફળથી જ બચવાની ચિંતા છે. એવા માણસને કોઈ કહે કે તમે ખુશીથી દુનિયાના બધા પાપો કરો, ચોરી કરો, જૂઠું બોલો, પરંતુ તમારે નરકમાં જવું પડશે નહિ અને તેની શ્રદ્ધા ડગી જાય અને તેને નરકનો ભય મટી જાય, તો તે ચોરી કરવા લાગી જશે, પાપ કરવા લાગી જશે અને પાપને પાપ તરીકે સમજશે નહિ. જે માણસ પાપને ખરાબ સમજતો નથી. પરંતુ તેના ફળને જ ખરાબ સમજે છે, તેના ઉપર તમે વિશ્વાસ મૂકી શકશો નહિ.

પરંતુ જૈન ધર્મનો આ ધ્વનિ નથી. જૈન ધર્મે પાપના ફળને જ દુઃખ કહ્યું છે એમ નથી, પરંતુ તે તો કહે છે કે પાપ સ્વયં દુઃખ રૂપ છે. વાચકવર ઉમાસ્વાતિએ કહ્યું છે કે—

"दुःखमेव वा।"

—तत्त्वार्थसूत्र ७५

અર્થાત્-પાપ કેવળ દુઃખજનક છે, એટલું જ નહિ, પરંતુ તે સ્વયં દુઃખ છે.

આ પ્રમાણે જે બૂરાઈને બૂરાઈ તરીકે ઓળખશે, પાપને પાપ તરીકે માનશે અને તે ભાવથી પાપથી બચતો રહેશે, તેનો જ જીવન-સ્તર ઊંચો ઊઠશે. તેથી ઉલટું, જે માણસ લોકભયથી કે નરકના ભયથી પાપથી બચતો રહેશે તેના અંતરંગમાં કાલુષ્ય રહેવાનું છે તેનું અંતરંગ પાપથી પ્રવૃત્ત રહેશે, કેવળ શરીરથી તે પાપ કરશે નહિ. જો તે સમજી લે કે સ્વર્ગ કે નરક કંઈ નથી તો પછી તે ખોટી માન્યતા વશ તે પાપ-કર્મોથી પાછો વળશે નહિ. પછી તેનો માર્ગ સાફ થઈ જશે, પાપનું ફળ ભોગવવાનો ડર જતો રહેશે.

જો કે પહેલા અને બીજા માણસની અપેક્ષાએ આ ત્રીજા માણસમાં વધુ પ્રકાશ આવેલો છે, તે ઠીક છે, કિંતુ માનવ-જીવનનો જે સહજ પ્રકાશ જૈન-ધર્મ ઉત્પન્ન કરવા ઇચ્છે છે, તે પ્રકાશ તેનામાં પણ આવ્યો નથી.

ધારો કે ભગવાન મહાવીરને કોઈએ પૂછ્યું હોય કે-ભગવાન્! આપ અસત્યનું સેવન કેમ કરતા નથી? ચોરી કેમ કરતા નથી? અખંડ બ્રહ્મચર્યનું પાલન શા માટે કરો છો? તો શું આપ એમ ધારો છો કે ભગવાન ઉત્તર આપને હું નરકના ડરથી પાપનું સેવન કરતો નથી? પાપ કરીશ તો નરકમાં જવું પડશે, તેથી પાપ કરતો નથી? નહિ, ભગવાનનો એ ઉત્તર ન હોય. તેઓ કહેતે કે-હું અસત્યનું સેવન કરું કેવી રીતે? તે તો મારા આત્માનો ધર્મજ નથી! તો હું આત્મ-ધર્મથી બહાર જઈ જ કેવી રીતે શકું?

વળી ધારો કે ભગવાન મહાવીરને કોઈએ પૂછયું હોય કે ભગવાન્ ! આપ રાજકુળમાં જન્મ્યા છો. સંસારનું ઐશ્વર્ય આપની પાસે હાથ જોડીને ઉભું છે. ભોગવિલાસની સામગ્રી આપને સુલભ છે. તીર્થંકર રૂપે આપે જન્મ લીધો છે, તેથી મુક્તિ ઉપર તો આપનો અધિકાર થઈ ચૂકયો છે. તે મળ્યા વિના તો રહેવાની નથી. તો પછી સંસારના આ ભોગ-વિલાસ કેમ ભોગવી લેતા નથી ?

ભગવાનનો શું ઉત્તર હોઈ શકે ? એજ કે—મારા જીવનમાં એવા કોઈ સંસ્કાર જ રહ્યા નથી કે હું તેમ કરૂં ભોગ-વિલાસની વૃત્તિ આત્માની સાચી વૃત્તિ નથી અને તેથી આત્માની બહાર મારી વૃત્તિ જતી જ નથી. એવો સંકલ્પ જ થતો નથી.

આ છે ઉચ્ચતર જીવનનું પરમ સત્ય. આ વાત તો મેં તમને સહજ ભાવે કહી બતાવી, પરંતુ તેની ઉપલબ્ધિ માટે લાંબી સાધના કરવી પડે છે. છતાં પણ પ્રત્યેક ગૃહસ્થે તે જ માર્ગે ચાલવું પડશે, તે તરફ કદમ મૂકવા પડશે.

તમારા મનમાં એવું હોવું જોઈએ કે હું ગંદકીમાં હાથ નાખીશ નહિ. કારણ તેથી મારો હાથ અપવિત્ર થાય, તેથી ઉલટું કોઈ એમ વિચાર કરે કે હું ગંદકીમાં હાથ નાખીશ, તો મારા માતા-પિતા નારાજ થશે, માણસો મને ખરાબ સમજશે, તો જાણવું કે તેનામાં જીવનનું સત્ય ઉતર્યું નથી.

આ સત્યનું વાસ્તવિક સ્વરૂપ છે. મારે અને તમારે સહજ રૂપે તે સત્યને જીવનમાં ઉતારવાનું છે. આપણે સહજ ભાવની પ્રવૃત્તિ કરવાની છે. તમે રાજદંડના ભયથી પ્રેરાઈ કાંઈ કામ ન કરો, સમાજના ભયથી પણ ન કરો, અને નરક-નિગોદના ભયથી પણ ન કરો, પરંતુ એક માત્ર કર્તવ્યની પવિત્ર પારમાર્થિક ભાવનાથી પ્રેરાઈને કાર્ય કરો, આપણી મનોવૃત્તિ જ તે રંગથી રંગાઈ જાય અને આપણે સહજ ભાવથી જ અકર્તવ્યથી દૂર રહીએ ત્યારે સમજી શકાય કે આપણને તત્ત્વની ઉપલબ્ધિ થઈ છે, પરમાર્થની પ્રાપ્તિ થઈ છે.

તમે જાણતા હશો કે સાત પ્રકારના ભયમાં ઇહલોકભય અને પરલોકભય બતાવેલ છે. જૈન ધર્મ ઇહલોકના ભયને સ્થાન આપતું નથી તેમજ પરલોકના ભયને પણ સ્થાન આપતું નથી. એક આચાર્યે કહ્યું છે કે જ્યાં ભય હશે ત્યાં સમદષ્ટિ પણ ઝાંખી પડી જશે. તેથી આપણે ઇહલોકના ભયથી કે પરલોકના ભયથી જીવન યાત્રા ચલાવવાની નથી. આપણે નિર્ભય ભાવથી, સહજભાવથી જીવન-યાત્રાના માર્ગ ઉપર ચાલવુ જોઈએ.

આમ કરશું તો નરક-નિગોદમાં જવું પડશે કે પશુયોનિમાં જન્મ લેવો પડશે, એવી જાતનો ભય તેજ પરલોકનો ભય છે. તેજ આપણે માટે ત્યાજ્ય બતાવેલ છે. આપણી જીવન-યાત્રા પરલોકના ભયથી હોવી જોઈએ નહિ. એક દાર્શનિક કથા છે કેઃ—

એક વૃદ્ધા દાર્શનિક વિચારની હતી. તેના એક હાથમાં પાણીનો ઘડો હતો અને બીજા હાથમાં બળતી મસાલ હતી. તે આ પ્રમાણે નાટકીય ઢંગથી શેરીઓમાં ફરતી હતી. કોઈ પૂછ્યું કે આ બંને ચીજો શા માટે રાખી છે? તો તે વૃદ્ધા ઉત્તર આપતી કે પાણીનો ઘડો નરકની આગ બૂઝવવા રાખ્યો છે અને મસાલ સ્વર્ગને આગ લગાડવા રાખી છે.

વૃદ્ધાનો અદ્‌ભૂત ઉત્તર સાંભળી માણસો આશ્ચર્ય પામતા. તેઓએ પૂછ્યું—તારી આ સ્વર્ગ અને નરકની વાતોનો અર્થ શું?

વૃદ્ધાએ ઉત્તર આપ્યો-સંસારમાં જેટલા સાધકો છે તેમાં કોઈને નરકનો ભય રહેલો છે અને કોઈ સ્વર્ગની રંગીલી કલ્પનાઓમાં મશગુલ છે. કોઈ પોતાનું જીવન નિર્માણ કરવા તૈયાર નથી. એક નરકની વિભીષિકા બતાવે છે, તેથી સંસાર ભયભીત બને છે અને લથડતો ચાલે છે. માણસો ભયથી પોતાની સાધના કરે છે. તેઓ નરકથી બચવા સાધના કરે છે, પોતાના આત્માના વિકાસ માટે નહિ. તેથી ઉલટું, કેટલાક સાધક સ્વર્ગના રંગીન જીવનના સ્વપ્નો જુએ છે અને હજારો સાધક ઉપર આ રંગ ચઢેલો છે.

તમે જાણતા હશો કે માણસો સ્વર્ગની વાતો કરે છે. કોઈ પૂછે કે અમુક કામ કરું તો શું થાય? જવાબ આપનાર કહેશે કે આ કામ કરશો તો તેના ફળ રૂપ દેવલોકમાં તમે જશો.

માણસોએ આ રીતે દેવલોક માપવાનું શરૂ કરી દીધું છે. તેમાં જીવન પ્રત્યે કાંઈ વફાદારી નથી. તેથી તે દાર્શનિક વૃદ્ધા કહે છે કે–સંસારીના મનમાં નરકનો ડર છે, તો હું તે ડરને પણ મટાડવા ઇચ્છું છું હું મનુષ્યના મનમાં એ ભાવ ઉત્પન્ન કરવા ઇચ્છું છું કે સત્ય, સત્ય માટે છે. જીવન જીવન માટે છે અને આત્મા આત્મા માટે છે.

તો બંધુઓ! હું તો આ વૃદ્ધા સાથે સહમત છું, બીજા હોય કે ન હોય. જે સહમત નથી તેમને હું પૂછું છું કે તમે પાપથી કેમ ડરતા નથી? પાપના ફળથી શા માટે ડરો છો? જે સ્વયં પાપ છે, હિંસા છે, અસત્ય છે, તેનાથી તો તમે ડરતા નથી અને તે પાપ દ્વારા મળનાર નરકયોનિ કે પશુયોનિથી શામાટે ડરો છો?

દુનિયામાં એવા દાર્શનિક પણ વિદ્યમાન છે કે જે કહે છે કે-દુનિયાના સર્વે પાપો કરો, કેવળ ભગવાનનું નામ લો, બસ, એટલું કરવાથી તમે પાર ઉતરી જશો. હું એક જગ્યાએ રહ્યો હતો, નજદિકમાં મસ્જિદ હતી. રાત્રે મુહમ્મદ સાહેબની જયંતી મનાવવામાં આવી હતી. ત્યાં મુહમ્મદ સાહેબ માટે એક નઝમ ગાવામાં આવી. તેનો અર્થ આ પ્રમાણે હતો:—

હે મુહમ્મદ! હું તારે ભરોસે બેફિકર છું. મારે કાંઈ ચિંતા નથી. જે કાંઈ ભલું કે બૂરું હું કરું છું તે તારી પાછળ કરું છું; કારણ તું ખુદા પાસે છે અને ખુદાએ જે કરવાનું હશે તે તને પૂછ્યા વિના કરવાના નથી. તું અમારો પ્રતિનિધિ છે અને તેથી જ્યારે તને અમારે વિષે ખુદા પૂછે તો કહેજે કે અમને માફ કરી દે, કારણ અમે તને વફાદાર છીએ.

આ નઝમ સાંભળીને માણસોએ તાળીઓનો ગગડાટ કર્યો

અને તે ફરીથી સંભળાવવામાં આવી. આ બધું સાંભળીને મેં મનમાં વિચાર કર્યો કે શું એવો ધર્મ પણ છે કે જે જનતાને આવું ચિંતન આપી રહ્યો છે?

કોઈએ મહમ્મદને ખુદા પાસે બેસાડી રાખ્યા છે તો કોઈએ ઈસાને પોતાના પ્રતિનિધિ નિયુક્ત કરીને ઈશ્વર પાસે બેસાડી દીધા છે. તેમને દુનિયાના સમસ્ત પાપોની ક્ષમા કરવાના ઈજારદાર બનાવી દીધા છે. માણસો પાપ કરતા જાય અને તેઓ ક્ષમા આપતા જાય! જો આ પ્રમાણે ક્ષમા મળતી રહે તો જીવનમાં પાપથી કોણ ડરશે? પાપની સામે કોણ લડશે? લડવાની શું જરૂરત રહેશે? જો આમ સીધી રીતે કામ થઈ જતું હોય, પાપ ધોવાઈ જતા હોય તો જીવન સાથે ઝઝૂમવાનું અને મુસ્કેલીઓ વેઠવાનું કોણ પસંદ કરશે? એનો અર્થ એ થયો કે પાપો અને ગુન્હાથી ડરવાની જરૂરત નથી, કેવળ તે ઈજારદારો પ્રત્યે ઈમાનદાર રહો, વફાદાર રહો તેની જ જરૂરત છે. બસ, એટલું કરવાથી પાપથી છુટકારો થઈ જશે, ગુન્હાઓની માફી મળી જશે!

આપણે ત્યાં ભારતના ધર્મોમાં પણ આવી જાતની વાતો પ્રચલિત છે. ગંગામાં ડુબકી મારવાથી પવિત્ર બની જવાશે. નદીમાં સ્નાન કરવાથી પાપ ધોવાઈ જશે અને પહાડો ઉપર ચઢવાથી કષ્ટો આવતા રોકાઈ જશે, વગેરે.

જનતાને આ જાતની પ્રેરણા આપનાર ધર્મોએ તેને પાપથી બચવાની પ્રેરણા આપી નથી, કેવળ પાપના ફળથી બચવાની પ્રેરણા આપી છે. પરંતુ જૈન ધર્મની સાધના એવી નથી. તે તો પાપોથી બચાવવાની સાધના છે. હિંસા સ્વયં હિંસા જ છે અને પાપ સ્વયં પાપ જ છે. આપણે હિંસાને જે રીતે ઠોકર મારીએ છીએ તેમ પાપોને પણ ઠોકર લગાવીએ છીએ. જૈન ધર્મે કોઈ એવો અખાડો કે ભગવાનનો દરબાર રાખ્યો નથી કે જ્યાં ગૌતમસ્વામી આપણા પ્રતિનિધિ રૂપે બેસે. જૈન ધર્મનો સંદેશ તો એ છે કે—હે સાધક! તું જ્યાં

હો, પરંતુ ત્યાં જ તું તારા જીવન માટે કાર્ય કર.

તેનો અર્થ એ છે કે તું નરકના ભયથી ગભરાઈને કે સ્વર્ગના પ્રલોભનમાં પડીને કોઈ કાર્ય કર નહિ. બન્નેની વચ્ચે એક માર્ગ છે અને તે સીધો મોક્ષ તરફ જાય છે. તે માર્ગ બંધનોથી છોડાવવા માટે છે. નરક વગેરેના ભયની બુદ્ધિથી જે કાંઈ કાર્ય કરવામાં આવે છે, તેમાં મૌલિક દૃષ્ટિકોણ હોતો નથી. જો તમે પાપને ખરાબ સમજી શક્યા હો તો તેથી બચવાનો પ્રયત્ન કરો. પાપોથી તો ડરવું નહિ, પરંતુ તેના ફળથી ડરવું, તેનાથી બચતા રહેવું તે જાતની જે વૃત્તિ પેદા થઈ ગઈ છે, તે જ ખોટું છે. તે વૃત્તિનો શિઘ્ર ત્યાગ કરો. સ્વર્ગની આકાંક્ષા કરવી તે જો નિદાન નામક આર્તધ્યાન હોય તો નરકથી ડરવાની ચિંતા પણ અનિષ્ટ સંયોગની સંભાવનાથી થનારૂં આર્તધ્યાન જ છે. આર્તધ્યાન દરેક રીતે ત્યાજ્ય જ છે.

જ્યાં પાપથી ન ડરતાં પાપના ફળથી ડરવાની વૃત્તિ મુખ્ય બની જાય છે ત્યાં જીવનમાં વિરુપતા આવ્યા વિના રહેતી નથી. આજે સાધુ-સમાજ કે ગૃહસ્થ-સમાજમાં જે વિરુપતા દેખાય છે, તેના મૂળમાં આ વૃત્તિ જ કામ કરતી હોય છે. સાધુ એક જગ્યાએ તો પોતાનું એક રૂપ રાખે છે અને બીજી જગ્યાએ બીજું રૂપ બનાવી લે છે. તે રીતે ગૃહસ્થ જ્યારે દુકાને હોય છે અને કોઈ ગામડીઓ માલ ખરીદવા આવે છે, તો તેને સારી રીતે છેતરીને પૈસા પડાવે છે અને જો કોઈ સરકારી માણસ આવે તો તેને કંટ્રોલ ભાવથી વસ્તુ આપે છે. ત્યાં તેને ભય રહે છે કે "કાળા-બજાર" કરતાં ક્યાંય પકડાઈ ન જાઉં અને કેદખાનામાં જવું ન પડે. તેનો અર્થ એ છે કે પાપથી બચવાની બુદ્ધિ જાગી નથી, કેવળ પાપના ફળથી બચવાની બુદ્ધિ જાગી છે. તેથી વ્યાપારીને જ્યારે "કાળા-બજાર"ના ફળ રૂપે દંડ કે કેદખાનાનો ભય રહેતો નથી ત્યારે તે બેધડક કાળા-બજાર કરે છે, કારણ તેને પાપથી ડરવું નથી, પણ તેના ફળથી બચવું છે.

આ આત્મોત્થાનનો માર્ગ નથી, તે ઉપાસનાની પદ્ધતિ પણ નથી. તેમાં સત્યને કાંઈ સ્થાન નથી. જે સત્યની ઉપાસના કરનાર છે તેણે તો અંતરમાં સહજભાવ જાગ્રત કરવો પડશે અને પાપને પાપરૂપ માની છોડવું પડશે. હિંસા સ્વયં હેય છે, તેથી છોડવી જોઈએ. જીવનની બૂરાઈઓ સ્વયં ખરાબ જ છે, તેને કદી સારી કહી શકાય જ નહિ. ભલેને હજારો માણસો કહે કે હિંસા અને અસત્યથી સ્વર્ગ મળશે, તો પણ જૈન ધર્મ તેને સાવદ્ય જ કહેશે.

યજ્ઞની હિંસાને ઉપાદેય રૂપ કેવી રીતે મળ્યું? તમે કદી વિચાર્યું છે કે ધર્માત્મા કહાવનાર માણસો પણ શા માટે નિઃસંકોચ બનીને યજ્ઞમાં પશુઓનો બલિ દેવા તૈયાર થઈ જાય છે? વિચાર કરવાથી જાણી શકાશે કે તેમણે હિંસાને હિંસા રૂપે જ હેય સમજી ન હતી. તેમની દૃષ્ટિ કર્તવ્ય તરફ ન હતી, ફળ તરફ હતી. જ્યારે તેમણે જાણ્યું કે યજ્ઞમાં હિંસા કરીને પણ આપણે હિંસાના ફળથી બચી જશું, બલ્કે તેથી સ્વર્ગ મળશે, તો માણસો બેધડક યજ્ઞમાં હિંસા કરવા લાગ્યા.

આ પ્રમાણે પાપથી બચવાને બદલે પાપના ફળથી બચવાની વૃત્તિથી અનેક અનર્થો ઉત્પન્ન થયા છે. વિશ્વનો ઇતિહાસ એવા અનર્થોથી રંગાયેલો છે. તેથી હું કહું છું અને વારંવાર ચેતવણી રૂપે કહું છું કે જ્યારે કોઈ કર્તવ્ય વિષે વિચાર કરો ત્યારે તેના ગુણ-અવગુણ ઉપર જ વિચાર કરો. તેની બૂરાઈનો વિચાર કરો. પોતાની દૃષ્ટિને કર્તવ્ય-પ્રધાન બનાવો, ફળ-પ્રધાન ન બનાવો. પાપથી બચનાર તેના ફળથી અવશ્ય બચી જશે અને સ્વતઃ બચી જશે. પરંતુ પાપના ફળથી બચવાનો પ્રયત્ન કરનાર માટે તેમ નથી. આ પ્રમાણે સત્યની ઉપાસના અને આરાધના જ સાધનાનો મૂળ સ્રોત છે અને તેજ જીવન-સુધારવાનો દૃષ્ટિકોણ છે.



## ૯

# વ્યાવહારિક સત્ય

સત્યનું સ્વરુપ ઘણું વિરાટ છે. દેશ કે કાળની કોઈ પણ સીમાં તેને પોતાની પરિધિમાં ઘેરી શકે તેમ નથી. સત્યનું સંપૂર્ણ વિવેચન શબ્દો દ્વારા થઈ શકતું નથી, શબ્દોથી તેને બાંધી શકાય તેમ નથી છતાં તેનું વધુમાં વધુ વ્યાપક રૂપ તમારી સામે રાખવાનો પ્રયત્ન કરૂં છું.

અહિંસા ઉપર આપણા પૂર્વજો અને આપણા મહાપુરૂષોએ ઘણી ચર્ચા કરી છે અને મનન પણ કર્યું છે. બાદમાં તેનુ રૂપ વિકૃત થયું હોય તો પણ અહિંસાને શીઘ્ર આપણે સમજી શકીએ છીએ, પરંતુ સત્ય માટે એવું કહી શકાય તેમ નથી.

પરંતુ સત્યનું પદ કાંઈ નાનું નથી. અહિંસાની પેઠે સત્ય પણ મહાન છે અને એટલું બધું મહાન છે કે જ્યાં સુધી સત્યને સારી રીતે ઓળખી ન લેવાય ત્યાં સુધી અહિંસાને પણ આપણે સારી રીતે ઓળખી ન શકીએ. એકલી અહિંસા કે એકલું સત્ય જીવનમાં ઉતારી શકાતાં નથી. અહિંસા વિના સત્યમાં અને સત્ય વિના અહિંસામાં ન્યૂનતા છે અને તેથી જીવનની પૂર્ણતા પ્રાપ્ત થઈ શકતી નથી. અહિંસા આગળ વધી જાય અને સત્ય પાછળ રહી જાય એવું બનતું નથી. બન્ને સાથે જ આગળ વધે છે છતાં એવું જોવામાં આવે છે કે જનતામાં અહિંસા દૂર-દૂર સુધી પહોંચી છે, પરંતુ સત્ય એટલું જીવનમાં ઉતર્યું નથી. પરંતુ અહિંસામાં પ્રાણ રેડવા

માટે સત્યને પણ ત્યાં પહોંચવાની જરૂર છે. આ દૃષ્ટિકોણને સામે રાખીને સત્ય વિષે વિસ્તારપૂર્વક વાત કરવામાં આવી છે.

આજે સત્યના દાર્શનિક રૂપનો નહિ, પરંતુ વ્યાવહારિક રૂપનો વિચાર કરવાનો છે. સત્યનું વ્યાવહારિક રૂપ પણ આપણા જીવનનો એક મહાન્ અને મહત્ત્વપૂર્ણ પ્રશ્ન છે અને તેના ઉપર વિચાર કરવાની આવશ્યકતા છે.

સત્યની વ્યાવહારિક સાધના માટે એ વાતની આવશ્યકતા છે કે આપણે આપણા મનને જાગ્રત રાખવું જોઈએ, સૂતા રહેવું ન જોઈએ. મન સૂઈ જાય છે અને આપણે સમયસર જાગ્રત થતા નથી, સાવધાન બનતા નથી અને છતાં ઇચ્છીએ છીએ કે સત્ય આપણને સાથ આપે; પરંતુ તેમ થવું મુશ્કેલ છે.

જેટલું સત્ય જાગ્રત રહે છે, એટલું મન જાગ્રત રહે છે અને જેટલું સત્ય સૂઈ રહે છે, તેટલું મન પણ સૂઈ રહે છે.

સત્ય માટે મન મજબૂત હોવું જોઈએ જ્યાં સુધી મન મજબૂત ન હોય, વ્યક્તિગત જીવનની, કુટુંબની અને સમાજની બૂરાઈઓ સાથે સંઘર્ષ કરવા માટે તૈયાર ન હોય ત્યાં સુધી તેનું સત્ય, સત્ય રહેતું નથી. સત્યનું અસત્ય સાથે સમાધાન કરી શકાતું નથી. સત્ય સમયને ઓળખી શકે છે અને પરિસ્થિતિનો ખ્યાલ કરી શકે છે. સંભવ છે કે તે થોડો વખત રાહ જુએ અને એ પણ સંભવ છે કે પોતાના પ્રયત્નોને થોડો વખત શિથિલ કરી દે, પરંતુ આ બધું થોડી વાર માટે જ હોય છે. સત્ય હમેશાંને માટે હથિયાર નીચે મૂકી દેતું નથી અને જો મૂકી દે તો તે સત્ય જ રહેતું નથી.

સત્યને દરેક જગ્યાએ લડવું પડે છે. તેનાથી નમતું ન આપી શકાય. દેશ, કાળ, પરિસ્થિતિ અને સમાજની ચેતના-જાગ્રતિની પ્રતીક્ષા તેણે કરવી પડે છે અને તે એટલા માટે કે તે પ્રતીક્ષા વધતી જાગ્રતિ માટે હોય છે. પ્રતીક્ષા-કાળમાં આપણે વિચાર કરીએ કે

સમાજમાં શું શું ક્ષતિઓ છે અને તે કેવી રીતે દૂર થઈ શકે તેમ છે? આવી રીતે વાર ભલે લાગે, પરંતુ સત્ય પોતાનો સંકલ્પ બદલતું નથી, તેમ જ તેને ઢીલો પણ કરતું નથી. કોઈ વાર એવો પ્રસંગ પણ આવી જાય છે કે પોતાના સન્નિકટવર્તી કૌટુંબિકજનો સાથે પણ ઘનઘોર યુદ્ધ કરવું પડે છે.

આજે હું દાર્શનિક ચર્ચા ન કરતાં સત્યના વ્યાવહારિક સ્વરૂપ ઉપર જ કહેવાનો છું. વ્યાવહારિક સત્યની આપણા જીવનમાં ઘણી આવશ્યકતા છે. માની લો કે તમે ક્યાંય બહાર ગામ ગયા હો અને કોઈએ તમને જમવાનું આમંત્રણ આપ્યું હોય. તમે નિમંત્રણનો સ્વીકાર કરો છો અને જમવા જવાનો સમય પણ નિયત કરી દેવામાં આવે છે હવે નિમંત્રણ આપનાર પોતાના આવશ્યક કાર્યોને છોડી દઈ તમારે માટે બધી તૈયારીઓ કરે છે. પરંતુ તમારામાં વ્યવહાર–સત્ય નથી, તેથી તમે સમયનો ખ્યાલ કર્યા વિના ગમે ત્યાં બેસી જાઓ છો, કોઈ સાથે વાતચીત કરવા લાગી જાઓ છો અને એ રીતે કલાકો નીકળી જાય છે. પેલી બાજુ આખું કુટુંબ તમારી રાહ જોઈ બેસી રહે છે. હમણા આવશે, ચાલ્યા આવતા હશે, એવી રીતે તમારી પ્રતીક્ષા કરે છે. ત્યારે તમે તો વાતોમાં પડી ગયા કે અન્ય કોઈ આવશ્યક કાર્યમાં રોકાઈ ગયા. તમે નિમંત્રણદાતાના સમયનો, તેની સુવિધા કે અગવડતાનો કાંઈ ખ્યાલ પણ ન કર્યો. તમે એ પણ ન વિચાર્યું કે તેને પણ કોઈ આવશ્યક કાર્ય હશે જ, તે અગવડતામાં મૂકાઈ જશે. તમે તેના સમયની હત્યા કરી દો છો.

આ વાત તો તમને સાધારણ લાગશે. તમે વિચારતા હશો કે આ તો મામૂલી વાત છે. પરંતુ આવી નાની નાની વાતો મળીને જ આપણા જીવનનું નિર્માણ કરે છે. કોઈને આપેલ સમયે પહોંચવું નહિ તેનો અર્થ એ છે કે તમે સમયસર તમારા જીવનનું નિર્માણ કરી શકતા નથી, પાછળ રહો છો.

:· ઘરમાં આગ લાગે અને તેને તત્કાળ ઓલવવાની જરૂરત છે, કિંતુ તમે સમય ઉપર, ઉપર પહોંચો નહિ તો પરિણામ એ આવે કે ઘર રાખનો ઢગલો બની જાય! તે વખતે તમે વિલંબ કરશો? અને એ સાધારણ વાત સમજશો? તેને કાંઈ મહત્ત્વ નહિ આપો? એવું વિચારવાથી કે કહેવાથી તેની ઘણી મોટી કિંમત ચૂકવવી પડશે.

આપણા આધ્યાત્મિક ચિંતનનો પણ એ જ આદેશ છે કે આપણે કોઈને વાયદો આપ્યો હોય તો હજાર કામ છોડીને પણ તેને સમયસર પૂરો કરવો જોઈએ. જો કોઈ અનિવાર્ય કારણ ઉપસ્થિત થાય અને તમે આપેલ વાયદા પ્રમાણે સમયસર પહોંચો નહિ તો તેને સૂચના તો મોકલી શકો ને? એવું કરવાથી તમારા વ્યાવહારિક સત્યની રક્ષા થશે અને બીજાની વ્યવસ્થા તૂટી પડશે નહિ, તેને અસુવિધા થશે નહિ, તેનો સમય નષ્ટ થશે નહિ.

આપણા દેશમાં કોઈ સભા ભરાવાની હોય છે તો શું જોવામાં આવે છે, તે તો જાણો છો ને? જનતાને સમયની સુચના આપતી વખતે વિચાર કરવામાં આવે છે કે લખેલા સમયે તો કોઈ આવવાનું નથી, તેથી નિયત સમયથી અરધો કલાક વહેલા પ્રારંભ કરવાનું લખવામાં આવે છે. આવું પ્રાય કરવામાં આવે છે, ત્યારે જનતા મનમાં એવું સમજે છે કે સાડા સાતનો સમય લખ્યો છે તો આઠ, સાડા આઠ પહેલાં કાર્ય ક્યાં શરૂ થવાનું છે? જનતા લગભગ તે વખતે જ આવે છે અને કાર્ય પણ ત્યારે જ શરૂ થાય છે. કોઈ નિયમિતતા જાળવનાર માણસ નિયત સમયે આવે છે તો તેને બિચારાને પોતાનો સમય બગાડવો પડે છે. આ પ્રમાણે સભાના સંયોજક જનતાને છેતરવાની ચેષ્ટા કરે છે. તેનામાં પહેલેથી જ અસત્યે પોતાનું સ્થાન જમાવી રાખ્યું હોય છે. આ વ્યાપક અપ્રામાણિકતાને જોઈને અનુમાન કરી શકાશે કે ભારતીય સમાજનું જીવન કેટલું બધું અસત્યથી ઓતપ્રોત બની રહ્યું છે.

પાશ્ચાત્ય દેશો સાથે ભારતનો ઘણો સંપર્ક રહ્યો છે અને આજે વિજ્ઞાનને લઇને પ્રત્યેક દેશનો અન્ય દેશ સાથે નિકટ સંબંધ થઇ ગયો છે. જે વિદેશીઓ ભારતમાં રહી ગયા તેમની સંસ્કૃતિ આજે પણ ચમકી રહી છે. તેમનામાં શું ગુણ હતાં કે અવગુણ હતા તેની ચર્ચા અહીં અસ્થાને છે, પરંતુ તેમનામાં એક મોટો ગુણ અવશ્ય હતો કે તેઓ ઘણા નિયમિત હતા. તેઓ જે સમય. નિયત કરશે, તે સમય ઉપર જ હાજર થઇ જશે. આઠ વાગ્યે સભા ભરવાનો સમય નિયત થયો હશે તો તમે જોઇ શકશો કે ઠીક ચાર-પાંચ મિનિટ પહેલાં તેઓ આવી જશે અને જે સભા-હોલ ખાલી હતો તે આ ચાર-પાંચ મિનિટમાં પૂરો ભરાઇ જશે. સમયસર કાર્ય શરૂ થઇ જાય છે. ચાર પાંચ મિનિટ પછી પાછો સભા હોલ તેવો જ ખાલી દેખાવા લાગે છે. સૌ કોઇ પોતાનું કાર્ય કરવા લાગી જાય છે.

પાશ્ચાત્ય માણસોની આ વ્યવસ્થા છે. આપણે તેમની સાથે ચિરકાળ સંપર્ક સાધીને પણ નિયમિતતા શીખ્યા નહિ. આપણે તેમના તે ગુણની નકલ કરી નહિ. આપણે તેમની નકલ કરી તો તેમની વેષ-ભૂષાની કે ભાષાની. આવી બાબતો સાધારણ માણસો પણ તેમની નકલ કરવામાં ગૌરવ સમજે છે. આ પ્રમાણે તેમના ખાવા-પીવાની અને આમોદ-પ્રમોદની નકલ કરવામાં આવી, કે જેની આપણને આવશ્યકતા પણ ન હતી, પરંતુ તેમનામાં જે ગુણ હતા તે ભારતવાસીઓએ ગ્રહણ ન કર્યા.

કહેવાનું એ છે કે આપણે જીવનમાં સાધારણ મનાતા વ્યવહારોમાં પણ પ્રામાણિકતા અને સત્યનિષ્ઠા સહિત વર્તતા નથી. પરંતુ આ વર્તાવ બતાવે છે કે જીવનમાં સત્ય છે કે નહિ? સાધારણ રીતે આ પ્રકારના અસત્યને અસત્ય સમજવામાં આવતું નથી પરંતુ વિચાર કરવો જોઇએ કે જીવન શું છે? જીવનના નાના નાના દેખાતા અંગો પણ મહત્ત્વ-પૂર્ણ અંગો છે. મોટો મહેલ ઉભેલો દેખાય છે, તેમાં પણ એકેક ઇંટ ચણવામાં

આવી છે. ચૂનાના અગણિત કણો ભેળા થઈને અને એ નાની નાની ઈંટોએ મળીને એ મહેલને વિશાળતા અર્પી છે. તે પ્રમાણે આપણા જીવનમાં નાના વ્યવહારો, ટેવો વગેરેના ભેળા થવાથીજ આપણું જીવન બનેલું છે અને ત્યાંથી જ સત્ય શરૂ થાય છે. વાતચીતમાં સત્ય હોય, વ્યવહારમાં સત્ય હોય, રહેવા-કરવામાં સત્ય હોય, ખાવા-પીવામાં સત્ય હોય અને આપણા પ્રત્યેક વાયદામાં સત્ય હોય, તો જ સત્યમય જીવનનું નિર્માણ સંભવી શકે છે. જો આપણે ઉપરોક્ત વાતોમાં સત્યની ઉપેક્ષા કરશું અને સત્ય-અસત્યનો વિચાર કરશું નહિ, તો જીવન અસત્યમય બની જશે. અસત્ય જીવનના નાના છિદ્રોમાંથી પ્રવેશ કરીને સમસ્ત જીવનને ઘેરી લે છે અને પછી જીવનનું નિર્માણ થઈ શકતું નથી.

તમે ઠંડી કે ગરમીથી બચવા માટે ચાદર ઓઢો છો, પરંતુ ચાદરની બનાવટનો વિચાર કરો. તે એક જ તારની બનેલી નથી. તેમાં પાતળા પાતળા અનેક તારો લાગેલા છે અને તેમને જ ચાદરનું રૂપ પ્રાપ્ત થયું છે અને તેમનામાં ભેળા થવાથી મજબૂતી આવી ગઈ છે. પરંતુ જુદા જુદા તારોનું શું મહત્ત્વ છે? જુદા જુદા તારો હશે તો તે ચાદર કહેવાશે નહિ. તે પ્રમાણે આપણા નાના-મોટા સર્વે વ્યવહારો મળીને જીવનનું રૂપ ગ્રહણ કરે છે. પરંતુ આપણે તે વ્યવહારોમાં તો સત્યને મહત્ત્વ આપતા નથી અને રાજા હરિશ્ચંદ્રને મહત્ત્વ આપીએ છીએ. પરિણામ એ આવે છે કે આપણે હરિશ્ચંદ્ર પણ બની શકતા નથી અને આપણા જીવનનું નિર્માણ પણ કરી શકતા નથી; અને એવી પરિસ્થિતિમાં જીવનનું નાનું કે મોટું સત્ય આપણને હાથ લાગતું નથી.

માણસો સંસ્થા સ્થાપે છે અને કાર્યકર્તાઓની વરણી થાય છે. કાર્યકર્તાઓને ચૂંટી લેવામાં આવે છે અને તેઓ પોતાનું પદ ગ્રહણ કરી લે છે. છતાં પણ તેઓ તે સંસ્થાનું બરાબર કાર્ય પણ કરતા નથી, માથે લીધેલ જવાબદારી પૂરી કરતા નથી અને વર્ષો

સુધી તેઓ તે પદ સાથે ચોંટી રહે છે, પદનો ત્યાગ પણ કરતા નથી. આ પ્રમાણે માણસો પદ-લોલુપતાને લઈને કોઈ પણ સંસ્થાના અધ્યક્ષ બની જાય છે, મંત્રી બની જાય છે, પરંતુ પોતાની જવાબદારીને સમજતા નથી. આ પણ જીવનમાં એક મહાન્ અસત્ય છે, જેને સાધારણ રીતે અસત્ય માનવામાં આવતું નથી.

જે કામ તમે કરી શકતા ન હો, જે કામ કરવાની યોગ્યતા તમારામાં ન હોય અથવા યોગ્યતા હોવા છતાં પણ જીવનના અનેક સંઘર્ષોમાં ગૂંચવાયેલા રહેવાથી તમને અવકાશ મળતો ન હોય તો તે કામ માટે તમે જવાબદારી શા માટે ગ્રહણ કરો છો? જવાબદારી લો તો પછી તેને સર્વ શક્તિ અર્પીને પૂરી નભાવો. નભાવવાનો પ્રયત્ન પણ ન કરવો અને પદનો ત્યાગ પણ ન કરવો તે જીવનમાં મહાન અસત્યનું આચરણ છે તે સ્પષ્ટતાપૂર્વક સમજી લો. એવા અસત્યને આશ્રય આપીને તમે તમારા જીવનના ગુણોની ઘાત કરો છો.

મહાન્ સિકંદરના જીવનની એક ઘટના છે. તેના દેશના એક ખુણામાંથી એક વૃદ્ધા સમ્રાટના દરબારમાં ગઈ. ત્યાં તેણે પોકાર કર્યો અને રૂદન કરવા લાગી. તેણે કહ્યું–મારા પુત્ર ઉપર તમારા દેશના અને મારી આસપાસના માણસો અત્યાચાર ગુજારે છે. ત્યાં કાંઈ વ્યવસ્થા નથી અને મારા પુત્રનું જીવન બરબાદ થઈ રહ્યું છે. મેં ત્યાંના અધિકારીઓ પાસે ફરિયાદ કરી પણ કોઈ વાત સાંભળતું જ નથી. કોઈએ મારી વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. તેથી વિવશ બની આપના દરબારમાં આવી છું.

સિકંદરે ઉત્તર આપ્યો–તમે કહો છો તે ઠીક છે. પરંતુ એ તો વિચાર કરો કે મારું સામ્રાજ્ય કેટલું બધું વિશાળ છે; તમે બતાવો છો તે દુર્વ્યવસ્થા સામ્રાજ્યના એક કિનારે થઈ રહી છે હું ક્યાં સુધી વ્યવસ્થા કરવા દોડું? ક્યાંય ને ક્યાંય તો દુર્વ્યવસ્થા થઈ જ જાય તે સંભવિત છે.

સિકંદરનો ઉત્તર સાંભળી વૃદ્ધા ક્રોધાવેશમાં આવી ગઈ. તેની આંખોમાંથી આગ વરસવા લાગી. તેણે આવેશમાં આવી કહ્યું–જો તમે એટલે દૂર સુધી વ્યવસ્થા રાખી શકતા નથી તો તમે આટલા મોટા સામ્રાજ્યના અધિપતિ શા માટે બન્યા ? જે જમીનના ટુકડામાં તમે વ્યવસ્થા કરવા શક્તિશાળી નથી તેને તમે તમારા સામ્રાજ્યમાં શા માટે ભેળવી રાખ્યો છે ? તમે કહો છો કે હું ક્યાં ક્યાં જાઉં ? તેનો અર્થ એ છે કે તમે વ્યવસ્થા કરી શકો તેમ નથી. જો કરી શકો તેમ નથી તો સલ્તનત સાથે તમારું નામ શા માટે જોડી રાખ્યું છે ? શા માટે જવાબદારી લઈને બેસી ગયા છો ? અધિકારની તૃષ્ણા રાખો છો, પરંતુ જવાબદારીને ઠોકર મારવી છે ?

વૃદ્ધાના કઠોર પરંતુ સત્યથી પરિપૂર્ણ ઠપકો સાંભળી સિકંદરની આંખો બદલી ગઈ. તે વૃદ્ધા પાસે નમી પડ્યો અને કહ્યું–મા ! તમે બરાબર કહો છો. જો હું વ્યવસ્થા કરી ન શકું તો સલ્તનત સાથે મારું નામ જોડી શકું નહિ. દૂર દૂર સુધીના ભૂખંડોને મારા સામ્રાજ્ય સાથે મેળવી દેવાનો મને કોઈ અધિકાર નથી.

તાત્પર્ય એ છે કે જે જવાબદારીને પૂરી કરવાનું સામર્થ્ય ન હોય તે જવાબદારી ગ્રહણ કરવી જ ન જોઈએ.

એક કુટુંબમાં માતા, પિતા, બાળકો, ભાઈ, બહેન વગેરે છે. પરંતુ જેમ જેમ કુટુંબ વધતું જાય છે તેમ તેમ કુટુંબના સ્વામીની ચિંતા વધતી જાય છે. તે પોતાના બાળકોના શિક્ષણનો પ્રબંધ કરી શકતો નથી, તેમને વસ્ત્રો પણ પુરા પાડી શકતો નથી અને સાંસ્કૃતિક દૃષ્ટિથી તેમના જીવનનું નિર્માણ પણ કરી શકતો નથી. તે પ્રમાણે જીવનની પગદંડીઓ ઉપર તે લડથડતો ચાલે છે અને તેના જીવનમાં ભૂખમરો, અશાંતિ, દુઃખ ચાલુ રહે છે. તો તે કુટુંબના સ્વામીને એ કહેવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી કે આવડા મોટા કુટુંબને હું કેવી રીતે પાળી શકું ? હું શું કરું ? તેમનો નિભાવ

કરવો તે મારી શક્તિ બહારનું કાર્ય છે. જો તે એટલા મોટા કુટુંબને નભાવી શકે તેમ નથી તો તેણે એવડું મોટું કુટુંબ બનાવ્યું શા માટે? પોતાની માથે એવી જવાબદારી લીધી શા માટે? હવે જો તે કુટુંબનો સ્વામી બન્યો છે, તો તેને ભૂખે રહેવું પડે તો ભલે, પરંતુ કુટુંબ પ્રત્યે ગ્રહણ કરેલી જવાબદારી તો નભાવવી જ પડે. એવા માણસોએ પણ સિકંદરના જીવનમાંથી શિક્ષા ગ્રહણ કરવી જોઇએ. કે જે જવાબદારી તેમણે લીધી હોય તેને તેઓ પૂર્ણ ન કરી શકે તો તે ગ્રહણ કરવાનો અધિકાર જ તેમને શું છે?

જૈન સમાજ એક વખત કરોડોની સંખ્યામાં હતો. ધીરે ધીરે ઓછો થતાં આજે તે અલ્પ સંખ્યામાં છે. છતાં પણ આજે એ સમાજના બાળકોનો શિક્ષાનો પ્રબંધ બરાબર થતો નથી, તે બાળકોનું જીવન-નિર્માણ થઈ રહ્યું છે કે નહિ, તે તરફ કોઈ ધ્યાન આપતું નથી. તે પ્રમાણે સમાજની બહેનો પોતાના જીવનની સમસ્યા કેવી રીતે ઉકેલી રહી છે અને નિરાધાર બહેનોને અન્ન કે વસ્ત્રો સમયસર મળે છે કે નહિ, તેની તરફ પણ કાંઇ ધ્યાન અપાતું નથી. તે બહેનો જીવનનો ભાર ઉપાડયે જાય છે અને સવારથી સાંજ સુધી આંસુ વહાવ્યા સિવાય તેમની પાસે બીજું કોઈ કામ નથી. તમે તે કરૂણાજનક સ્થિતિ વિષે વિચાર કરતા નથી અને છતાં પણ કહો છો કે અમારા જૈન સમાજમાં તો ઘણા ઓછા ઘરો રહી ગયા!

હું પૂછું છું કે તમને આવું કહેવાનો અધિકાર શું છે? પોતાના સમાજમાં તેમની ગણતરી કરવાનો અધિકાર તમને કયા આધારે પ્રાપ્ત થયો છે? જ્યારે તમે તેમને માટે કાંઈ જ કરી શકતા નથી તો પછી તેમની ગણતરી પોતાના સમાજમાં કરવાનો તમને કાંઈ હક નથી. તમે વાત કરો છો, ગણતરી કરવાનો અવસર આવે તો તે માણસોની ગણતરી કરી તમારી સંખ્યા વિરાટ બનાવવાનો પ્રયાસ કરો છો, પરંતુ વર્ષો સુધી તમારા જ સમાજના દુઃખી માણસોની સંભાળ પણ લેતા નથી! તેમનું જીવન કેવી રીતે વ્યતીત થાય છે.

તેમને શું મૂંઝવણો છે તેની જાણકારી તમે મેળવતા નથી. ગરીબ વિધવાઓના આંસુઓ તમે લૂછતા નથી, નિરાધાર બાળકોનું જીવન અંધકારમય ન બની જાય, પરંતુ તે ફૂલેફાલે તેને માટે કોઈ વ્યવસ્થા પણ કરતા નથી આવી સ્થિતિમાં કોઈ વૃદ્ધ સિકંદરની પેઠે તમને પણ કહેશે કે સમાજના એ અંગોની વ્યવસ્થા તમે કરી શકતા નથી તો પછી જૈન સમાજની ગણતરી કરતી વખતે તેમને તે ગણતરીમાં સમ્મિલિત કરવાનો તમને શું અધિકાર છે? તમારી સામે આ એક મૂળભુત પ્રશ્ન છે અને તમારે તેના ઉપર વિચાર કરવાનો છે. મારી ધારણા તો એ છે કે આ રીતે એક ઘણા મોટા અસત્યનું સેવન થઈ રહ્યું છે.

જે માણસો પોતાના સમાજ માટે કાંઈ પણ કરી શકતા નથી, સમાજના શ્રેય માટે કાંઈ ચિંતન પણ કરી શકતા નથી અને છતાં પણ સમાજના ઈજારદાર બની બેઠા છે, તે સમાજના નાયક હોવાનું ગૌરવ ધરાવે છે, તે માણસો નિઃસંદેહ પોતાના જીવનમાં અસત્યને આશ્રય આપી રહ્યા છે.

મેં જોયું છે કે તમારામાંથી ઘણા ભાઈઓને ધર્મની પ્રેરણા થાય છે.. ઘણા માણસો સાધુઓને પણ કહે છે કે ગામડાઓમાં પ્રચાર થવો જોઈએ, અજૈનોને જૈન બનાવવા જોઈએ અને આ સંબંધમાં તેઓ બુલંદ અવાજથી પોતાની વાત પ્રતિપાદિત કરે છે. પરંતુ મને વિચાર એ થાય છે કે તમે બીજાને તો જૈન બનાવવા તૈયાર થઈ રહ્યા છો, પરંતુ હજારો વર્ષોથી જે જૈન બનેલા છે અને જે જૈન સમાજના અભિન્ન અંગરૂપ રહેલા છે, તેમની તમે કેટલી સંભાળ રાખો છો? ભાઈઓ! પહેલાં તેની તો સંભાળ લો, પછી નવા જૈનો બનાવવાનો તમને અધિકાર પ્રાપ્ત થશે. જો તેમને માટે તમે કાંઈ પણ કરી ન શકતા હો અને તેમની તરફની તમારી જવાબદારી પૂરી કરી શકતા ન હો તો નવીન સદસ્યોને તમારા સમાજમાં ભેળવવાનો તમને કોઈ અધિકાર રહેતો નથી. પહેલાં તમારી આજુબાજુના માણસોને

વ્યવસ્થિત કરો અને પછી જે દૂર રહેલા છે તેને વિષે જવાબદારી માથે લેવાનો વિચાર કરો. આમને માટે તો કાંઈ વિચાર પણ કરતા નથી અને બીજાઓ માટેની નવી જવાબદારી લેવા તૈયાર થયા છો તેનો અર્થ એ કે ઘરમાં તો ખાવાના સાંસા અને આખી દુનિયાને જમવાનું આમંત્રણ!

જૈન સમાજ અને જૈન ધર્મ એ બે તત્ત્વો છે. જો તમે જૈન સમાજનો વિસ્તાર કરવા ઇચ્છતા હો, તો તેને માટે તમારા સહયોગની આવશ્યકતા છે. જૈન સમાજનો વિસ્તાર કરવો તે કઠણ કાર્ય નથી. આજે પણ હજારો જૈનો બની શકે તેમ છે, પરંતુ તેમને સંભાળવા માટે હિંમત પણ જોઈએ ને! તે હિંમત ન હોય, જવાબદારી પૂરી કરવાનું સાહસ ન હોય, તો કોરી વાતો કરવાથી કાંઈ વળે નહિ. એવું કરી તમે સમાજનો વિસ્તાર કરવાને બદલે તમારા જીવનમાં અસત્યનો જ વિસ્તાર કરશો.

હું મારા જીવનનો અનુભવ તમને સંભળાવું છું. શ્રદ્ધેય પૂજ્ય ગુરુદેવ પૃથ્વીચંદ્રજી મહારાજે, મેં તથા વાચસ્પતિ શ્રી મદનલાલજી મહારાજે તથા અન્ય સંતોએ ગામડાઓમાં વિચરવાનો વિચાર કર્યો. મનમાં તરંગો ઉઠ્યા કરે છે અને જ્યારે સાધુના મનમાં ઉઠે છે ત્યારે સાધુ તેને કાર્યાન્વિત કરવાનો પ્રયત્ન પણ કરે છે. તો અમે બધાએ ગામડાઓમાં જ પ્રચાર કરવાનો વિચાર કર્યો. વિચારને કાર્યમાં પરિણત કરવા માટે અમે ત્યાંથી એક નજદિકના ગામમાં ગયા. ત્યાં થોડું કામ કર્યું અને પછી ત્યાંના ભાઈઓને પૂછ્યું— અહીંથી કોઈ ગામ નજદિક છે? તે ભાઈઓએ કહ્યું-હા, કાસન ગામ છે, પરંતુ ત્યાં હવે જૈનો રહ્યા નથી. પહેલાં તો ઘણા હતા, પરંતુ હવે બધા આર્ય-સમાજી બની ગયા છે. તેઓ ઘણા કટ્ટર છે. કોઈ સાધુ-મુનિરાજ ત્યાં જાય છે તો લડવા-મારવા તૈયાર થઈ જાય છે. અમે કહ્યું, કોઈ ભાઈ અમારી સાથે હોય તો તેને સહારે અમે તે તરફ જઈ શકીએ. સંયોગવશ તે ગામના જ એક

૭૫ વર્ષના વૃદ્ધ ત્યાં આવી પહોંચ્યા. આવીને તેણે વંદના ક તેમની વાતચીતથી જાણી શકાયું કે તે ગામમાં જૈન ધર્મનો તે ધ્વંસાવશેષ હતા. મેં તેમને કહ્યું—અમે તમારા કાસન ગામમાં વિચરવા ઈચ્છીએ છીએ.

તે વૃદ્ધ ગૃહસ્થ બોલ્યા—ત્યાં કોઈ જૈન નથી.

મેં કહ્યું—તમે તો છો ને!

વૃદ્ધ અસમંજસમાં પડી ગયા. તેમણે કહ્યું—આપને મુશ્કેલ પડશે. ત્યાંના માણસો સારા નથી.

છતાં જ્યારે મેં આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું—તો ભલે, પધારો

અમે ત્યાં ગયા અને ધર્મશાળામાં રહ્યા. તે દિવસે આહાર–પાણી લાવવામાં પણ મુશ્કેલી પડી. પરંતુ અમે તો ત્યાં રોકાયા. થોડ દિવસમાં ત્યાં જે ૨૦–૨૫ ઘર હતા તેમને સમ્યક્ત્વની શિક્ષ આપી અને નવકાર મંત્ર શીખવવાનું શરૂ કર્યું. ત્યાં ઘણા વર્ષોથ કોઈ સાધુ ગયા ન હતા. પારસદાસ નામે એક ગૃહસ્થ કટ્ટર આર્ય સમાજી હતા. તે મારી પાસે સત્યાર્થ–પ્રકાશ લઈને આવ્યા અને બરાબર સંઘર્ષ કરતા રહ્યા. તેમના ઘરમાં બધા માણસો અંતે પુનઃ જૈન ધર્મી બની ગયા પરંતુ તેઓ પોતે પોતાની વાત ઉપર દૃઢ રહ્યા એક વાર મેં હસતાં હસતાં કહ્યું—તમે ભલે જૈન ન બનો, પરંતુ તમારું જે નામ છે તે તો જૈનોની સૂચિમાં છે. તમારું નામ પારસદાસ છે, દયાનંદદાસ નહિ.

અમે ત્યાંથી વિહાર કર્યો. ત્રણ વર્ષો પછી અમે જ્યારે આગ્રામાં હતા ત્યારે પારસદાસની પીઠમાં ફોડલો થયેલો અને તેની વેદનાથી તેઓ વ્યાકુળ બની ગયા. તેમનો પુત્ર તેમને દિલ્હી લાવ્યો અને પછી આગ્રા લાવ્યો. ત્યાં તેઓ ઈસ્પીતાલમાં દાખલ થયા. તેનો પુત્ર તો અમારાથી પ્રભાવિત થયો જ હતો. તે અમારી પાસે આવ્યો અને કહ્યું—પિતાની તબિયત સારી નથી, કિંતુ એક આવશ્યક દાવાની તારીખ

હોઈ મારે જવું પડશે. જો કે કાંઈ જરૂરત તો પડશે નહિ, છતાં પિતાજીને સાંત્વના આપવાની જરૂર પડે તો ધ્યાન રાખશો. આગ્રાના ભાઈઓએ તેમની વ્યવસ્થાનો ભાર પોતાના માથે લઈ લીધો.

બીજે દિવસે હું પૂજ્ય ગુરુદેવ ગણીશ્રી શ્યામલાલજી સાથે હોસ્પીટલમાં ગયો. જો કે પારસદાસજી સાથે અમારો સંઘર્ષ રહ્યો હતો, છતાં માનવતાની ભાવના તો બન્ને બાજુ હતી. જ્યારે અમે તેની પાસે પહોંચ્યા ત્યારે તેઓ ઘણા ખુશી થયા. તેમણે કહ્યું—મહારાજ! જ્યારે તમે અમારા ગામમાં આવ્યા હતા ત્યારે હું આપની સાથે વિરોધ કરતો રહ્યો, સંઘર્ષ કરતો રહ્યો, પરંતુ આપ તો મને અહીં હોસ્પીટલમાં દર્શન આપવા ચાલ્યા આવ્યા?

મેં હસીને કહ્યું—સંત કદી વિરોધનો વિચાર કરતાજ નથી, તેમણે તો માનવતાનોજ વિચાર કરવાનો હોય છે, તમે જૈન ભલે ન હો, પરંતુ માનવ તો છો ને? ગભરાશો નહિ, બધું સારું થશે.

બીજે દિવસે ખબર પડી કે આગ્રામાં તેમનો ઇલાજ થઈ શકે તેમ નથી, પટણામાં ઈલાજ કરાવવો પડશે. ત્યાં રેડીયમથી ઈલાજ કરવો પડે તેમ હતો. તેઓ મારી પાસે આવ્યા. જ્યારે મનુષ્ય દુઃખમાં આવી પડે છે ત્યારે તેની ચેતના વ્યાકુળ બની જાય છે. તેમણે કહ્યું—મારે પટણા જવું છે. શું કરું? બે ચાર ભાઈઓએ તેમને આશ્વાસન દેતાં કહ્યું—અમે તેને માટે બધી વ્યવસ્થા કરી દેશું.

તેઓ જવા માટે તૈયાર થયા. માંગલિક સાંભળતા હતા. એટલામાં એક ભાઈ ત્યાં આવ્યા. તેમણે પૂછ્યું, પટણા જાઓ છો, તો ત્યાં કોઈ સાથે ઓળખાણ છે કે નહિ?

તેણે ઉત્તર આપ્યો—હું તો ત્યાં કોઈને ઓળખતો નથી.

તે ભાઈએ કહ્યું-સારું, તમે જરા ઉભા રહો. ત્યાં મારા એક સંબંધી છે. તેમની મોટી પેઢી છે. હું પત્ર લખી આપું છું. તમે સીધા તેમને ત્યાં જશો.

પત્ર લઈ તેઓ રવાના થયા. પટણા સ્ટેશને ઉતર્યા અને જેમની ઉપર પત્ર હતો તેમના ભવનની સામે પહોંચ્યા. ગામડાના માણસ હતા. વિચારમાં પડયા કે મોટા માણસને ઘેર જવું કેવી રીતે?

જેના ઉપર પત્ર હતો તે શેઠ યુવાન હતા અને એક મોટી પેઢીના માલિક હતા. તેઓ તે ભાઈને જોઈ રહ્યા હતા અને વિચારતા હતા કે આ માણસ સામે ઉભો રહી જોયા કરે છે, છતાં ઉપર આવતો કેમ નથી? અંતે તેમણે પૂછ્યું-ભાઈ! કેમ ઉભા છો?

ઉત્તરમાં તેણે પત્ર ખીસામાંથી કાઢીને શેઠને આપ્યો. તેમણે પત્ર વાંચી તેમને પ્રેમથી બેસાડયા અને આશ્વાસન આપ્યું કે હોસ્પીટલમાં તેમની બધી વ્યવસ્થા કરી દેવામાં આવશે. કાંઈ ચિંતા કરવી નહિ. બીજે દિવસે તે શેઠ તેને મોટરમાં બેસાડી હોસ્પીટલમાં લઈ ગયા. અને દાખલ કરાવી દીધા અને બધી આવશ્યક વ્યવસ્થા કરાવી દીધી.

ઈલાજ થઇ ગયા પછી પારસદાસજીનું સ્વાસ્થ્ય સારું થઈ ગયું ત્યારે તેમણે એક પત્ર લખ્યો. તે પત્રનું પૂછવું જ શું? તેમાં હૃદય-પરિવર્તનની વાત હતી. તે પત્રનો સારભાગ આ પ્રમાણે હતો. "જ્યારે આપ મારા ગામમાં આવ્યા હતા ત્યારે મારી ઉપર કાંઈ પ્રભાવ પડયો ન હતો. પરંતુ આગ્રામાં મારી સાથે જે વ્યવહાર થયો, તેનો મારી ઉપર ઊંડો પ્રભાવ પડયો. અને પટણા પહોંચતા યુવક શેઠ જેમને મારી વાત કરતા પણ ઘૃણા ઉપજી શકે, તેમણે મારી સાથે જે સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર કર્યો, તેથી તો મારું મન મોહિત થઈ ગયું. સાચું પૂછો તો શેઠ શ્રી. જૈન ધર્મે મારું મન મુગ્ધ કરી દીધું છે. હું મારા ગામમાં જૈન બન્યો ન હતો, અહીં બની ગયો છું."

જેમણે તે પત્ર વાંચ્યો તે સૌ ગદ્‌ગદ બની ગયા.

આટલી લાંબી વાત કહેવાનો મારો આશય શું છે? હું

આપને એ બતાવવા માગું છું કે જૈન બનાવવાની કળા શું છે? મોટા મોટા મંત્રોથી કે વ્યાખ્યાનો દેવાથી જૈન બનતા નથી. જો કે તે એક માર્ગ અવશ્ય છે, પરંતુ તે પૂરો અને પ્રભાવશાળી માર્ગ નથી. સરળ અને અચૂક માર્ગ એ છે કે સમાજના કોઈ પણ ભાઈને દુઃખી જુઓ તો પ્રેમનો સંદેશો લઈને તેની પાસે પહોંચી જાઓ, પ્રેમની આંખો લઈને જાઓ, ધન તમને ઊંચા મહેલોમાં લઈ ગયું છે, પરંતુ જો તમે પોતાના ગરીબ ભાઈઓ માટે તે મહેલોથી નીચે ઉતરી શકતા હો તમારા દયાધર્મની વાતો તેમના હૃદયમાં સીધી પ્રવેશ કરી જશે, હજારો વ્યાખ્યાનો પ્રવેશી શકશે નહિ.

આ ઘટનાનો પ્રભાવ હજુ સુધી મારા મન ઉપર પડેલો છે. મને વિચાર આવે છે કે જે સમાજ આટલો મોટો હોય, પરંતુ પોતાના સમાજના વૃદ્ધો, બાળકો અને અસહાય બહેનોની વખત ઉપર સંભાળ લઈ શકતો ન હોય, પરંતુ આવનાર સંત–મુનિઓ પાસે ધરોની લાંબી લાંબી ગણતરી કર્યા કરે, તે મૂળમાં જ અસત્યનું સેવન કરે છે. સમાજના જે અંગને તમે તમારૂં કહો છો તેની જવાબદારી જો તમે પૂરી ન કરી શકો તો તમે અસત્યનું આચરણ કરો છો. તે પણ અસત્યનું જ એક રૂપ છે.

માટે જીવનનું નિર્માણ કરવા માટે પોતાના જીવનના નાના નાના નિયમો અને વ્યવહારને પણ સત્યમય બનાવવાની આવશ્યકતા છે નાની વાતોમાં સત્યની ઉપેક્ષા કરવાથી સમસ્ત જીવન અસત્યમય બની જાય છે. ગૃહસ્થ કે સાધુ, જે જવાબદારી પોતાની ઉપર લે તેને સચ્ચાઈથી પૂરી કરવાનો તેણે પ્રયત્ન કરવો જોઈએ. જેઓ એવો પ્રયત્ન કરે છે તે સત્યની નજદિક છે. તેમનું જીવન સ્પૃહણીય બનશે.



# અંધ વિશ્વાસ—૧

સત્યનું ઉદ્‌ગમ-સ્થાન મનુષ્યનું મન કે વિચાર છે. સૂક્ષ્મ અને એકાગ્રભાવથી વિચાર કરવાથી વિદિત થશે કે મનુષ્યનું સમગ્ર જીવન એક પ્રકારે પોતાના મન દ્વારા જ સંચાલિત થાય છે. તે જીવન ઉપર મનનું જ શાસન ચાલે છે. મન જ જીવનનું સૂત્રધાર છે. તન અને વચન, મનને આધીન છે. મન જે પ્રમાણે તેમને નચાવે તેમ નાચે છે. જ્યારે મનને સત્યનો પ્રકાશ મળી જાય છે ત્યારે તે જ પ્રકાશ વાણી અને આચરણમાં ઉતરે છે. તેથી સત્યનો સંબંધ કેવળ વાણી સાથે કે કાયિક વ્યવહાર સાથે નથી, કિંતુ મન સાથે પણ છે અને કહેવું જોઈએ કે તે સંબંધ મન સાથે ઘણો ઘનિષ્ટ છે. વાણી અને આચરણમાં ઉતરેલું સત્ય જનતા જોઈ શકે છે, પરંતુ મનના સત્યને ઓળખવું મુશ્કેલ હોય છે. છતાં મૂળ તો તે જ છે. જ્યાં સુધી મનનું સત્ય હોતું નથી, ત્યાં સુધી વાણી અને આચરણનું સત્ય સાચી દિશા પકડી શકતું નથી.

જૈન-શાસ્ત્રકારોએ વાણી અને આચરણના સત્યની અપેક્ષાએ વિચારો અને મનના સત્યને અધિક મહત્ત્વ આપ્યું છે. જૈન શાસ્ત્રોનું એ જ મંતવ્ય છે કે આપણે આપણા મન અને વિચારોમાં સાચા બની જઈએ તો આપણે આગળ વધુ સારી રીતે ગતિ કરી શકીએ તેમ છીએ, અન્યથા નહિ.

આપ જોઈ શકશો કે આજે પણ જનતામાં હજારો જાતનાં

અંધ વિશ્વાસે પોતાનો અડ્ડો જમાવેલો છે અને હજારો વર્ષ પહેલાં પણ અડ્ડો જમાવેલો હતો. જનતામાં ઘર કરી ગયેલી અંધ-પરંપરાઓને ગણવા બેસીએ, તો કદાચિત્ પૂરી ગણતરી પણ ન કરી શકીએ.

મનુષ્ય પોતાની ઇચ્છાઓનો ગુલામ અને વાસનાઓનો દાસ બની રહે છે. જ્યારે દાસ બને છે ત્યારે તેની પૂર્તિ માટે પ્રયત્નો કરે છે. પ્રયત્ન કરતી વખતે ક્યાંય તો તે ઠીક કદમ ભરે છે, પરંતુ પ્રાયઃ એવું જોવામાં આવે છે કે પોતાના કદમો કેવી રીતે ભરાય છે તે જાણી શકતો નથી. અંધ વિશ્વાસથી પ્રેરિત થઈને એવો ખોટો માર્ગ પકડી લે છે કે સત્યની સીમાથી બહાર નીકળી અસત્યના ક્ષેત્રમાં પહોંચી જાય છે. આની અસર તેના સુધી મર્યાદિત ન રહેતાં રાષ્ટ્ર સુધી પણ પડે છે.

તમે જાણો છો કે ભારતવર્ષમાં હજારો દેવ-દેવીઓ છે. તેઓ ક્યાંય નદી રૂપે, ક્યાંય પહાડો રૂપે, ક્યાંય વૃક્ષો રૂપે અને ક્યાંય ઈંટો અને પત્થરો રૂપે વિરાજમાન છે. વિચાર કરતાં એમ લાગે છે કે જાણે ભારતના અંધ વિશ્વાસ કરનાર મનુષ્યોએ પ્રત્યેક ઈંટ અને પત્થરને દેવતા બનાવી દીધા છે, પ્રત્યેક નદીનાળાને દેવતારૂપે પ્રતિષ્ઠિત કરી દીધેલ છે અને પ્રત્યેક પાષાણ અને પહાડને દેવતારૂપે કલ્પી લીધા છે.

આ બધા દેવો માટે ભારતની કેટલી બધી શક્તિ વ્યય થઈ રહી છે, તે જાણો છો? દેશની જનશક્તિનો વ્યય થઈ રહ્યો છે, ધન અને વૈભવનો વ્યય થઈ રહ્યો છે અને બહુમૂલ્ય સમયનો વ્યય થઈ રહ્યો છે. હજારો-લાખો માણસો આ દેવ-દેવીઓની પાછળ જ્યાં ત્યાં ભટકયા કરે છે. તેમને ખુશ કરવા અને તેમની આરાધનાની પાછળ અનેક પ્રકારની વૃત્તિઓ કામ કરી રહી હોય છે. કેટલાક માણસો ભયભીત થઈને તેમની સેવા કરે છે. તો વળી કેટલાક માણસો લોભથી પ્રેરાઈ તેમની આગળ માથું ઝુકાવે છે.

કેટલાક માણસો પોતે, પોતાની સ્ત્રી, બાળકો, માતા, પિતા કે અન્ય સગાસંબંધી બિમાર ન પડે કે તેમની ઉપર સંકટ ન આવી જાય એવી આશંકાથી આ દેવતાઓની માનતા માને છે.

સંયોગવશાત્ કોઈ દુર્ઘટના બની જાય તો ઘણા માણસો તેને દેવી પ્રકોપનું પરિણામ સમજી લે છે અને પછી તેની શાંતિ માટે દેવ-દેવીની પૂજા અને માનતા કરવા લાગે છે. આ પ્રમાણે ધનની લાલચથી વશીભૂત થઈ ઘણા માણસો દેવોનું શરણુ લે છે. કોઈ સંતાન મેળવવાની કામનાથી દેવીની આરાધના કરે છે. આવા માણસો સમજે છે કે ઝાડ કે પાષાણના દેવતા પાસે ધનનો ભંડાર પડેલો છે અને તે પોતાની ઉપાસનાથી પ્રસન્ન થઈને તેમને માટે પોતાનો ભંડાર ખોલી દેશે. અથવા દેવતા પાસે સંતાન દેવાની શક્તિ વિદ્યમાન છે અને માનતા માનવાથી તેને સંતાન પ્રાપ્ત થઈ જશે.

આ પ્રમાણે ધન અને અભિલાષાથી, રોગ વગેરે અનર્થોથી બચવા માટે, સુખ સૌભાગ્ય પ્રાપ્ત કરવા માટે, ત્યાં સુધી કે પોતાના વિરોધીનો વિનાશ કરવા માટે પણ માણસો દેવ-દેવીઓના ગુલામ બની રહે છે. આશ્ચર્ય તો એ છે કે માણસો પોતાની મેળે જ દેવતાનું નિર્માણ કરી લે છે અને પછી પોતે જ તેની પૂજા કરવા તૈયાર થઈ જાય છે. આ પ્રમાણે વિવિધ પ્રકારની ઇચ્છાઓને વશીભૂત થઈ હજારો માણસો દેવ-દેવીઓ પાસે માથું ઝુકાવતા નજરે પડે છે.

ભારતીય જીવનની આ વિરૂપતા ઘણી વિસ્મયજનક છે. ભારતનો હજારો-લાખો વર્ષોનો ઇતિહાસ જોવામાં આવે તો જાણી શકાશે કે એક બાજુ અહીંયાં ઉચ્ચ કોટિનું આધ્યાત્મિક ચિંતન જાગ્રત હતું. માણસો વિકાસને રસ્તે આગળ વધતા અને અહિંસા અને સત્યના પૂજારી હતા, આધ્યાત્મિક જીવનનું ચિંતન એટલું વિશાળ અને ઊંડું હતું કે તેને માપવું પણ મુશ્કેલ પડે, કૌટુંબિક અને સામાજિક

કર્તવ્યો વિષેનું ચિંતન પણ કાંઈ ઓછું ન હતું; પરંતુ સાથે સાથે બીજી બાજુ દેવ-દેવીઓની ગુલામી પણ એટલી બધી વિશાળ હતી કે એવી માન્યતાવાળા બધા માણસોને ભેગા કરવામાં આવે તો તેમના સામે એક વિશાળ સેના પણ નગણ્ય દેખાવા લાગે. આ પ્રમાણે આધ્યાત્મિક ચિંતનની સાથે સાથે અંધ વિશ્વાસ પણ આપણા દેશમાં પગલાં સાથે પગલાં મેળવીને ચાલતો દેખાય છે.

આ પ્રમાણેની વિરોધી પરિસ્થિતિ જ્યાં હોય છે ત્યાં વિકાસની-સાચા સર્વાંગીય વિકાસની સંભાવના હોઈ શકતી નથી.

એક માણસનું માથું ઘણું વધી જાય અને નીચેનું શરીર પતલું હોય; કોઈ માણસના પગ ભારે હોય અને હાથ દોરડા જેવા હોય તો તે સરૂપ કહેવાય નહિ. શરીરના પ્રત્યેક અવયવનો સમાન વિકાસ થાય તેજ સાચો વિકાસ છે અને તેવા વિકાસથી જ શરીરનું વાસ્તવિક સૌંદર્ય કહી શકાય. એક અંગ સ્થૂળ અને બીજું કૃશ હોય, એક સબળ હોય અને બીજું દુર્બળ હોય, એક લાંબું હોય અને બીજું ટૂંકું હોય, તે કુરૂપતાની જ નિશાની છે. જેમને આ કુરૂપતા જોઈતી ન હોય તેમણે શરીરના સર્વાંગીય વિકાસ તરફ ધ્યાન આપવું જોઈએ.

શરીર સંબંધી જે વાત કરી, તે જ જીવનને પણ લાગુ પડે છે. માથાને આપણે વિચારમય જીવનનું રૂપ આપી શકીએ અને હાથ-પગને આચરણ-જન્ય જીવન કહી શકીએ. જીવનના બન્ને પક્ષ સમાન ગતિથી વિકસવા જોઈએ. વિચારની ઉચ્ચતાની સાથે આચારમાં પણ ઉચ્ચતા આવવી જોઈએ. વિચાર આકાશમાં વિચરણ કરતા હોય અને આચાર પાતાળ તરફ જતો હોય તો તે જીવનની ઘોર વિરૂપતા છે. તેથી જીવનમાં સુંદરતા આવી શકતી નથી. તેથી જીવનનો વાસ્તવિક વિકાસ થયો કહી શકાય નહિ.

એક માણસના જીવનમાં ધાર્મિક અંગ વિકસિત થયું છે. તે

સામાયિક અને પૌષધ કરે છે અને બીજી ક્રિયાઓ પણ કરે છે, પરંતુ તેના જીવનનું બીજું અંગ વિકસિત થયું નથી. તેનું કૌટુંબિક જીવન બરાબર નથી. દુકાનમાં તેનું જીવન વળી જુદી જ જાતનું છે. તો તેનું જીવન વિકસિત થઈ ગયું છે એમ કહી શકાય નહિ. તે જે સત્યની વાત કરે છે તેને પોતાના જીવનમાં ઉતારતો નથી. એક તરફ તેની પ્રવૃત્તિ ભગવાન જેવી હોય અને બીજી બાજુ તેની પ્રવૃત્તિ શેતાન જેવી હોય, તો તે ધાર્મિક જીવન કહી શકાય?

કોઈ માણસ કુટુંબથી બહારના માણસોને મળે છે તો દબાણ કે બીજા કોઈ કારણથી શિષ્ટ વ્યવહાર કરે છે, મધુર વાણી બોલે છે અને પ્રેમથી વાતો કરે છે. એમ દેખાય છે કે જાણે દેવ-પુરુષ છે. પરંતુ કુટુંબના માણસો સાથે તેનો વ્યવહાર ખરાબ હોય છે. પોતાની સ્ત્રી કે બાળકો ઉપર ક્રોધ કરે છે અને તેમને ત્રાસ આપે છે. આવા માણસો માટે તમે શું કહેશો?

કોઈ માણસ પોતાના કૌટુંબિક માણસો પ્રત્યે મોહવશ સ્નેહ અને પ્રેમ રાખે છે, પરંતુ બહાર બીજા સાથે અભદ્ર અને કટુ વ્યવહાર કરે છે એવા મનુષ્યના જીવન માટે પણ તમે કેવો વિચાર કરશો?

પહેલા માણસ માટે કહી શકાય કે તેણે સામાજિક દૃષ્ટિથી બહાર તો વિકાસ કર્યો છે, પરંતુ કૌટુંબિક દૃષ્ટિથી વિકાસ કર્યો નથી. તેથી તે બહારના માણસો પ્રત્યે સૌજન્યતા પ્રગટ કરે છે, પરંતુ પારિવારિક દૃષ્ટિથી તેનો વિકાસ થયો નથી.

આ જ વાત બીજા માણસ માટે પણ કહેવી પડશે. એકનું કૌટુંબિક જીવન વિકસ્યું નથી તો બીજાનું સામાજિક જીવન અવિકસિત રહ્યું છે. બન્નેનો વિકાસ અધૂરો અને એકાંગી છે. વસ્તુતઃ જીવનનો વિકાસ બધી દિશાઓમાં એક સાથે થવો જોઈએ. પારિવારિક, સામાજિક અને ધાર્મિક—એમ બધા અંગો જ્યારે પુષ્ટ બને છે ત્યારે

જીવન પુષ્ટ બન્યું કહેવાય છે આવા સર્વાંગી વિકાસવાળો પુરૂષ જ મહાપુરૂષ કહેવાય છે અને તે જ્યાં જાય ત્યાં પોતાની સૌરભ ફેલાવે છે અને જ્યાં જ્યાંથી નીકળે છે ત્યાં પોતાના જીવનની સુવાસ છોડતો જાય છે.

આજે અધિકાંશ માણસોનું જીવન આ રીતે વિકસેલું દેખાતું નથી. એક માણસ બૌદ્ધિક ક્ષેત્રમાં પ્રગતિશીલ હોય અને શાસ્ત્રોની લાંબી વાતો કરતો હોય અને દર્શનશાસ્ત્રની ગૂઢ સમસ્યાઓ ઉપર ગંભીર ચર્ચા કરતો હોય, દાર્શનિક ચિંતન અને મનનમાં ઊંડો રસ લેતો હોય અને બીજી તરફ જોઈએ તો તે સ્થૂળ શરીરની પૂજા કરવામાં ગૂંચવાયો હોય છે. કોઈ વાર ભૈરવીના દરબારમાં પહોંચે તો વળી કોઈ વખતે બાલાજીના મંદિરમાં જતો હોય! એ રીતે એક બાજુ તો જીવન એટલું બધું ચિંતન-પ્રધાન છે અને બીજી બાજુ તે સર્વથા વિચારહીન આચરણ કરે છે. ત્યાં તેનું દાર્શનિક ચિંતન ક્યાં ગયું?

અન્ય ધર્માવલંબી આવું કરે તો તેનું કારણ સમજી પણ શકાય, પરંતુ જેમણે જૈન ધર્મ-વીતરાગ ધર્મનું શરણ સ્વીકાર્યું છે, તેઓ આવો વ્યવહાર કેમ કરે છે તે સમજમાં આવતું નથી. વીતરાગ દેવ માટે કહી શકીએ કે તેઓ આપણી સ્તુતિથી પ્રસન્ન થતા નથી, તેમ જ નિંદાથી અપ્રસન્ન પણ થતાં નથી. તેઓ પૂર્ણ રીતે મધ્યસ્થ હોય છે. તેમની મધ્યસ્થતા ચરમ સીમા સુધી પહોંચેલી હોય છે. એક બાજુ ગૌતમ જેવા વિનયવાન્ શિષ્ય હજારો વંદન કરતા હતા તો પણ તેમના મનમાં ખુશી ઉપજી નહિ અને બીજી બાજુ ગૌશાલકે તેજોલેશ્યા ફેંકી તો પણ અંતરંગમાં ક્રોધની જરા પણ જ્વાળા પ્રગટી નહિ. ભગવાન વીતરાગ દેવે પોતાના વિરોધીઓ પ્રત્યે પણ અનુકંપા કરી, તેમની તરફ અખંડ શીતળ ધારા વહાવી અને પોતાના ભક્ત અને અનુયાયીઓ પ્રત્યે પણ દયાનો અજસ્ર (સતત) પ્રવાહિત

થતો સ્રોત વહાવ્યો. ઉત્તરાધ્યયન સૂત્રમાં એટલા માટે કહ્યું છે કેઃ—

**वासी-चंदण-कप्पो य।**

એક બાજુ દેવો આવી ભક્તિ-પ્રેરિત થઈ ચંદનના લેપ કરવા લાગે અને હજારો વંદન કરે અને બીજી બાજુ કોઈ દુર્જન કુહાડી લઈ તે શરીરને છોલવા લાગે. એવી સ્થિતિમાં વીતરાગ દેવ બન્ને પ્રત્યે સમભાવ જ રાખે છે.

જે મહાન્ પુરૂષો વીતરાગતાની આ ઉચ્ચતમ ભૂમિકાએ પહોંચ્યા અને સમભાવની પરાકાષ્ટાએ પહોંચ્યા તેઓ અત્યારે મોક્ષમાં છે. પરંતુ આજે તેમના અનુયાયી કહાવનાર, તેમના ચરણ-ચિન્હો ઉપર ચાલવાનો દાવો કરનાર માણસોની શું સ્થિતિ છે? તેઓ ભગવાન મહાવીર પાસે પુત્ર માગવા મહાવીરજી જાય છે તો વળી કોઈ પદ્મપ્રભુ પાસે ભૂતપ્રેત કઢાવવા માટે પદ્મપુરી જાય છે। તેમના જીવનમાં કોણ જાણે કેટલાય ખટરાગ ચાલે છે। વીતરાગનો આદર્શ આજે પાછળ રહી ગયો, વીતરાગના ઉપદેશનું વિસ્મરણ થતું ચાલ્યું.

જે જૈન ધર્મમાં અંધ વિશ્વાસનો પ્રબળ શક્તિથી વિરોધ કરવામાં આવ્યો હતો, લોક-મૂઢતાની વિરૂદ્ધ આંદોલન પેદા થયું હતું અને ભ્રાંતિમય કુસંસ્કારોની જડોને સુવિચારોએ ઉખેડીને ફેંકી દીધી હતી અને કુરીતિઓ અને કુરિવાજોની સામે જે જૈન સમાજે ટક્કર લીધી હતી તેજ જૈન સમાજ આજે તે સર્વે વસ્તુનો શિકાર બની રહ્યો છે, બની ગયો છે. તે પણ આજે ભગવાનના દરબારમાં ભૂત કાઢવાની ભાવનામાં પડેલો છે.

તેથી જૈન ધર્મના અનુયાયીઓએ વિચાર કરવાનો છે કે આ બધી વસ્તુઓ ક્યાંથી આવી? આપણા તત્ત્વજ્ઞાન સાથે તો તેનો કોઈ મેળ બેસતો નથી, કોઈ સંગતિ નથી. આ બધી વસ્તુઓ કેવળ અસંગત હોવા છતાં કેવી રીતે વિકાસ પામી?

માટે જ હું કહું છું કે આજના જૈન-જીવનની વિરૂપતા વાસ્તવિક રીતે આશ્ચર્યજનક છે. એક બાજુ બૌદ્ધિક ચિંતન એટલું ઊંચું છે કે આપણુ વિચારોનો ગજ લઈને સમસ્ત સંસારને માપવા જઈએ છીએ. આપણે જાણીએ છીએ અને માનીએ છીએ કે કોઈ પણ દેવતા, મહાપુરુષ કે અન્ય શક્તિ આપણા જીવનમાં પરિવર્તન કરવા ઇચ્છે, તો પણ કરી શકતા નથી; ત્યારે બીજી બાજુ આપણે નજીવી બાબતોમાં પણ દીન બની જઈ આપણા કષ્ટોને દૂર કરવા માટે અહીં-તહીં ભટકયા કરીએ છીએ. ભારતની ઘણી શક્તિ અને સંપત્તિ આમાં ખર્ચાઈ જાય છે. જોવામાં આવે છે કે માણસો દેવતાઓ ઉપર મુકુટ મૂકવા માટે હજારો રૂપિયા ખર્ચે છે, પરંતુ પોતાનો જ ભાઈ જેની પાસે ખાવા-પીવા કે પહેરવા પૈસા નથી, તેને કાંઈ પણ આપતા નથી! તમે જાણતા હશો કે દેવતાઓને એકેક દિવસમાં હજારો રૂપિયાનો ભોગ ચડાવવામાં આવે છે, પરંતુ તે જ દેવતાઓના મંદિરની સામે ભારતનો ગરીબ વર્ગ એકેક પૈસા માટે હાથ ધરીને બેઠો હોય છે. તેઓ એ દેવતાના પુત્રો-પૌત્રો છે, ભૂખ્યા-તરસ્યા ભટકી રહ્યા છે, પરંતુ તેની તરફ ઘૃણાની દૃષ્ટિથી જોવામાં આવે છે!

આ વાતોનો ઊંડાણથી વિચાર કરતાં જાણી શકાશે કે દેશ કઈ તરફ જઈ રહ્યો છે! તેના પ્રેમનો પ્રવાહ ક્યાં ચાલ્યો ગયો છે? ભરપૂરને વધુ ભરપૂર કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે, પરંતુ ખાલીને ભરવાનો કોઈ પ્રયત્ન કરવામાં આવતો નથી.

ભગવાનની સ્તુતિ કરીએ છીએ ત્યારે કહીએ છીએ કે આપના દિવ્ય પ્રકાશ પાસે ચંદ્રમા અને સૂર્યનો પ્રકાશ ફીક્કો લાગે છે, આપની અલૌકિક જ્યોતિ વિશ્વને આલોકિત કરે છે. આ પ્રમાણે ભગવાનની ગુણ-ગાથા ગાઈએ છીએ અને છતાં તેમની આગળ ઘીના દીવા કરીએ છીએ અને વર્ષોથી આ દીવા કરતા આવીએ છીએ.

ાનું કરનારને વિચારવાનો અવકાશ નથી કે જેમની રોશનીથી ર્ય અને ચંદ્રમા ઝગમગે છે, તેમની સામે ઘીનો એક દીવો કરવામાં મનું શું તેજ વધી જશે?

સાધુઓ વિષે પણ જાણવા મળ્યું છે કે જે સાધુઓએ ાતિકાની ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરી છે, તેમને માટે ધામધૂમ રહે ; અને તેઓ પોતાની આવશ્યકતાની પૂર્તિ ગમે ત્યાં પૂરી કરી ાકે છે, તેમને વસ્ત્રો–પાત્રો માટે હજારો આગ્રહ કરવામાં આવે ે, પરંતુ તેમના જ સંપ્રદાયના નાના સાધુ, જેમણે સંભવતઃ ાતિકાની ઉચ્ચ ભૂમિ પ્રાપ્ત ન કરી હોય તો તેમની આવશ્યકતાઓ ાટે તમે વિચારમાં પડી જાઓ છો. આ પ્રમાણે હું જોઉં છું ; સમુદ્રમાં વર્ષા થાય છે. જ્યાં આવશ્યકતા નથી ત્યાં તો આગ્રહ ર્તિ કરવામાં આવે છે અને જ્યાં આવશ્યકતા છે ત્યાં પૂર્તિ કરવામાં ાાવતી નથી.

"वृथा वृष्टिः समुद्रेषु । वृथा तृप्तेषु भोजनम् ।"

મેં જોયું છે કે જે સાધુ આચાર–વિચારમાં સારા છે, પરંતુ જેઓ પોતાનામાં મગ્ન રહે છે અને તેથી જેમને સમાજમાં ઉચ્ચપણું મળ્યું નથી, તેમના પાત્ર તૂટી જાય તો તેની પૂર્તિ પણ થવી મુશ્કેલ પડે. આ પ્રમાણે મોટી ગાદીની પૂજા કરવા માટે તમે આંખો બંધ કરી તમે હજારો લાખો રૂપિયા ખર્ચો છો, પરંતુ ગૃહસ્થ સમાજમાં જ્યાં આવશ્યકતા છે ત્યાં એક પૈસો પણ આપવામાં આવતો નથી, તેમ જ સાધુની આવશ્યકતાની પૂર્તિ પણ કરતા નથી.

એવી ઘણી સંસ્થાઓ છે, કે જેમાં લાખો રૂપિયા જમા કરેલા પડેલાં છે, સડે છે અને વ્યાજ આવ્યે જાય છે, છતાં તેવી સંસ્થાઓને પાછું દાન દેવામાં આવે છે, પરંતુ જે સંસ્થા અર્થાભાવને લઇને દબાયેલી પડી છે અને તેથી સમાજનું ઉપયોગી

કાર્ય બની શકતું નથી, તેને દાન આપવા કોઈ પણ માણસ પોતાનો હાથ લંબાવતો નથી. તેને એક પૈસો આપતાં તો તન અને મનમાં વેદના થવા લાગે છે. આ પ્રમાણે ભૂખ્યાની ભૂખ તો મટાડવામાં આવતી નથી અને જે તૃપ્ત છે, તેને નિમંત્રણ ઉપર નિમંત્રણ આપવામાં આવે છે.

આ બધી બાબતો એ બતાવી આપે છે કે તમારૂં ચિંતન કઈ દિશા તરફ વળે છે! તમે તમારો સામાજિક વિકાસ બરાબર રીતે કર્યો નથી.

શું તમે કદીએ વિચાર્યું છે કે દેવ-દેવીઓના નામે ભારતવર્ષની જે જન-ધન શક્તિ બરબાદ થઈ રહી છે, તેથી દેશને કાંઈ કલ્યાણ થાય છે? તે ધન રાશિ માટીમાં મળી નષ્ટ થઈ રહી છે. તેનો વિવેકપૂર્વક વિચાર કરવામાં આવત તો દેશની ગરીબી દૂર થવામાં સહાયતા મળત. પરંતુ આ વાત માણસોના ધ્યાનમાં આવતી નથી, કારણ કે મંદિરોમાં જે રકમ ચઢાવવામાં આવે છે તેથી કેટલાય ગુણા મેળવવાની કામના હોય છે. જો દેવીનું એક મંદિર બંધાવી દેવામાં આવે તો સમજી લેવામાં આવે છે કે સ્વર્ગમાં મહેલ મળી જશે. આ સ્વાર્થ અને પ્રલોભનની ભાવનાએ ભારતીય જીવનને પ્રફુલ્લિત થવા દીધુ નથી, અને બરાબર રીતિથી વિકસિત પણ થવા દીધું નથી.

આ આખું ચક્ર આંતક પ્રલોભન કે ભયને લઈને ચાલી રહ્યું છે પરંતુ જૈન ધર્મ તો સૌથી પહેલાં એ ભય ઉપર જ ઘા કરે છે. અને કહે છે કે—અરે માનવ! તું ડરે છે શા માટે? ધન ચાલ્યું જશે, દુર્ઘટના બની જશે અથવા મૃત્યુ થઈ જશે. આ પ્રમાણે તારા અંતઃકરણમાં દીનતાને શા માટે સ્થાન આપે છે? જીવનમાં જે થવાનું છે તેને કોઈ રોકી શકતું નથી. અને જે થવાનું નથી, તેને સંસારની કોઈ પણ શક્તિ કરી શકતી નથી. જૈન ધર્મ સ્પષ્ટ શબ્દોમાં ઘોષણા કરે છે કેઃ—

स्वयं कृतं कर्म यदात्मना पुरा,
फलं तदीयं लभते शुभाशुभम् ।
परेण दत्तं यदि लभ्यते स्फुटं,
स्वयं कृतं कर्म निरर्थकं तदा ॥

તેં જે શુભ કે અશુભ કર્મ કર્યું છે તેનું જ શુભ કે અશુભ ફળ તું ભોગવે છે અને જેવું કર્મ કરીશ, તેવું ફળ ભોગવવું પડશે. બીજાનું આપેલું ભોગવવું પડે તો શું પોતાનું કર્મ નિષ્ફળ બની જાય? નહિ. જે કાંઈ થવાનું છે તે પોતાના પ્રયત્નથી જ થશે, તેથી તું તારા પોતામાં શ્રદ્ધા કર, તારી શક્તિ ઉપર શ્રદ્ધા રાખ.

કોઈ પણ મનુષ્ય કે દેવતા કોઈના ભાગ્યને બદલી શકતા નથી. જૈન ધર્મ તો કહે છે કે દેવલોકના ઇન્દ્ર પણ, જો કાંઈ થવાનું હોય તો જ કાંઈક કરી શકે છે અને જે થવાનું નથી તેને તેઓ પણ કરી શકતા નથી. પરંતુ આ કર્મનો સિદ્ધાંત ભૂલાતો ચાલ્યો છે અને જૈન ધર્મના અનુયાયી પણ આતંકિત અને ભયભીત બની પત્થરો પાસે માથા ઝૂકાવતાં રખડે છે.

એક વખત હું એક શહેરની બહાર ગયો હતો. ત્યાં ઘણાં માણસોને ભેળા થયેલા જોયા. તેઓ પીરને નમસ્કાર કરતા હતા અને દીવાલોને હાથ લગાડી આંખે અડાડતા હતા. મહિનો માસ મેં આ દશ્ય જોયું. મેં વિચાર કર્યો કે આ માણસો કોને નમસ્કાર કરે છે? જેને નમસ્કાર કરે છે તેમાં શું વિશેષતા છે? કોઈને કાંઈ સમજણ નથી, પરંતુ ગાડરીયા પ્રવાહ પ્રમાણે ચાલે છે।

એક વખત હું મથુરાથી દિલ્હી તરફ વિહાર કરતો હતો. રસ્તામાં હજારો ગામડાના માણસો ચાલ્યા જતા હતા. પૂછવાથી મેં જાણ્યું કે "સતીનો મેળો ભરાયો છે." ત્યારે મેં કહ્યું—તમે હજારોની સંખ્યામાં તે મેળામાં જાઓ છો, પરંતુ તમને એ પણ ખબર છે કે તે સતીનો શું ઇતિહાસ છે? પરંતુ કોઈ કાંઈજ જાણતું નહતું. કોઈ

સતી ત્યાં થઈ હતી કે નહિ, તે પણ કોઈ જાણતું ન હતું. આ પ્રમાણે કાંઈ ભાવના નથી, કોઈ વિચાર નથી, કાંઈ ચિંતન નથી! છતાં પણ એકની પાછળ બીજો, એમ બધા ચાલ્યા જાય છે. રસ્તામાં તરસ લાગે તો પણ પરવા નથી! દેવતાની પાછળ દોડ્યા જાય છે, દેવતાના ભજન ગાય છે કે "તુટીની બુટ્ટિ નહિ" અર્થાત્ જેનું આયુષ્ય તૂટ્યું છે તેને માટે કોઈ ઔષધ યા જંગલની અસરકારક જડીબુટ્ટી પણ કામ લાગતી નથી, અર્થાત્ તેને કોઈપણ બચાવવા સમર્થ નથી. આ ભજન સાંભળી મેં વિચાર્યું કે ભારતનું દર્શન તો તેમની બુદ્ધિમાંથી નીકળી ગયું છે, પરંતુ ધ્વનિ તો હજુ તે જ દર્શનનો ગુંજે છે કે "તુટીની બુટ્ટિ નહિ" આ હજારો માણસો કયા ઉદ્દેશથી ત્યાં જાય છે? તેઓ ગાય છે કે "તુટીની બુટ્ટિ નહિ" અને ત્યાં જાય છે "તુટીની બુટ્ટિ શોધવા માટે" ખરેખર આજે ભારતની વિચાર-શક્તિ કેટલી બધી કુંઠિત થઈ ગઈ છે?

આ દેવ-દેવીઓને નામે કેટલીક જગ્યાએ તો ઘણો અનર્થ થઈ રહ્યો છે. વિજ્યાદશમીને દિવસે દેવીનાં મંદિરોની સ્થિતિ જોઈને કોનું દિલ દુઃખી થયા વિના રહેશે? જ્યાં જ્યાં કાળીનાં મંદિરો છે ત્યાં તે દિવસે હજારો-લાખો બકરાં અને ભેંસોની કતલ કરવામાં આવે છે અને મંદિર તથા આજુબાજુની જમીન તેના લોહીથી રંગાઈ ગઈ હોય છે. આવું કરવાથી કોઈપણ ઉદ્દેશ સિદ્ધ થવાનો નથી. ફક્ત દેવીને ખુશ કરવા માટે આ ઘનિષ્ટ અમાનવીય હત્યાકાંડ કરવામાં આવે છે, પરંતુ હત્યાકાંડ કરનાર પોતે જાણતા નથી કે દેવીનો ઇતિહાસ શું છે, તેનું મૂળ ક્યાં છે, તે કાંઈ છે કે નહિ?

એક દાર્શનિક પોતાની વાત મારી પાસે કરવા લાગ્યો. તેણે કહ્યું—"હું કલકત્તા ગયો અને જ્યારે પાછો વળ્યો ત્યારે વિચાર્યું કે કાળી દેવીના દર્શન કરી લઉં. હું કાળીના મંદિરમાં ગયો. કાળીના મંદિરનું વાયુમંડળ જોઈને મને ગ્લાનિ થઈ આવી. હું કાળી પાસે માથું ઝૂકાવવા લાગ્યો તો પૂજારી બોલ્યો—"તિલક તો લગાવો!"

મેં વિચાર્યું કે તેમાં શું વાંધો છે? અને મેં કહ્યું, ભલે તિલક કરી દો. પૂજારી લોહીથી ભરેલી આંગળીથી તિલક કરવા લાગ્યો. આ દૃશ્ય જોઈ મારો જીવ ગભરાવા લાગ્યો. મેં પૂજારીને તિલક લગાવતાં રોક્યો. તેણે કહ્યું—કાલી માતા નારાજ થઈ જશે. મેં ઉત્તર આપ્યો—હું મૃત્યુ પસંદ કરીશ, પરંતુ રક્તનું તિલક લગાડવાનું મને સ્વીકાર્ય નથી."

આ પ્રમાણે હજારો માણસો ત્યાં જાય છે અને તેમના લલાટ ઉપર નિરીહ પશુઓના રક્તનું તિલક કરવામાં આવે છે! પરંતુ આ અનિષ્ટ પ્રણાલીને નષ્ટ કરવા કોઈ કાંઈ પ્રયત્ન કરતું નથી.

હમણાં જ સમાચાર પત્રોથી જાણી શકાયું છે કે આસામમાં જે ભૂકંપ આવ્યો હતો તેથી કેટલીય નદીઓ સૂકાઈ ગઈ અને કેટલીકે પોતાનો રાહ બદલી દીધો. ત્યારબાદ પાણીનું પૂર આવ્યું. તેથી માણસોએ માની લીધું કે માતાજી નારાજ થઈ ગયા છે! તેમણે માતાને ખુશ કરવા માટે આજુબાજુના કુતરાઓ પકડીને નદીમાં ફેંકી દીધાં અને માની લીધું કે કુતરાઓના બલિથી દેવીમૈયા પ્રસન્ન થઈ જશે.

આ પ્રમાણે આપણા દેશમાં લાખો-કરોડો મનુષ્યો અંધ વિશ્વાસનો શિકાર બનેલા છે. હિંદુ બલિ ચઢાવે છે અને મુસલમાનો ગાયની કુરબાની કરે છે. આપણી માતાઓ અને બહેનોમાં જે અંધ વિશ્વાસ ઘર કરી બેઠો છે તેની કોઈ સીમા નથી. કહેવું પડશે કે અધિકાંશ દેવ-દેવી તેમના જ અંધ વિશ્વાસને લઇને ફૂલીફાલી રહ્યા છે. જો તેમના હૃદયમાંથી અંધ વિશ્વાસ નીકળી જાય તો કેટલાય દેવ-દેવીઓના સિંહાસનો આજે જ ડગમગવા લાગે. જ્યારે જૈન દર્શનનો કર્મ-સિદ્ધાંત તેમના હૃદયમાં ઉતરી જશે અને તેઓ સમ્યગ્ રીતે સમજવા લાગશે કે—

सुखस्य दुःखस्य न कोऽपि दाता,
परो ददातीति विमुञ्च शेमुषीम्।

અર્થાત્-કોઈ પણ શક્તિ આપણને સુખ કે દુ:ખ આપી શકતી નથી. આપણે જે કર્મો બાંધીને આવ્યા છીએ, તેના વિપાક (ફળ)ને કોઈ અન્યથા કરી શકતું નથી. આપણું ભલું કે બૂરું કરવું તે કેવળ આપણા જ હાથમાં છે, આપણા જ કર્મોને આધીન છે. આવી મનોવૃત્તિ જ્યારે મનુષ્યમાં જાગ્રત થશે ત્યારે દેવતાઓના સિંહાસનો ઉભા નહિ રહી શકે.

ઉત્તર પ્રદેશના મુઝફ્ફરનગર જીલ્લામાં મારૂં ચોમાસું હતું. ભાદ્રપદ મહિનાના શુક્લ પક્ષની દશમ હતી. તે દિવસે એક ગૃહસ્થે એક બાળકને કતલ કરી દીધું અને તેના રક્તથી બે બહેનોએ સ્નાન કર્યું. તેમને બાળક ન હતું અને બાળકની તીવ્ર ઇચ્છા હતી. તેમને કોઇએ બતાવ્યું કે પવિત્ર ધૂપ-દશમીના દિવસે કોઈ બાળકના લોહીથી સ્નાન કરવાથી બાળક જન્મે છે. જ્યારે આ કતલની વાત પ્રગટ થઈ ગઈ ત્યારે આ અંધ વિશ્વાસના કારણે તેને જન, ધન, વૈભવ અને પ્રતિષ્ઠા-સર્વેથી હાથ ધોવા પડ્યા. જ્યારે અંધ વિશ્વાસ અંતઃકરણ ઉપર છવાઈ જાય છે ત્યારે મનુષ્યને ક્યાંયથી પણ પ્રકાશનું કિરણ મળતું નથી, તેની વિવેક બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે, વિચાર-શક્તિ સમાપ્ત થઈ જાય છે અને તે મનુષ્ય નીચમાં નીચ કાર્ય કરવામાં પણ અચકાતો નથી.

બાળકની હત્યા કરનાર તે ગૃહસ્થ જૈન કહેવાતો હતો! તેણે જૈન ધર્મ મેળવીને પણ શું કર્યું? જૈન ધર્મનું તત્ત્વજ્ઞાન તો ડંકો વગાડીને કહે છે કે તમારા કર્મોની વિરૂદ્ધ દેવરાજ ઇન્દ્ર પણ કાંઈ કરી શકતા નથી, ત્યાં સુધી કે અરિહંત દેવ પણ કાંઈ કરી શકતા નથી, પરંતુ અંધ વિશ્વાસુને આટલો વિચાર અને વિવેક ક્યાંથી હોય? જે મનુષ્ય એક કીડી-મંકોડીની હિંસા કરવામાં પણ પાપ સમજે છે તે અંધ વિશ્વાસમાં ફસાઈ પડી, સંતાન પ્રાપ્તિના લોભમાં આવું ઘોર દુષ્કૃત્ય કરી નાખે છે!

ક્યાં તો જૈન ધર્મનો એ આદર્શ કે તું પોતે જ તારા ભવિષ્યનો

નિર્માતા છે, તારા ભવિષ્યનું નિર્માણ કરવામાં અન્ય કોઈ પણ શક્તિ હસ્તક્ષેપ કરી શકતી નથી; અને ક્યાં આજના જૈન-સમાજની હીન મનોદશા! શાસ્ત્ર ઘોષણા કરે છે કે—

अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य।
—उत्तराध्ययन सूत्र

આત્મા પોતેજ પોતાના સુખદુઃખનું સર્જન કરે છે અને પોતે જ તેનો નાશ કરી શકે છે. આત્મા પોતે જ પોતાના ભવિષ્યનું નિર્માણ કરે છે અને તેને બગાડે પણ છે. તેના ભાગ્યની ખાતાવહીના પૃષ્ઠો ઉપર કોઈ પણ વ્યક્તિ હસ્તક્ષેપ કરી શકતી નથી. આ જૈન ધર્મનો ઉચ્ચ અને ભવ્ય સંદેશ છે.

જે મહાન જૈન ધર્મનો આવો ઉચ્ચતમ આદર્શ રહ્યો હોય, આટલો ગૌરવપૂર્વક ઇતિહાસ રહ્યો હોય, તે જ જૈન ધર્મના માનનારાઓ જ્યારે અંધ વિશ્વાસમાં ફસાઈ જાય છે અને દોરા-ધાગા-તાવીજમાં વિશ્વાસ કરવા લાગે છે અને તેને માટે અહીં તહીં દોડધામ કરી મૂકે છે ત્યારે ખેદ અને વિસ્મયની સીમા રહેતી નથી.

જ્યારે આ બધી અંધ વિશ્વાસની વાતો જોઈએ છીએ અને સાંભળીએ છીએ ત્યારે વિચાર થાય છે કે આ બધું શું થઈ રહ્યું છે? જૈન-સમાજ કઈ બાજુ ચાલી રહ્યો છે? આપણા પરમપિતા ભગવાન મહાવીરના પુનિત કદમો કઈ બાજુ વળ્યા હતા અને આપણાં કદમોએ કયો રાહ પકડી લીધો છે? એમ લાગે છે પૂર્વ અને પશ્ચિમ જેટલું તેમાં અંતર આવી ગયું છે.

ભગવાન મહાવીરનો ઇતિહાસ આપણી સામે જ છે. તેમણે દીક્ષા લીધી, સંસાર છોડ્યો, મહેલો છોડ્યા, સુખ સામગ્રી અને વૈભવ છોડ્યા અને બહાર નીકળી પડયા પછી એક ક્ષણ માટે પણ તેની તરફ દૃષ્ટિ ન કરી અને પોતાનો માર્ગ નિશ્ચિત કરીને આગળ વધતા રહ્યા.

ભગવાન એક વાર જંગલમાં ધ્યાનસ્થ ઉભા હતા. એક ગોવાળ તેમની પાસે આવ્યો. તેની ગાયો ત્યાં જ આજુબાજુ ચરતી હતી અને ગોવાળને કાંઈ કામ માટે બાજુના ગામમાં જવું હતું. તેણે ભગવાનને કહ્યું—બાબાજી! મારી ગાયો અહીં ચરે છે, તેનું ધ્યાન રાખજો. હું ગામમાં જઈ હમણાં જ પાછો આવું છું.

એ મહાન્ પુરૂષ તો પોતાના આત્મામાં રમણ કરી રહ્યા હતા. તેમની સમગ્ર ચેતના અંતર્મુખી બની રહી હતી. તેથી હા કે ના કહેવાનો કોઈ પ્રશ્ન જ રહેતો ન હતો. તેઓશ્રી મૌન હતા. ગોવાળ કહીને ચાલ્યો ગયો અને જ્યારે પાછો આવ્યો તો ગાયો ચરતી ચરતી દૂર ચાલી ગઈ હતી. જ્યારે તેણે ગાયો જોઈ નહિ ત્યારે તે ભગવાનને પૂછવા લાગ્યો—"મારી ગાયો ક્યાં ગઈ? કોઈ ચોરી કરીને લઈ ગયો?"

ભગવાન તો પુનઃ મૌન જ હતા. સાધનામાં નિમગ્ન હતા. તેમને અંતર્જગતમાંથી બહિર્જગતમાં ક્યાં આવવું હતું?

એમ લાગે છે કે વર્તમાનકાળની પેઠે તે સમયમાં પણ અન્ય (જૈનેતર) સાધુઓનું જીવન સારૂં ન હતું. જેમ આજે શરીર ઉપર ભભૂતિ લગાડનાર અને માથે લાંબી લાંબી જટાઓ રાખનાર માણસો અવિશ્વાસના પાત્ર બની ગયા છે અને તેમને લઈને સાધુ માત્રને ક્યારેક અવિશ્વાસનું ભાજન બનવું પડે છે, તે પ્રમાણે તે વખતે પણ એવી જ સ્થિતિ ઉપસ્થિત થઈ હતી. જ્યારે અમુક માણસો સાધુનો વેષ પહેરી અનાચાર અને દુરાચારમાં પ્રવૃત્ત થઈ જાય છે ત્યારે ભલા સાધુઓને પણ તેના કરતૂતનું ફળ ભોગવવું પડે છે. એ રૂપે આમાં પણ અનેક ઘટનાઓનો ભોગ બનવું પડે છે. અમુક જગ્યાએ જગ્યા માટે પૂછવામાં આવે છે તો ઉત્તર મળે છે કે—અહીં જગ્યા નથી. કારણ શોધતાં જાણવા મળે છે કે એક માણસ ચોરી કરી ભાગી ગયો અને

બીજી કોઈ છોકરીને લઈને ભાગી ગયો. આવું જાણતાં વિચાર થાય છે કે એના માણસોને સાધુઓ પ્રત્યેની આસ્થા ઉઠી ગઈ હોય તો તેમાં તેમનો અપરાધ નથી. તેમની દષ્ટિમાં તે પણ સાધુ હતા અને અમે પણ સાધુ છીએ. એક ધૂર્તતાનો વ્યવહાર કર્યો તો આપણી પ્રતીતિ પણ ઉઠી ગઈ. આ તો જાતિનો દોષ છે.

તે સમયે પણ કાંઈક આવીજ સ્થિતિ હશે. તે ગોવાળિયાને ભગવાન ઉપર અવિશ્વાસ આવ્યો. તેણે વિચાર્યું—એમણે જ મારી ગાયોને ભગાડી હોય એમ લાગે છે.

ગોવાળ મહાપ્રભુને મારવા–પીટવા તૈયાર થઈ ગયો. તે પશુની પેઠે ભગવાનને મારવા લાગ્યો. પરંતુ ભગવાન દેહ સહિત હોવા છતાં પણ દેહાતીત દશાનો અનુભવ કરી રહ્યા હતા. તેમનો સમભાવ અખંડ હતો. ગંભીર, ધીર અને શાંત ભાવથી તેઓ ગોવાળનો માર સહન કરી રહ્યા હતા.

તે વખતે ઈન્દ્ર ત્યાં આવી પહોંચે છે. આગની પેઠે ક્રોધથી બળતા ઇન્દ્ર ગોવાળને મારવા માટે તૈયાર થાય છે. ત્યારે ભગવાન મૌન તોડે છે. તેઓ બોલ્યા—તેને શા માટે મારવા તૈયાર થયા છો? તે તો અજ્ઞાની છે. તેને મારવાથી સમસ્યાનો ઉકેલ આવી શકશે? જ્યારે જગતને આપણે જીવનનું સત્ય આપશું અને જનતાને વિશ્વાસ આવશે ત્યારે જ તેનો ઉકેલ આવી શકશે.

ઈન્દ્ર ચકિત બની થંભી ગયા. તેમણે કહ્યું—પ્રભો! આને તો છોડી દઉં છું, પરંતુ આપને મહાન કષ્ટો ભોગવવાના છે. જનતાની મનોવૃત્તિ ઘણી વિકટ છે. આપ ગમે ત્યાં જશો ત્યાં ઝેરનો પ્યાલો પીવા મળશે. શૂળીની ધાર મળશે, આપનું જીવન ક્ષત–વિક્ષત બની જશે. એ મારાથી સહન થશે નહિ. તેથી હું આપના શ્રીચરણોમાં રહી આપની સેવા કરીશ. આપની ઉપર જે આપત્તિઓ આવશે તેનું નિવારણ કરીશ અને આપના ગૌરવને સુરક્ષિત રાખીશ.

ભગવાને ઇન્દ્રને જે ઉત્તર આપ્યો તે માનવ-જાતિ માટે એક મહાન સંદેશ રૂપ બનીને રહ્યો છે. પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ અને હિંદી, ગુજરાતી વગેરે ભાષાઓમાં વિદ્વાનો તેનો વારંવાર ઉલ્લેખ કરે છે. ભગવાન મહાવીરે કહ્યું હતું કે—

**इंदा! न एवं भूयं, न एवं भविस्सइ,**
**न एवं भविडमरिहइ।**

ઇન્દ્ર! તમે જે કહો છો તેવું કદી બન્યું નથી અને અનંત-અનંત કાળ વીતી ગયા પછી પણ એવું બનશે નહિ અને એવું બનવું પણ ન જોઈએ અને—

**स्ववीर्येणैव गच्छन्ति जिनेन्द्राः परमं पदम्।**

તીર્થંકર દેવો સ્વ પરાક્રમથી જ પરમ પદને પ્રાપ્ત કરે છે. તેઓ કદી પણ કોઈની દયા કે સહાયતા ઉપર નિર્ભર રહેતા નથી.

કોઈ પણ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, કોઈ પણ અર્હન્ત અથવા તીર્થંકર બીજાની સહાયતા પણ લે, બીજાઓ દ્વારા પોતાના જીવનની ચારે બાજુ રક્ષાની દીવાલો પણ ઊભી કરે અને તેની વ્યવસ્થામાં રહીને જ ચાલે અને છતાં કેવળજ્ઞાન પણ પ્રાપ્ત કરી લે એવું કદી પણ બન્યું નથી, બનશે નહિ અને વર્તમાનમાં બનતું નથી. કોઈ પણ સાધક પોતાના જ પુરૂષાર્થથી, પ્રયત્નથી, પોતાની જ સાધનાથી પોતાના બંધનોને તોડે છે અને શાશ્વત સ્વાધીનતા પ્રાપ્ત કરે છે.

પરમુખાપેક્ષા કે પરાવલંબન સ્વયં એક પ્રકારનું દુઃખ છે તેનાથી અંતઃકરણમાં દીનતાનો ભાવ ઉત્પન્ન થાય છે. જેનામાં દીનતા હોય તે ઊંચો ઉઠી શકતો નથી, નીચે જ દબાયેલો રહે છે. તેની પોતાની શક્તિઓનો વિકાસ થઈ શકતો નથી. શક્તિઓના વિકાસ માટે જીવનમાં સંઘર્ષ જોઈએ, સંઘર્ષમાં અચળતા જોઈને અને તે અચળતામાં ગૌરવ અનુભવ કરવાની મનોવૃત્તિ જોઈએ.

ભગવાન કહે છે—ઇન્દ્ર ! તમે કાંઈ પણ કરી શકો તેમ નથી. હું પોતે જ કષ્ટોને ભોગવીશ. મારો વિકાસ હું સ્વયં કરીશ. મારે પરકીય સહાયતાની અપેક્ષા નથી. જ્યાં આત્મબળ પ્રત્યે શ્રદ્ધા ન હોય ત્યાં દુર્બળતા હોય છે અને જ્યાં દુર્બળતા હોય છે ત્યાં વિકાસની સંભાવના હોતી નથી.

સાડા બાર વર્ષ સુધી ભગવાન મહાવીરનું જીવન ઘોર સંકટોમાંથી પસાર થતું રહ્યું. તે જીવન દુઃખોની આગ સાથે ખેલતું રહ્યું. ભગવાન ઉપર દુઃખોના પહાડો તૂટી પડ્યા, કિન્તુ તેમના મસ્તકમાં કંપનની એક રેખા પણ આવી નહિ. દેવો અને દેવીઓ તેમને ડગાવવા આવ્યા. મનુષ્યો અને પશુઓએ પણ તેમને ત્રાસ આપ્યો. અને એવું સ્પષ્ટ દેખાઈ આવે છે કે તેમનો સંપૂર્ણ સાધના-કાળ દુઃખોની ભઠ્ઠીમાં શેકાતો રહ્યો. પરંતુ તેમનું જીવન એ આગમાં પડીને સુવર્ણની પેઠે નિર્મળ બનતું ગયું, ઉજ્જવળ અને ઉજ્જવળતર બનતું ગયું. તેમનું આત્મબળ સમૃદ્ધ બનતું ગયું.

માટે બંધુઓ જરા વિચાર કરો, ક્યાં ભગવાન મહાવીરની સમક્ષ સાક્ષાત્ દેવાધિપતિ ઇન્દ્ર પ્રત્યક્ષ સેવામાં ઉપસ્થિત થયા હતા. અને ભગવાનને સેવા સ્વીકારવાની વિનંતિ કરતા હતા છતાં ભગવાને કહ્યું હતું કે મારા જીવનનું નિર્માણ તો હું પોતે જ કરીશ, તેમાં બીજા કોઈની સહાયતાની મારે અપેક્ષા નથી; અને ક્યાં તે જ, ભગવાન મહાવીરના અનુયાયીઓનું આજનું જીવન, કે જેઓ કલ્પિત દેવ-દેવીઓની આગળ પોતાનું મસ્તક ઝુકાવતા ફરે છે ? ભગવાન મહાવીરનું જીવન આપને શું બોધપાઠ આપે છે ? એ જ કે આપણા જીવનનો વિકાસ આપણે સ્વયં કરવાનો છે.

હજારોની સંખ્યામાં આ દેવ-દેવીઓ આપણા દેશમાં છવાયેલા છે. કોણ જાણે કેટલીયે વાર તેમના મંદિરો બન્યા અને તૂટ્યા અને કોણ જાણે કેટલી મોટી ધનરાશિનો તેને માટે વ્યય થયો ! પણ

તેઓ કાંઈજ કામ આવતા નથી. ગણી શકાય નહિ એટલા પીર અને પેગમ્બરો છે. દેશ ઉપર મહાન્ સંકટો આવ્યા, માતાઓ અને બહેનોની લાજ લૂંટાણી, હજારો માનવોની કતલ થઈ, દેશનો અંગ-ભંગ થયો, પરંતુ એ દેવ-દેવીઓએ તો પાસું પણ ન બદલ્યું ! તો પછી એ બધા દેવ-દેવીઓ શા કામના છે ?

જૈન ધર્મ દેવ-દેવીઓના અસ્તિત્વનો ઈન્કાર કરતો નથી, પરંતુ સાધારણ જનતામાં જે રૂપે તેમની માનતા થાય છે અને જે રીતે તેમનામાં અંધ વિશ્વાસ પેસી ગયો છે, તેવું રૂપ ક્યાંય કોઈ શાસ્ત્રમાં નથી.

તેથી હું એ સ્પષ્ટ કહેવા ઇચ્છું છું કે આ અંધ વિશ્વાસ અસત્ય ઉપર આશ્રિત છે. આ અસત્યે જનતામાં વ્યાપક રૂપ ધારણ કરી રાખ્યું છે. અસત્ય બોલનાર કદાચિત્ સમ્યગ્ દૃષ્ટિ રહી શકે, પરંતુ અંધ વિશ્વાસુઓમાં તો સમ્યગ્ દર્શનની પણ સંભાવના નથી. સમાજના કલ્યાણ માટે આ અંધ વિશ્વાસને નષ્ટ-ભ્રષ્ટ કરવાની નિતાંત આવશ્યકતા છે. એ અંધ વિશ્વાસને દૂર કર્યા વિના કોઈ પણ માણસ સત્યની આરાધના કરી શકશે નહિ.



૧૧

# અંધ વિશ્વાસ—૨

સત્ય આપણા જીવનનું એક ઘણું જ મહત્ત્વ પૂર્ણ અંગ છે. આપણા જીવનની જે બધી સાધનાઓ છે, તે સર્વેમાં સત્યનું સામંજસ્ય હોવું નિતાંત આવશ્યક છે. સત્ય સાધનાનો પ્રાણ છે. સત્ય જે સાધનાઓમાં આકાશની પેઠે વ્યાપ્ત છે તે જ સાચી સાધના છે. જેમાં સત્યની વ્યાપ્તિ નથી, તે સાધનાઓમાં પ્રાણ નથી અને તેઓ નિષ્ફળ છે. એવી સાધનાઓ જે ઉચ્ચ ઉદ્દેશથી કરવામાં આવે છે તેને સફળ બનાવી શકતી નથી.

એક શ્રાવક સામાયિક કરે છે. જ્યારે તે સામાયિક કરે છે ત્યારે તેનું મન, વચન અને કાયા એ ત્રણે અહિંસા અને સત્યમાં રમણ કરે છે. અને જ્યાં સુધી રમણ કરે છે ત્યાં સુધી તે સામાયિક સાચી સામાયિક છે, તેથી ઉલટું, જો મન, વચન અને કાયા બીજે ક્યાંય ભટકતા હોય અને ત્રણેમાં એકરૂપતા આવી ન હોય તો સામાયિક એ સાચી સાધના નથી, સાધકને સામાયિકમાંથી જે પ્રકાશ મળવો જોઈએ તે મળશે નહિ.

તપશ્ચરણ સંબંધમાં પણ એજ વાત છે. આપણા સમાજમાં ઘણું લાંબું તપ કરવામાં આવે છે અને લાંબી સાધના કરવામાં આવે છે. કાલે એક સજ્જને પૂછ્યું હતું—પહેલાના વખતમાં તો માણસો એક અઠ્ઠમ તપ કરતા અને દેવ હાજર થઈ જતા. મનુષ્યના મનમાં એક આધ્યાત્મિક રાજ્ય સ્થિત થઈ જતું અને એક મહાન

ચિંતન ચાલ્યા કરતું હતું. ત્રણ દિવસની સાધના એટલી મહાન સાધના હતી કે ઇંદ્રનું આસન પણ ડોલાયમાન થતું, પરંતુ આજે આવડી મોટી મોટી તપસ્યાઓ થાય છે, છતાં દેવ વગેરે કોઈ આવતું નથી, કાંઈ જ થતું નથી, તેનું શું કારણ છે?

આ પૂછનાર સર્જન વૃદ્ધ હતા. મેં વિચાર્યું હતું કે તેમના મનમાં તર્ક ઊગ્યો છે અને તેમના મનમાં ગ્રંથિને ઉકેલવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. વાસ્તવમાં તેમને હક છે કે તેઓ ચિંતન કરે, વિચાર કરે અને ગ્રંથિને ઉકેલે, અને સમસ્યાનું સમાધાન કરે

મેં સહજ ભાવથી કહ્યું—તે યુગની વાતો અને આ યુગની વાતો જુદી જુદી નથી. પહેલાના યુગમાં તપસ્યાનો રંગ કાંઈક જુદો હતો. અને આજે જુદો છે, એવું કાંઈ નથી. તપસ્યા તો તપસ્યા જ છે અને દરેક જગ્યાએ અને દરેક વખતે સુંદર જ હોવી જોઈએ. સો વર્ષ પહેલા સાકરનો સ્વાદ મીઠો હતો અને આજે તે કડવી લાગે અથવા આજે મીઠી છે અને સો વર્ષ બાદ કડવી લાગશે એવું બનતું નથી. સાકર તો સાકર જ રહેવાની છે. તેની પ્રકૃતિમાં પરિવર્તન થતું નથી. જો મનુષ્યનું સ્વાસ્થ્ય બરાબર હોય તો સાકર મીઠી જ લાગશે. તેમાં અત્યારે પણ મીઠાશ છે અને ભવિષ્યમાં પણ મીઠાશ રહેશે.

તે પ્રમાણે આપણી સાધનાઓનો સ્વભાવ, સમય બદલાઈ જતાં બદલી શકતો નથી. યુગ બદલતો રહે છે, છતાં પ્રત્યેક વસ્તુનો સ્વભાવ સ્થિર જ રહે છે. આમ છે તેથી તો શાશ્વત ધર્મની કલ્પના થઈ છે. અન્યથા વિભિન્ન યુગોના તીર્થંકરો દ્વારા ઉપદિષ્ટ સાધનાઓમાં એકરૂપતાની કલ્પના જ કરી શકાય નહિ. પછી તો જેટલા તીર્થંકરો તેટલા પ્રકારની સાધનાઓ જ હોવી જોઈએ. પરંતુ એવું કદી થયું નથી, થશે પણ નહિ. માટે જ આપણે કહીએ છીએ કે આપણી આધ્યાત્મિક સાધનાઓની રૂપરેખા ભગવાન મહાવીરે બનાવી નથી.

તે તો સનાતન છે અને જ્યારે પણ કોઈ તીર્થંકર વિદ્યમાન હશે ત્યારે તેઓ તે જ સાધનાઓ બતાવી માનવ જાતિના પથ-પ્રદર્શક બનશે.

વસ્તુનો સ્વભાવ યુગની સાથે બદલતો રહેતો હોય તો હજારો વર્ષ પહેલાં લખેલા આયુર્વેદ વગેરે ગ્રંથો આ યુગમાં શું કામ આવી શકે? સમસ્ત દર્શન શાસ્ત્રો પણ આપણે માટે આજે અનુપયોગી બની જાત. દુનિયા પણ ઉલટી–સુલટી બની જાત.

સત્ય, યુગાશ્રિત હોતું નથી. દેશ અને કાળ સત્યને કદી પણ પ્રભાવિત ન કરી શકે તે તો શાશ્વત ધર્મ છે, અક્ષય છે, અનંત છે અને અપરિસીમ છે. દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ આવે છે, તે પણ સત્યનો જ પ્રભાવ છે. સત્ય હમેશાં સત્ય જ રહે છે. તેથી જે વાત આજે સત્ય છે, તે કાલે પણ સત્ય હતી અને ભવિષ્યમાં પણ સત્ય જ રહેશે.

કહેવાનું એ છે કે જો તપસ્યામાં મન, વચન અને કાયાની એકરૂપતા હોય, સચ્ચાઈ હોય તો તે પોતાનો રંગ બતાવશે જ. પ્રાચીન કાળમાં તપસ્યાનો પ્રભાવ પડતો હતો તો હવે તે પ્રભાવ ન પડે કે તેનો સ્વભાવ બદલી જાય તેનું કોઈ કારણ નથી. પરંતુ જો ક્યાંય વિકાર પેદા થઈ ગયો હોય અને મન, વચન, કાયાની એકરૂપતા સાધી શકાતી ન હોય તો તેનો અર્થ એ જ છે કે તે તપસ્યા સ્વયં સત્ય નથી અને જ્યારે તપસ્યા સત્ય રહી ન હોય ત્યારે તેની સીદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થાય?

અત્યારે તપસ્યા સંબંધમાં આપણી વિચારધારા ખોટી બની ગયેલી છે. જ્યારે કોઈ તપસ્વી તપસ્યા કરે છે અને લાંબી તપસ્યા સુધી પહોંચે છે તો તેનામાં કાંઈક ક્રોધ અને ચિડિયાપણું આવવા માંડે છે. તપસ્યા સાથે આવેશ પણ વધવા લાગે છે. જ્યારે આવું બને છે ત્યારે પછી ભલે તે ગૃહસ્થ હોય કે સાધુ, પરંતુ માણસો એવું

સમાધાન કરી લે છે કે-ભાઈ! તપસ્વી છે. તપસ્યા કરવાથી ક્રોધ તો આવે જ ને! આવેશ આવે ને! લાંબી તપસ્યા છે. તપસ્યામાં ક્રોધ આવ્યા વિના રહે ખરો?

જ્યારે ક્રોધ અને તપસ્યામાં આ પ્રમાણે સંગતિ મેળવવામાં આવે છે ત્યારે મને વિચાર થાય છે કે આ માણસો શું બોલે છે? તેઓ કેમ આવી વાતો કરે છે? શું તપસ્વીએ ક્રોધી બનવું તે અનિવાર્ય છે? જેમ જેમ તપસ્યા વધતી જશે તેમ તેમ શું ક્રોધ પણ વધતો જશે? આપણા શાસ્ત્રો અને આચાર્યો તો એવું કહેતા નથી. એટલું જ નહિ, તેમણે તો તેથી ઉલટું કહ્યું છે. તેઓ કહે છે કે—

कषाय-विषयाहार-त्यागो यत्र विधीयते।
उपवासः स विज्ञेयः शेषं लङ्घनकं विदुः॥

કષાયોનો, ઇન્દ્રિયોના ભોગોનો અને આહારનો જ્યાં ત્યાગ કરવામાં આવે, તે જ સાચો ઉપવાસ છે. જો કષાય-વિષયનો ત્યાગ કરવામાં ન આવે અને કેવળ ખાવા-પીવાનો જ ત્યાગ કરવામાં આવે તો તેને લાંઘણ કહી શકાય, ઉપવાસ કહી શકાય નહિ.

ધ્યાન રાખવા જેવી વાત એ છે કે અહીં સૌથી પહેલું કષાયનો ત્યાગ કરવાનું બતાવ્યું છે. અને કષાયોમાંથી સૌથી પહેલો ક્રમ ક્રોધનો આવે છે. તેનો અર્થ એ થયો કે ક્રોધનો ત્યાગ કર્યા વિના ઉપવાસ ઉપવાસ જ કહેવાતો નથી. તો પછી ક્રોધને તપસ્યાનું અનિવાર્ય અંગ માની લેવું તે ભ્રાંતિ નહિ તો બીજું શું?

ક્રોધ જો તપસ્યાનું આવશ્યક અંગ હોય કે પરિણામ હોય તો ભગવાન મહાવીરની સાધનામાં તેમને ક્રોધ કેમ ન આવ્યો? તેમને આવેશ કેમ આવ્યો નહિ? ભગવાને જે સાધના-ક્ષેત્રમાં પગલાં મૂક્યા તેની ચરમ સીમા સાધુ પહોંચ્યા; તપસ્યાના માર્ગમાં આગળ વધ્યા તો ૭ મહિના સુધી નિરાહાર રહ્યા. તેમણે દેવ-દેવીઓ

અને મનુષ્યોના ઉપસર્ગો સહન કર્યા, પરંતુ એટએટલા ભયંકર ઉપસર્ગો સહન કરવા છતાં પણ આપણને તેમના જીવનમાંથી જાણવાનું એ મળે છે કે તેમની દયા અને પ્રેમનો અગાધ સમુદ્ર ઉછાળા મારતો હતો. તેમણે ક્યાંય લેશ માત્ર પણ ક્રોધ કે આવેશને અવકાશ આપ્યો નથી. જો તપસ્યા સાથે ક્રોધ કે આવેશને જરૂરી ગણવામાં આવતાં હોય તો તે દરેક જગ્યાએ જરૂરી ગણાય, હમણાં પણ અને પહેલાં પણ. જ્યારે ભગવાનના જીવનમાં આપણે એવું જોતાં નથી તો આપણે માનવું જ જોઈએ કે તપસ્યામાં ક્રોધ કે આવેશ આવવા જ ન જોઈએ.

તપનું અને ક્રોધ કે આવેશનું સાહચર્ય માની લેવું તે આપણો ભ્રમ છે. એક પ્રકારનું અસત્ય છે જ્યાં સુધી આપણી સાધનામાં એકરૂપતા આવતી નથી અને તેમાં આપણે ઊંડી ડૂબકી મારી શકતા નથી ત્યાં સુધી જ ક્રોધ અને આવેશ રહે છે. તેથી હું કહું છું કે આ ધારણાના મૂળમાં જ ભૂલ છે અને જ્યાં સુધી તે ભૂલને સુધારવામાં નહિ આવે ત્યાં સુધી જીવનનો વાસ્તવિક વિકાસ થઈ શકવાનો જ નથી. તપસ્યામાં જ્યારે સત્યનો સમન્વય થશે ત્યારે જ તેમાં બળ અને શક્તિનો સંચાર થશે.

આ પ્રમાણે આપણા જીવનની બીજી સાધનાઓમાં પણ સત્યને શોધવું જોઈએ. સાધના ભલે સાધુની હોય કે પછી ગૃહસ્થની હોય, પરંતુ તેમાં સત્યનો પ્રાણ પૂર્યા વિના તે નિર્જીવ જ રહેશે. સાધકે એ વિચાર કરવો જોઈએ કે તે બહારથી આગળ વધતો હોય તો પછી અંદરથી શા માટે પાછળ રહે છે? બહારથી જેટલો આગળ વધે તેટલો જ અંદરથી શા માટે આગળ વધી શકયો નથી?

સાધારણ રીતે એવું જોવામાં આવે છે કે સાધક બહારના વાતાવરણમાં તો આગળ વધી જાય છે, પરંતુ અંદરની જીંદગીને તે તરફ વાળવામાં મનને તે બાજુ ચલાવવામાં અસમર્થ નીવડે છે, ત્યારે જ પ્રતીત થાય છે કે સાધકની સાધનાનું ઊંડાણ ક્યાં સુધી છે?

સાધુ-જીવનની વાત લઈએ. એક સાધુ સાધનાના પથ ઉપર ચાલતો દેખાય છે અને પોતાના જીવનમાં ૫૦-૬૦ વર્ષ તે પથ ઉપર ચાલતો રહે છે, પરંતુ જીવનની અંતિમ ક્ષણોમાં જ્યારે તે મૃત્યુથી ડરે છે અને ખાવા-પીવાના લોભને પણ છોડી શકતો નથી તો પછી એટલા વર્ષનું તેનું સાધના-જીવન ક્યાં ગયું? તે જીવને અંદરમાં વિકાસ કર્યો કે બહારથી જ વિકાસ સાધ્યો?

જીવન જ્યારે બહિર્મુખ બનીને ચાલે છે અને અંતર્મુખ બનતું નથી, અંદરમાં પ્રકાશ આવતો નથી ત્યારે તે ખીલી શકતું નથી. બાહ્ય સાધનાની સાથે અંદર પ્રકાશ આવવો જ જોઈએ, સંકટના સમયમાં પણ મુખ ઉપરનું હાસ્ય ખીલવું જ જોઇએ. ગમે તેવું દ્વંદ્વ હોય, પરંતુ આવેશ આવવો જોઇએ નહિ. સાધકનું બહિરંગ અને અંતરંગ એકાકાર બની જવું જોઇએ. દરેક જગ્યાએ તે જીવનને સમભાવમાં સ્થિર રાખી શકે તો સમજવું કે તેને જીવનની મધુરતા પ્રાપ્ત થઈ છે.

જીવનમાં સાથીઓ સાથે પણ રહેવાનું હોય છે, પાડોશીઓ પણ મળે છે અને જીવનનું દ્વંદ્વ પણ ચાલતું જ રહે છે. શું તે બધાને આપણે દૂર કરી શકશું? દૂર કરવાનું વિધાન તો છે. પરંતુ જલદીથી દૂર કરી શકાતા નથી. તેથી તે બધાની સાથે સમભાવથી રહેવાનું છે. તે સર્વના નિમિત્તથી અંદર સમભાવ ઉત્પન્ન કરવાનો છે.

એક વૈષ્ણવ સંતની વાત આવે છે. એક સંત અને તેમની પત્ની બન્ને જુદા જુદા માર્ગે ચાલતા હતા. પત્ની અત્યંત ક્રોધશીલ હતી અને વાતવાતમાં ઝગડતી. પતિ ઘણા જ શાંત પ્રકૃતિના હતા. આ સંત તે ભક્ત તુકારામ.

તેમના ઘરની વાત બહાર ફેલાઈ ગઈ. માણસો સંત તુકારામને પૂછવા લાગ્યા-તમારા ઘરમાં આ શું થઇ રહ્યું છે? -

સંત તુકારામ ઉત્તર આપતા—પ્રભુનું વરદાન મળ્યું છે, પ્રભુની અપાર કૃપા થઈ છે કે અમારા ઘરમાં મેળ વિનાના માણસો ભેળા થઈ ગયા છે. હું એક બાજુ ચાલું છું, મારા પત્ની બીજી બાજુ ચાલે છે અને બાળક વળી ત્રીજા માર્ગે ચાલે છે.

માણસો આ ઉત્તરથી આશ્ચર્ય પામીને પૂછતા—આને તમે ભગવાનની અપાર કૃપા કેમ માનો છો?

સંત ઉત્તર આપતા—ઘરની આ પરિસ્થિતિમાં મને મારી પરીક્ષા કરવાનો અને મને પોતાને બરાબર ઓળખવાનો અમૂલ્ય અવસર મળ્યો છે. ઘરની બહાર કોઈ મેળ વિનાના માણસો મળત તો વર્ષમાં બે-ચાર વાર જ તેમની સાથે મેળાપ થાત અને બે-ચાર વાર જ મારી પરીક્ષા થાત, પરંતુ જ્યારે ઘરમાં જ એ પરિસ્થિતિ છે ત્યારે મારે ડગલે ને પગલે પરીક્ષા આપવી પડે છે અને વિચાર કરવો પડે છે કે હું ક્યાં છું? મેં જીવનમાં કોઈ તૈયારી કરી છે કે નહિ?

એક વાર સંત તુકારામ ક્યાંય બહાર ગયા હતા. કોઈ ખેડુતે તેને શેરડીનો એક સાંઠો આપ્યો. બાળ-બચ્ચાવાળા ઘરમાં એક સાંઠો પૂરો ન હતો, વધારે સાંઠાની જરૂરિયાત હતી.

તેઓ શેરડીનો એક સાંઠો લઈ ઘેર ગયા અને પત્નીને કહ્યું, લ્યો, શેરડીનો સાંઠો લાવ્યો છું.

તેમની પત્ની ક્રોધથી બોલી ઊઠી—વાહ! બહુ મોટી કમાણી કરીને આવ્યા છો! જાણે હીરાનો હાર અમારે માટે લાવ્યા છો! સવારે ઘેરથી નીકળ્યા છો અને બપોર પૂરી થઈ. તમને બીજું કાંઈ તો મળ્યું નહિ. એક શેરડીનો સાંઠો લઈ આવ્યા!

સંતે શાંત ભાવથી કહ્યું—કોઈએ આપ્યો તો લઈ લીધો. કાંઈક તો મળ્યું છે ને? આ સાંઠો ઘણો મીઠો છે.

પત્નીએ ગુસ્સે થઈ સાંઠો લઈ લીધો અને તેના વાંસામાં ઝીંક્યો. શેરડીના ત્રણ ટુકડા થઈ ગયા.

ત્રણ ટુકડા જોઈ તુકારામે કહ્યું—હવે બરાબર થયું. શેરડીના ટુકડા બરાબર વહેંચી શકાશે. આ તો એની મેળે ત્રણ ટુકડા થઈ ગયા, નહિ તો આપણે કરવા પડત. એક તમારો, એક મારો અને એક બાળકનો.

આ છે સમભાવ અને આને જ કહેવાય "મનમાં ડૂબકી લગાવવી." જીવન જ્યારે અંદર વિકસિત થાય છે ત્યારે બાહ્ય પ્રકૃતિ ઉપર તેનો પ્રભાવ પડ્યા વિના રહેતો નથી. સંતના જીવનના અંતસ્તલમાં સમભાવના જે તરંગો ઊઠતા હતા તેમાં અંતે તેની પત્ની તણાઈ ગઈ અને તેમના વિચારોમાં ઢળાઈ ગઈ. જે સંઘર્ષ ઉગ્ર રૂપે ચાલી રહ્યો હતો તે મધુરતામાં ફેરવાઈ ગયો.

તો કહેવાનું એ છે કે જે મન, વાણી અને આચરણમાં સાચો હોય છે તેના જીવનની કળા આવી સુંદર જ હોય છે અને તે હંમેશાં જીવનમાં ઊર્ધ્વ ગતિ કરે છે. પરંતુ જેઓ સાધના-જીવનના ૫૦-૬૦ વર્ષ વીતાવી દે છે છતાં નાની નાની બાબતોમાં છળ, કપટ, વગેરેની વૃત્તિ ચાલુ રહે છે અને અન્યની પ્રગતિ જોઈને ઈર્ષ્યાની આગમાં બળ્યા કરે છે અને બીજાઓને પોતાની ચાલાકીથી દુનિયાની દૃષ્ટિમાં નીચા દેખાડવાનો પ્રયત્ન કરે છે તેમના જીવનમાં મધુરતા ક્યાંથી આવી શકે?

હે સાધક! તેં તારું જીવન પચાસ વર્ષ તો બાહ્ય કષ્ટો સહન કરીને વીતાવ્યું, પરંતુ અંતરંગમાં દમન થયું નહિ. ત્યારે જ તો તું પચાસ વર્ષના સાધના-જીવન પછી પણ સર્પની પેઠે ઝેર બહાર કાઢે છે, ફુંફાડા મારે છે અને જીવનની દુર્ગંધ ફેલાવે છે ને?

હે સાધક! જો તારી આવી સ્થિતિ હોય તો તું એમ વિચાર કર કે તારા આંતરિક જીવનનો મેલ હજુ તજિયે ઍંઠો નથી

અને જ્યાં સુધી તે મેલ તળિયે નહિ બેસે ત્યાં સુધી તારા જીવનમાં સત્ય આવી શકવાનું જ નથી.

સત્યની ઉપલબ્ધિ માટે વહેમનો ત્યાગ કરવાની આવશ્યકતા છે. દુર્ભાગ્યવશ સાધુઓ તેમ જ શ્રાવકોમાં વહેમ ઘર કરી ગયેલો છે. સાધુઓમાં એક વહેમ એ છે કે અમે મુનિ–દીક્ષા લઈ લીધી છે એટલે કાર્ય પૂરું થઈ ગયું છે. માથું મુંડાવ્યું અને સિદ્ધિ પ્રાપ્ત થઈ. દીક્ષા લીધા પછી વિકાસ માટે કોઈ અવકાશ રહેતો નથી, તેમ જ કોઈ આવશ્યકતા પણ રહેતી નથી! અપ્પાણં વોસિરામિ! કહેતાં જ સાધુતા આવી જાય છે. આ એક મહા અનર્થકારી ભ્રમ છે.

દીક્ષાનો અર્થ પ્રતિજ્ઞા લેવી એ છે. એક માણસ સેનામાં સૈનિક તરીકે દાખલ થાય છે, તેથી તે સૈનિક તો ભલે કહેવાય, પરંતુ તે સાચો સૈનિક બન્યો છે કે નહિ તેની પરીક્ષા તો સમરાંગણમાં જ થાય છે. જો તે લડવૈયો સૈનિક શરીરના ટુકડે ટુકડા થઈ જવા છતાં પણ મોરચો છોડે નહિ, પાછો હઠે નહિ, તો તે પરીક્ષા પૂર્ણ થઈ ગણાય. તે સાચો સૈનિક કહેવાય.

તે પ્રમાણે કોઈએ શ્રાવક કે સાધુતાવ્રત અંગીકાર કરી લીધા તેથી શું વળ્યું? એ તો માત્ર પ્રતિજ્ઞા છે. ત્યાર પછી જ્યારે વિચારો સાથે સંઘર્ષ કરીને તે આગળ વધે છે ત્યારે જ જાણી શકાય છે કે તે હારે છે કે જીતે છે, આગળ વધે છે કે પાછો હઠે છે? જ્યારે આપણે આનો વિચાર કરીએ છીએ તો જાણી શકાય છે કે જીવનનો આદર્શ શું છે? તે આદર્શની પ્રાપ્તિ માટે નિરંતર આગળ વધતા જવામાં જ સાચી સાધુતા છે. અહીં સાધુતાની પરીક્ષા થાય છે, જે આ પરીક્ષામાં સફળ થાય છે તે સાચો સાધુ છે.

સત્યની પ્રાપ્તિ માટે દરેક જાતના વહેમોનો પરિત્યાગ કરવો અત્યાવશ્યક છે. અને વહેમનો ત્યાગ કરવા માટે તેના કારણોને શોધી કાઢવા અને તપાસી જવાની જરૂર છે. અંતે આ વહેમ કઈ બલા

છે? જીવનની કઈ દુર્બળતાએ તેને જન્મ આપ્યો છે? આ શોધી કાઢવું પડશે.

વિચાર કરવાથી જ્ઞાત થશે કે વહેમનું મુખ્ય કારણ ભય અને લાલચ છે. સાધનાના સંબંધમાં કે જીવન-વ્યવહાર સંબંધમાં જે કાંઈ વહેમ હોય છે તેનો મૂળ સ્રોત આ જ છે. જ્યારે મનુષ્ય ભયભીત બની જાય છે ત્યારે કોઈ કલ્પના કરી લે છે અને તે કલ્પના લોકમાં લાંબે સુધી વિહરે છે અને સત્યનો ઈન્કાર કરે છે. તે પ્રમાણે જ્યારે યશ અને પ્રતિષ્ઠાનો લોભ આવે છે અને તે લોભ માનવ-જીવનને ચારે બાજુથી ઘેરી લે છે ત્યારે એમ લાગે છે કે તે માનવનું જીવન જોકે ચાલી રહ્યું છે પરંતુ ઘાંચીના બળદની પેઠે. ઘાંચીનો બળદ સવારથી સાંજ સુધી ચાલે છે ત્યારે તેનું દરેક હાડકું દુ:ખવા લાગે છે અને તેને લાગે છે કે જાણે ૧૫-૨૦ માઈલ ચાલ્યો હોઉં. પરંતુ જ્યારે આંખે બાંધેલી પટ્ટી ખોલી નાખવામાં આવે છે ત્યારે તે ૧૫-૨૦ માઈલ ઘરમાં જ દેખાય છે.

સત્ય વિના સાધકની આવી જ સ્થિતિ થાય છે. તે ૫૦ થી ૬૦ વર્ષ સુધી ચાલતો રહે છે પરંતુ જ્યારે આંખ ઉપરનો પાટો ખૂલે છે અને અજ્ઞાનનો પડદો હટી જાય છે ત્યારે જાણી શકે છે કે મેં તો કાંઈ પણ પ્રગતિ કરી જ નથી અને હું તો જ્યાં હતો ત્યાં જ ઊભો છું.

આ પ્રમાણે માત્ર થોડીક વ્યક્તિઓનું જ નહિ, પરંતુ સમસ્ત સમાજનું જીવન ઘાંચીના બળદની પેઠે ચાલી રહ્યું છે અને અંધકારથી ઘેરાયેલું છે. જીવનમાં સત્યતાને ઉતારવાનો કાંઈ પણ પ્રયત્ન કરવામાં આવતો નથી.

આપણા સમાજમાં અંધ વિશ્વાસ ક્યાં સુધી ઘર કરી બેઠો છે! નાનું બાળક બહાર રમવા ગયું હોય અને ગરમીને લઈને

તાવ આવી જાય અને મગજમાં ગરમી ચઢી જાય તો બકવા લાગે તો બસ, ઘરના માણસોને વહેમ ઘેરી લે છે. તે બાળકના મગજની ગરમી ઓછી કરવાનો તો પ્રયાસ પણ કરવામાં આવતો નથી કે તાવ ઉતારવાની દવા પણ આપવામાં આવતી નથી, પરંતુ વહેમમાં કસાઈ કહેવા લાગે છે કે છોકરો ફલાણાને ઘેર ગયો હતો ત્યાં તે બાઈની નજર લાગી ગઈ. તે તો છે જ ડાકણ જેવી. આ પ્રમાણે અંધ વિશ્વાસમાં અન્ય માટે ઘૃણા અને તિરસ્કારની ગાંઠ બાંધી લે છે અને નવું પાપ ઉભું કરે છે.

વિચારવાન માણસોની સામે એક સમસ્યા ઉપસ્થિત થાય છે કે કોઈના બાળકને હેત કરવું કે નહિ? તેના વખાણ કરવા કે નહિ? જો તેની નિંદા કરવામાં આવે તો પણ માબાપ લડવા તૈયાર થઈ જશે કે અમારા બાળકને ખરાબ કેમ કહ્યો? અમારો છોકરો કાંઈ તમને ભારે પડે છે? બાળક પ્રત્યે પણ ઈર્ષાભાવ રાખો છો? અમારા બાળકનો તિરસ્કાર કરો છો? તમે તો કેવા માણસ છો? બોલો, હવે કોઈના બાળકની નિંદા થઈ શકે?

અને જો કોઈના બાળકને સ્વચ્છ અને હોશિયાર જોઈ વખાણ કરવામાં આવે કે છોકરો કેટલો બધો સાફ રહે છે, કેવો હોશિયાર છે, કેવો ભલો દેખાય છે, કેવો ખુબસુરત છે વગેરે, તો પણ અંધ વિશ્વાસુ માણસોથી સહન નહિ થઈ શકે. બાળકની પ્રશંસા કરવાથી તેને નજર લાગી જાય એવું તેઓ સમજી બેઠેલા હોય છે હવે આનો ઉપાય પણ શું કરવો? નિંદા કરવામાં પણ મુશ્કેલી અને પ્રશંસા કરવામાં પણ મુશ્કેલી! આ છે વહેમની દુનિયા.

આ બધા વહેમો શા માટે હોવા જોઈએ? જૈન ધર્મને સમજનાર અને તેનું પાલન કરનાર અને જૈન કહેવડાવનાર આવા વહેમો રાખે ખરા? જો જીવનમાં બળ અને શક્તિનો સ્રોત વહેતો હોય તો મનુષ્યની આંખો તો શું, રાક્ષસોની આંખો પણ ધૂરકી કરશે ને

તો પણ તમારા બાળકને કાંઈ થવાનું નથી. બધા દેવતાઓ મળીને તમારું કાંઈ બગાડી શકવાના નથી. સત્યમય જીવન તો યમરાજની આંખો સામે પણ પડકાર કરે છે.

ઉપનિષદ્‌માં એક વાત આવે છે. એક બાળકનો યમરાજ સાથે ભેટો થઈ ગયો. તે યમરાજના દરવાજા ઉપર પહોંચી ગયો અને જ્યારે યમરાજ સામે આવ્યા ત્યારે તે છોકરો ખડખડાટ હસવા લાગ્યો અને કહેવા લાગ્યો—'મને ખોળામાં લઈ લો.'

છોકરાને હસતો જોઈ યમરાજની ક્રૂરતા અને નિર્દયતા કોણ જાણે ક્યાંય ગેબ થઈ ગઈ. તેણે બાળકને હાથમાં ઉપાડી લીધો અને કહેવા લાગ્યો—"વત્સ! કોઈ બ્રહ્મને જાણનાર જ્ઞાનીનું મુખ જેવું ચમકે તેવું તારું મુખ ચમકે છે."

માટે મૃત્યુ સામે આવે તો પણ શું થયું? જો તમે રડી પડશો તો સંસાર તમને રોવડાવશે. જો તમારામાં ભય હશે તો તમને સંસાર ભયભીત કરશે. અને તમારા રોવામાં આનંદ માનશે. પરંતુ જો તમારામાં આત્મબળ હશે, શક્તિ હશે, સત્યતા હશે તો તમે સાક્ષાત મૃત્યુ પાસે પણ ચમકી શકશો અને ઘોર આપત્તિ આવે તો પણ આત્માનંદમાં મસ્ત રહી તેને પાર કરી શકશો. જો તમારામાં દૃઢતા હશે તો તમને સંસારની કોઈપણ શક્તિ ગમે તે રીતે ઢાળવા સમર્થ નથી.

કોઈ સ્ત્રી કે પુરુષની નજર લાગી ગઈ કે અમુક માણસની દૃષ્ટિ ખરાબ છે. આ બધા વહેમ શાં?

મેં પહેલાં વાંચેલું હતું કે એક છોકરો અમુક શેરીમાં ગયો અને સંયોગવશાત્ તેને તાવ ચઢ્યો. બસ, માણસોએ નક્કી કરી લીધું કે તે શેરીમાં અમુક સ્ત્રી ડાકણ છે અને તેની જ બાળક ઉપર નજર પડી છે. તે સ્ત્રીને માણસોએ પહેલેથી જ બદનામ કરી નાખી હતી. તેઓ તે સ્ત્રીને પકડી લાવ્યા અને કહ્યું—આને ચૂસ. તું ડાકણ છે.

સ્ત્રીએ કહ્યું—હે પ્રભુ! હું કાંઈ જાણતી પણ નથી. હું તમારા બાળકનું અમંગળ શા માટે કરું? મને કાંઈ ખબર નથી.

પરંતુ ભેગા થયેલા માણસોએ તેની વાત જ સાંભળી નહિ અને તેને એટલો બધો માર માર્યો કે બિચારી તે સ્ત્રી ઘેર પહોંચતા પહેલાં જ મૃત્યુ પામી ગઈ. છતાં તે અંધ-વિશ્વાસુ માણસોનો વહેમ નીકળ્યો જ નહિ. તેઓ તો એમ જ સમજતા રહ્યા કે છોકરાના તાવનું કારણ તે સ્ત્રી જ છે.

કેટલીક વાર સાધુ પણ આવા વહેમોમાં પડી જાય છે. એક વાર હું વિહાર કરવા તૈયાર થયો ત્યાં શ્રાવકોને ખબર પડતાં તેમણે મને ઘેરી લીધો અને કહ્યું, મહારાજ! જવા નહિ દઈએ. મેં કહ્યું—ભાઈઓ! આગળ મારે આવશ્યક કાર્ય કરવાનું છે, તેથી રોકાઈ શકું તેમ નથી. હું તો જવા જ પ્રસ્તુત છું તે વખતે કોઈના મોઢામાંથી શબ્દો નીકળી પડ્યા—મહારાજ! સારું થવાનું નથી.

આ શબ્દો સાંભળી અમારા એક સાથી સાધુને આવેશ આવી ગયો. તેમણે કહ્યું—તમે તો અપશુકન કરો છો. અમે વિહાર કરીએ અને તમારા મોઢામાંથી અપશુકનવાળી ભાષા નીકળે છે!

ત્યારે મેં કહ્યું—હા, આ ભાઈશ્રી હવે ભગવાન બની ગયા છે, દેવ બની ગયા છે અને તેમની ભવિષ્યવાણી નીકળી ચૂકી છે કે સારું થવાનું નથી. આનું તાત્પર્ય એ છે કે તમને તમારા ઉપર વિશ્વાસ નથી. તેમણે એવું કહ્યું તેમાં તમને હાનિ શું થઈ ગઈ? કોઈ આગ્રહ કરે તો એમાં હાનિ શાની?

એક વાર મેં દિલ્હીથી બ્યાવર તરફ વિહાર કર્યો. હું મુહૂર્ત-મુહૂર્ત કાંઈ જોતો નથી. એ વહેમને દૂર કરી દીધેલો છે. જે દિવસે મેં વિહાર કર્યો તે દિવસે દિશાશૂળ હતું અને એ હું જાણતો ન હતો. જ્યારે શ્રાવકો આવ્યા ત્યારે તેમનામાંથી એકે કહ્યું—આપે મુહૂર્ત તો જોયું નથી. માર્ગમાં ગડબડ થશે, સારું નહિ થાય

મેં તેમને કહ્યું—જો કર્મોમાં દિશાશૂળ હશે તો કોઇ રોકી શકવા સમર્થ નથી અને જો કર્મોમાં દિશાશૂળ નહિ હોય તો કોઈ દુઃખ દેનાર નથી. હું તો કર્મોના સિદ્ધાંત ઉપર અટલ આસ્થા રાખું છું.

તે ભાઈની વાતની મારા ઉપર જરા પણ અસર ન થઈ. મેં તો વિહાર કરી જ દીધો અને બરાબર ગંતવ્ય સ્થાને પહોંચી ગયો.

યાત્રામાં કે અન્ય કામોમાં ક્યાંયને ક્યાંય ગડબડ થઈ પણ જાય. એ તો જીવનની ગડબડ છે. દિશાશૂળ સાથે તેનો સંબંધ જોડી દેવો તે વહેમનું જ પરિણામ છે માર્ગમાં કાંટો લાગ્યો તો દિશાશૂળ હતું! ક્યાંય સત્કાર ન થયો તો પણ દિશાશૂળ હતું! ક્યાંય આહારપાણીનો યોગ ન મળ્યો તો પણ તેને માટે જવાબદાર દિશાશૂળ! આ પ્રમાણે કાર્ય-કારણ ભાવની કલ્પના કરી લેવી તે વહેમ સિવાય બીજું કશું નથી. સમજી લો કે જેમના મનમાં આવા વહેમો અને ભ્રમ પેદા થઈ ગયેલાં છે તેઓ કર્મ સિદ્ધાંતના મહત્ત્વને સમજ્યા જ નથી. એક આચાર્યે કહ્યું છે કે:—

**वने रणे शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा।**
**सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षन्ति पुण्यानि पुराकृतानि।**

તું વનમાં હોય તો પણ શું, અને યુદ્ધના મેદાનમાં હોય તો પણ શું? મહા સમુદ્રને પાર કરવાનો હોય તો પણ શું અને દાવાનળ પ્રજ્વી રહ્યો હોય તો પણ શું? હું સૂતેલો હો તો પણ શું અને ન હોય તો પણ શું? કોઈ પહેરેદાર હોય તો પણ શું અને ન હોય તો પણ શું? જો તારું પુણ્ય તારો પહેરો ભરતું હશે અને ભાગ્ય તને સાથ આપતું હશે, તો તારો વાળ પણ વાંકો થવાનો નથી. પરંતુ જો ભાગ્ય જ રૂઠી ગયું હશે અને જીવનમાં કોઈ ભૂલ થઈ જશે, તો સમસ્ત દુનિયાનું સંરક્ષણ એક બાજુ પડયું રહેશે અને મૃત્યુ તેને ઘસડી જશે.

સિદ્ધાંતનો આ અચળ નિર્ણય છતાં પણ દુર્ભાગ્યવશ ભારતમાં વહેમ ભરાઈ ગયો છે અને માણસો ભયમાં રહ્યા કરે છે. તેઓ

સેંકડો આશીર્વાદો સાથે લઈને ઘેરથી નીકળે છે. કુમારિકાને પહેલેથી જ સૂચના આપી દેવામાં આવે છે કે તે પાણીનું બેડું ભરીને સામી મળે, આગળ ચાલતા કદાચિત્ ખાલી ઘડો મળી જાય તો ખાલી હાથે પાછું આવવું પડશે એવા વિકલ્પો મનમાં ઉઠે છે.

પ્રત્યેક કાર્યની સફળતા માટે દ્રઢ મનોબળ જોઈએ. મનુષ્યના પ્રયત્નની અપેક્ષાએ મનોબળ અધિક પ્રભાવજનક હોય છે. તેથી જે માણસ ખાલી પાછા આવવાની મનોવૃત્તિ રાખીને આગળ વધે છે તેના મનમાં સફળતા મેળવવા માટેનો આવશ્યક સંકલ્પ જ રહેતો નથી અને તેથી તે અસફળ રહે તો આશ્ચર્ય જેવું શું છે? વાસ્તવિક રીતે તેની અસફળતાનું કારણ તેની નિર્બળ મનોવૃત્તિ જ છે, પરંતુ તે સમજે છે એવું કે ખાલી ઘડો સામે મળવાથી તે અસફળ રહ્યો. આ પ્રમાણે ખાલી ઘડો નહિ પરંતુ ખાલી ઘડાને જોવાથી ઉત્પન્ન થયેલો વહેમ અને તજ્જન્ય માનસિક દુર્બળતા જ તેને અસફળ બનાવે છે.

એક ભાઈની વાત હું જાણું છું. તેઓ નવકાર મંત્રનું સ્મરણ કરી અને વીતરાગ દેવનું ધ્યાન ધરીને પછી ચાલતા. પરંતુ સામે ઘાંચી મળી જાય તો પાછા દુકાન તરફ વળી જતા. કોઈ પૂછતું તો કહેતા કે અપશુકન થઈ ગયા. સામે ઘાંચી મળી ગયો.

આવા વિચારોનો સર્વત્ર દાયરો જામેલો છે. નવકાર-મંત્રનું સ્મરણ કરીને ચાલે પરંતુ ઘાંચીની ઠોકર લાગે તો પછી નવકાર-મંત્ર ગેબ થઈ જાય! વીતરાગ દેવનું ધ્યાન પણ કામમાં ન આવે! કપાળે તિલક કર્યા વિનાનો બ્રાહ્મણ સામો મળે તો નવકાર મંત્ર નકામો થઈ પડે! આ બધા વહેમ નહિ તો શું? આથી તો સમાજમાં ઘૃણા ફેલાઈ ગઈ છે.

અંતે મોટા શહેરમાં તો ધંધો ચલાવનાર ઘાંચી, તંબોળી કે લાકડાની ગાડીઓ સામે મળી પણ જાય. આ તો રોજની વાત રહી.

તેને અપશુકન ગણી તેનાથી બચતા રહેવાનો કોઈ નિર્ણય કરી લે તો પછી આવા વહેમોને લઈને ઘરની બહાર એક ડગલું ભરવું પણ તેને માટે મુશ્કેલ બની જશે.

તેથી હું તો આ જાતના વહેમોને અસત્ય કહું છું. આ કલ્પનાઓ અને ભાવનાઓ અસત્ય રૂપે આપણી સામે આવી છે અને વિચાર કરવાથી જાણી શકાશે કે જે રૂપે આજે તેને માનવામાં આવે છે તેમાં કાંઈ તથ્ય નથી. આ અંધ-વિશ્વાસ છે અને તે સર્વત્ર ફેલાયેલો છે.

એક બીજા વહેમની વાત કરું. પતિ પત્નીનું નામ લેતાં અચકાય છે અને પત્ની પતિનું નામ લેવામાં પાપ સમજે છે. જીવનમાં ૫૦ થી ૬૦ વર્ષો સાથે રહેવામાં વ્યતીત થઈ જાય છે, પરંતુ એકબીજાનું નામ લેવામાં ગુન્હો મનાય છે. કોઈ નામ પૂછે તો મનમાં તો નામ આવી જાય પરંતુ વાણી ઉપર ન આવી શકે તો પછી તેને મનમાં પણ કેમ પ્રવેશ કરવા દો છો ?

રામાયણ વાંચનાર જાણતા હશે કે સીતાએ કેટલી ય વાર રામ અને દશરથનું નામ લીધું હતુ, અને રામે કેટલી ય વાર સીતાના નામનું ઉચ્ચારણ કર્યું હતું. જ્યારે જટાયુને પડેલો જોયો ત્યારે રામે તેને પૂછ્યું કે તમારી આવી દશા કેમ થઈ ગઈ ? ત્યારે જટાયુએ ઉત્તર આપ્યો કે—હું વધુ કાંઈ જાણતો નથી, પરંતુ રાવણ વિમાનમાં એક સ્ત્રીને લઈ જતો હતો અને તે સ્ત્રીના મોઢામાથી રામ અને દશરથનું નામ નીકળતું હતું. તે વિલાપ કરતી હતી. તેના મોઢામાંથી રામ અને દશરથનુ નામ નીકળતું સાંભળીને મેં વિચાર્યું કે એ દશરથ રાજાના પુત્ર રામની પત્ની હોવી જોઇએ. મારામાં રાવણ સાથે લડવા જેટલી શક્તિ ન હતી છતાં પણ રહી શકાયું નહિ. હું તેમની સાથે લડ્યો અને તેણે મારી આ દશા કરી દીધી. આટલું કહી જટાયુ મરી ગયો. સૌથી પહેલાં જટાયુ દ્વારા જ રામને સમાચાર સાંપડ્યા કે રાવણ

સીતાનું અપહરણ કરીને આણ્યો ગયો હતો. તાત્પર્ય એ છે કે રામાયણના આદર્શ અનુસાર સીતા રામ કે દશરથનું નામ લેવામાં ગુન્હો સમજતી ન હતી.

કોઈ ઘેર પુત્રવધૂ પરણીને ઘેર આવી. તે વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે ભજન કરવા લાગી—

" કાલીમર્દન ! કંસ નિકંદન ! દેવકીનંદન ત્વં શરણમ્ "

કાલીનાગનું દમન કરનાર ! કંસનો સંહાર કરનાર ! હે દેવકીનંદન ! હું તમારું શરણ અંગીકાર કરું છું.

હવે વાત એમ હતી કે તે સ્ત્રીના પતિનું નામ 'દેવકીનંદન' હતું. હવે તે સ્ત્રી દેવકીનંદનનું ઉચ્ચારણ કેવી રીતે કરી શકે ? તેણે તો ભજન કરવાનું જ છોડી દીધું.

થોડા વખત પછી તેને એક છોકરી જન્મી. તેનું નામ ચંપા રાખવામાં આવ્યું. હવે તેનો ભજન કરવાનો રસ્તો સાફ થઈ ગયો. તેણે ભજન કરવાનું શરૂ કરી દીધું કેઃ—

"કાલીમર્દન ! કંસનિકંદન ! ચંપાના કાકા ત્વં શરણમ્ !"

તેણે દેવકીનંદનની જગ્યાએ ચંપાના કાકા ગોઠવી દીધું. પતિને પરમેશ્વર ગણીને તેની ભક્તિ કરવાની પરંપરા ઘણી જૂની છે, પરંતુ ઉપરોક્ત સ્ત્રીએ એ રીતે સ્મરણ કર્યું ન હતું. તે તો દેવકીનંદન શબ્દના ઉચ્ચારણમાં જ પાપ સમજતી હતી તેથી તેની જગ્યાએ ચંપાના કાકા શબ્દો ગોઠવી દીધા હતા. અંધ વિશ્વાસમાં દૂરની વાતનો વિચાર કરવાની વિવેકબુદ્ધિ ક્યાંથી હોય ? ચંપાના કાકા કાલીનાગનું મર્દન કરનાર અને કંસનો વધ કરનાર કેવી રીતે હોઈ શકે ? આ તર્કનો ઉત્તર અંધ વિશ્વાસ પાસે નથી. ત્યાં તો આવી જાતનો તર્ક જ ઉઠતો નથી, તો ઉત્તર ક્યાંથી આવે ?

એક સંત એક ઘેરથી આહાર પાણી વહોરી બહાર નીકળ્યા.

કોઇએ તેમનું નામ તે ઘરની બાઈને પૂછ્યું તો શરમાઈ ગઈ અને ચૂપ રહી. ફરીથી પૂછવાથી તેણે સંતનું નામ ન બતાવ્યું. અંતે તેણે કહ્યું કે તેમનું નામ અને અમારા વડીલનું નામ એક જ છે, તેથી હું નામ ન બતાવી શકું.

આવા વહેમો વધુ ફેલાય તો ભગવાન મહાવીરનું નામ પણ ઘણી સ્ત્રીઓ ન લઈ શકે. પરંતુ સંતોષની વાત છે કે માણસો સમજવા લાગ્યા છે અને વહેમ ઓછો થતો જાય છે

એક મુસલમાન અને એક જાટની વાત યાદ આવી ગઈ. એક વખત બન્ને જણા ક્યાંય જતા હતા. રસ્તામાં વાતચીત કરતા જાટ કહેવા લાગ્યો-રામ મોટા છે અને મુસલમાન કહેવા લાગ્યો-નહિ, અલ્લાહ મોટા છે.

બન્ને જણ ઝઘડતા ઝઘડતા એક ખાઈ પાસેથી નીકળ્યા. બન્નેએ નિશ્ચય કર્યો કે એમાંથી કોના દેવ મોટા છે તેનો અહીંજ નિર્ણય કરી લઇએ. આ ખાઈ છલાંગ મારીને જે કૂદી જાય અને લાગે પણ નહિ અને સુરક્ષિત રહે, તેના દેવ મોટા, એમ બન્નેએ નક્કી કર્યું. બન્નેએ પરમેશ્વરની પરીક્ષા કરવાની આ કસોટી સ્વીકારી લીધી.

પહેલા મુસલમાને છલાગ મારી અને તે ખાઈ બરાબર કૂદી ગયો. હવે જાટનો વારો આવ્યો. તે વિચારવા લાગ્યો કે—જો છલાગ નહિ મારૂં તો તેના અલ્લાહ મોટા થઈ જશે અને મારા ભગવાન નાના થઈ જશે. તે તો ખોટું થાય. અને જો છલાંગ મારીશ તો ખાઈમાં પડી જઇશ તો ભારે થશે! ક્યાંય હાડકું પણ તૂટી જશે અને હું ખોટો પણ પડીશ.

અંતે રામ-રામ બોલતાં તેણે છલાંગ મારી. તેણે વિચાર્યું, રામનું નામ તો સારૂં છે જ, પરંતુ સાથે અલ્લાહનું નામ પણ લઈ લઉં તો શું વાંધો છે? એવું વિચારી તેણે અલ્લાહનું નામ પણ લઈ લીધું. તેને છલાંગ મારતાં થોડું લાગી ગયું. હવે તો મુસલમાનની

જીત થઈ ગઈ. તે બોલ્યો, તારા રામ ખોટા છે.

જાટ બોલ્યો—નહિ, રામનું નામ લેવાથી તો મને લાગ્યું જ નહિ. હું તો બોલવા લાગ્યો કે અલ્લાહનું નામ શા માટે લેવું? આવું વિચારવામાં પણ અલ્લાહનું નામ આવી જતાં મને લાગ્યું છે.

ખેર! એ બંને મહા પારખનારાઓની વાત છોડી દઈએ. તમે તમારો જ વિચાર કરો. તમે તીર્થંકર ભગવાનનું શરણુ લો છો અને તમે જાણો છો કે ઇન્દ્ર પણ તેમના ગુલામ છે અને તેમના ચરણોની ધૂળ મસ્તકે ચઢાવવા તૈયાર છે, છતાં કયાંય બહાર જતાં હજારો દેવ-દેવીઓની માનતા માનો છો, દહીં અને ગોળ ખાઈને નીકળો છો, કાળી અને ભવાનીનું સ્મરણ કરો છો, જાણે પાછા આવશો કે નહિ એવી શંકાથી કોણ જાણે કયા કયા દેવોની આરાધના કરો છો! જ્યારે ચાલી નીકળ્યા ત્યારે રસ્તામાં પણ ડરતા ડરતા ચાલો છો કે કયાંય અપશુકન ન થઈ જાય! તો અંતે આ બધાનું કારણ શું?

આપણી જાતિ અને સમાજની આ જ સ્થિતિ છે, જીવન ચારે બાજુથી ભયથી આક્રાંત થઈ ગયું છે સેંકડો જાતના વહેમો ઘર કરી બેઠેલાં છે. કહેવાય છે કે અમરવેલ જે વૃક્ષ ઉપર છાઈ જાય છે, તે વિકસી શકતું નથી અને થોડા સમય પછી સૂકાઈને ઉખડી જાય છે. આપણા સમાજના જીવન ઉપર પણ વહેમોની અમરવેલ છાઈ ગઈ છે. અને તેથી જીવન વિકસી શકતું નથી, નિઃસત્ત્વ બની ગયું છે. આપણું જીવન સત્ય પ્રત્યે પ્રગાઢ આસ્થાથી પરિપૂર્ણ હોય તો વહેમોને કયાંય સ્થાન મળી શકે નહિ. સત્યનો પ્રકાશમય સૂર્ય જ્યાં ચમકે છે ત્યાં વહેમ અને અંધ-વિશ્વાસ ટકી શકતાં નથી.

સત્યનો દિવ્ય પ્રકાશ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આગળ વધવા માટે પ્રેરણા આપે છે, જીવનમાં શક્તિનો અખંડ સ્રોત વહાવે છે, પરંતુ આપણે એ સત્યને ભૂલી ગયા છીએ. માટે જ સર્વત્ર માથું રગડવા

ભટકીએ છીએ અને દબાયેલા રહીએ છીએ.

તિલક લગાવીને નીકળનાર અને પાણી ભરીને આવતી સૌભાગ્યવતી સ્ત્રીના શુકન જોઈ નીકળનાર શું કદી ભગ્ન મનોરથ થતો નથી? અનિષ્ટ થવાનું હોય છે ત્યારે હજાર શુભ શુકન પણ તેને રોકી શકતા નથી. કહેવાનું એ છે કે આ બધી વાતો જૈન ધર્મને અનુરૂપ નથી અને જે મહાન સત્ય ભગવાન મહાવીરે આપણી સામે ઉપસ્થિત કર્યું છે તેને પણ અનુકૂળ નથી. જેને ભગવાનના કર્મ સિદ્ધાંતો ઉપર વિશ્વાસ હશે તે આ સર્વે વહેમોને દૂર કરી શકશે. ભગવાન કહે છે કે:—

सुचिण्णा कम्मा, सुचिण्णा फला हवंति।
दुचिण्णा कम्मा, दुचिण्णा फला हवंति॥

જો તમે સારા કર્મો કર્યા હશે તો સારું ફળ મળશે, કોઈ પણ શક્તિ તમારો વાળ વાંકો કરી શકે તેમ નથી. પરંતુ જો તમે ખરાબ કર્મો કર્યા હશે તો તેનું પરિણામ પણ અનિષ્ટ હશે અને તે અનિષ્ટ પરિણામથી બચવાની કોઈમાં શક્તિ નથી.

અહો મનુષ્ય! તારા ભાગ્યનો પ્રયત્ન એવો હશે કે તું ગમે ત્યાં જા, પરંતુ મંગળ અને શક્તિ મેળવીશ. તને કોઈ દુઃખ દેનાર નથી.

તું ડગલે ને પગલે ભયભીત શા માટે બની રહે છે? તારે તારા મહાન્ ભાગ્ય અને મહાન પુરૂષાર્થ ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. તારો આત્મા અનંત શક્તિવાન છે અને તે સમગ્ર સંસારના દેવો તથા દેવીઓને પડકાર કરી શકે તેમ છે અને તેમને પોતાના ચરણોમાં ઝૂકાવી શકે તેમ છે.

તું તારા અંતર-નયન ખોલીને જરા જો તો ખરા! ત્યાં કેટલી બધી શક્તિઓ દબાયેલી પડેલી છે? સૂર્યના પ્રચંડ પ્રતાપ અને પ્રકાશને મેઘ આચ્છાદિત કરી શકે છે, પરંતુ તે નષ્ટ થતો નથી, તે પોતાના સ્વરૂપમાં એવો ને એવો રહે છે. મેઘની આડી આવેલી દીવાલોને આપણે

તોડી પાડી શકીએ તો આપણને પ્રકાશનો પુંજ દેખાશે. આપણો આત્મા સૂર્યથી પણ વધુ પ્રકાશવાન અને પ્રતાપશાળી છે. પરંતુ નાના પ્રકારની ભ્રાંતિઓ મેઘોની પેઠે તેના પ્રકાશ તથા પ્રતાપને રોકીને આડી ઊભી છે. હૃદયને ચીરી નાખીને આપણે જોઈએ તો ત્યાં અનંત અને અસીમ શક્તિઓ દેખાશે.

હે પુરુષ ! તું સત્યના પ્રકાશમાં વિચરણ કર. અસત્ય અને અંધ વિશ્વાસના અંધકારમાં ભટકવાનું બંધ કરી દે. સત્યનું શરણું ગ્રહણ કર. જે દિવસે તું સત્યના શ્રીચરણોમાં તારા સમસ્ત દુર્બળતાને સમર્પણ કરી દઈશ તે દિવસે તારી શક્તિઓનો સ્રોત અસંખ્ય ધારાઓમાં પ્રવાહિત થવા લાગશે અને ત્યારે તું અખંડ મંગળનો અધિકારી બની જઈશ.



૧૨

# પ્રતિજ્ઞા – પૂર્તિ

આણુંદ શ્રાવકે ભગવાન મહાવીરના ચરણ કમળોમાં ઉપસ્થિત થઈને સત્યને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી અને સત્ય ઉપર અટળ રહી પોતાના જીવનને વિકસિત બનાવ્યું હતું.

મનુષ્ય પ્રતિજ્ઞા કરે છે અને તેને એક આદર્શ બનાવી દે છે, અને જ્યારે તે આદર્શ ઉપર ચાલવા માંડે છે ત્યારે સમસ્ત જીવન તે આદર્શને દૃષ્ટિ સમક્ષ રાખીને ચાલવામાં વ્યતીત કરી દે છે. એ જ ધર્મ, સંસ્કૃતિ અને સભ્યતા છે. તેથી મારો એવો અભિપ્રાય છે કે સત્યનું મનન, ભાષણ અને આચરણ આપણા જીવનનું સર્વોચ્ચ મૌલિક તત્ત્વ છે અને એક રીતે તેમાં બધા ધર્મોનું રહસ્ય આવી જાય છે. આપણે આપણા પોતા પ્રત્યે પ્રામાણિક રહીએ, સમાજ પ્રત્યે પ્રામાણિક રહીએ અને આપણા આદર્શ અને સિદ્ધાંત પ્રત્યે પ્રામાણિક રહીએ તો વ્યક્તિનું જીવન ધર્મમય બની જાય છે.

એક મનુષ્ય એવો હોય છે કે તે પ્રતિજ્ઞા લેતો નથી, કિંતુ પ્રતિજ્ઞા લેવા માટે વિચાર અને ચિંતન કરે છે. તે મનુષ્ય એ વિષયમાં અજ્ઞાન નથી, જ્ઞાનમાં છે. વિવેક અને વિચારમાં છે. પરંતુ પોતે તે ભૂમિકા સુધી જઈ શકતો નથી તેથી પ્રતિજ્ઞા લઈ શકતો નથી.

બીજો માણસ એવો છે કે જે પ્રતિજ્ઞા લેવામાં ઢીલ કરતો નથી, હાથ જોડી દે છે અને પ્રતિજ્ઞા લેવા તૈયાર થઈ જાય છે, પરંતુ

પ્રતિજ્ઞા લઈને તેનું સમ્યગ્ પ્રકારે પાલન કરતો નથી અને અવસર આવ્યે તેનો ભંગ કરે છે.

આ પ્રમાણે જીવનની બે ધારાઓ થઈ. આ બન્ને ધારાઓમાં કઈ કેવી છે તે સંબંધમાં જૈન શાસ્ત્રોએ વિચાર કરેલો છે. શાસ્ત્રોએ બતાવ્યું છે કે જે પ્રતિજ્ઞા લેતો નથી, જે પોતાની દુર્બળતાઓને ધ્યાનમાં રાખે છે, પોતાની ભૂલોને સમજે છે અને પોતા પ્રત્યે પ્રામાણિક હોવાથી પ્રતિજ્ઞા ગ્રહણ કરવાનો દંભ કરવા ઇચ્છતો નથી, તેને પાપનો પરિત્યાગ કરી ન શકવાના કારણે પાપી કહી શકાય, પરંતુ જે પ્રતિજ્ઞા લેવામાં ઢીલ કરતો નથી અને તોડવામાં પણ ઢીલ કરતો નથી, પ્રતિજ્ઞાનો ભંગ કરીને જેને વિચાર પણ થતો નથી તે મહાપાપી છે. આ પ્રમાણે પહેલો પાપી છે અને બીજો મહાપાપી છે.

પરિસ્થિતિને વશ ભૂલ થઈ શકે છે અને ભૂલ થયા પછી તેને જે સુધારી લે છે અને પોતાની પ્રતિજ્ઞા પ્રત્યે વફાદાર રહે છે તે સાધક છે—આરાધક છે.

ભલે કોઈ સાધુ હોય કે ગૃહસ્થ, પરંતુ જૈન ધર્મ પ્રતિજ્ઞા લેતી વખતે તેને વિચાર કરવાની આજ્ઞા આપે છે અને પોતાની સમસ્યાઓ ખૂબ ઊંડાણથી સમજી લેવાની પ્રેરણા આપે છે. જૈન ધર્મ કહે છે કે ઉતાવળ ન કરો. જાણ્યા–સમજ્યા વિના કોઈ કામ ન કરો. તમારે જે પ્રતિજ્ઞા લેવાની છે તે સંબંધી તમારી શક્તિ અને યોગ્યતાની તપાસ કરો, ત્યારપછી જ્યારે પ્રતિજ્ઞા ગ્રહણ કરી લો ત્યારે તેના પાલન માટે સમસ્ત જીવન અર્પી દો અને તમારા સર્વસ્વની બાજી લગાવી દો. તમારી પવિત્ર પ્રતિજ્ઞા માટે સમસ્ત જીવન હોમી દો અને તમારા માન પ્રતિષ્ઠાને પણ તેમાં બલિ ચઢાવી દો.

એ રીતે સત્યનો એ જ અર્થ થાય છે કે જે બોલવામાં આવે તેનું આચરણ કરવામાં આવે. ભલે તમે એકાંતમાં પ્રતિજ્ઞા કરી હોય કે હજારો મનુષ્યોની વચ્ચે કરી હોય, પરંતુ તે પવિત્ર પ્રતિજ્ઞાનું પાલન

ર્ણ રૂપે કરો. તમારી પ્રતિજ્ઞાને સર્વસ્વના ભાગે દઢપણે વળગી રહો.

કોઈ નિયમ કરી લેવો અને તેના પાલનની પરવા પણ ન રવી તે ઉન્નતિનો માર્ગ નથી, પતનનો માર્ગ છે. એ રીતે વિચાર રતાં વિદિત થાય છે કે સત્ય, જીવનનો સૌથી મોટો ધર્મ છે. સચ્ચાઈ એટલી મહાન છે કે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં તેની શોધ કરવી જોઇએ. સત્ય કોઈ એવી વસ્તુ નથી કે જ્યાં ઠીક લાગે ત્યાં તેને ઉડાવી લઇએ અને જ્યાં ઠીક લાગે ત્યાં છોડી દઈએ.

જો તમે સત્ય ગ્રહણ કર્યું હોય તો તેની આરાધનામાં તમારી સમસ્ત શક્તિ ખર્ચી નાખો. એક ક્ષણ માત્ર પણ તેનાથી વિમુખ થવાનો વિચાર ન કરો. સત્યને જ સંસારમાં સર્વોપરી સમજો. તમારે માટે સત્યથી વધુ બીજી કોઈ ચીજ સ્પૃહણીય હોવી ન જોઈએ. તેના પ્રત્યે પૂરી પ્રામાણિકતા હોવી જોઈએ. તેજ સત્યના આચરણનો આદર્શ છે અને જે આ આદર્શનું અનુસરણ કરશે તેનું જીવન ખીલેલા ફૂલની પેઠે મહેકવા લાગશે.

દુર્ભાગ્યથી આજકાલ જીવનમાં ચારે બાજુ અસત્યનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે. બે માણસો ભેગા થાય છે તો ખૂબ વાતો કરે છે. વાતો કરીને છૂટા પડે છે તો બન્નેને એકબીજા પ્રત્યે અવિશ્વાસ હોય છે. કોઈને કોઈની ઉપર વિશ્વાસ હોતો નથી. બન્નેનાં મનમાં સચ્ચાઈ નથી. દરેક બીજા સાથે કપટ કરે છે.

પારિવારિક જીવનમાં અને સામાજિક જીવનમાં પણ અવિશ્વાસનું મોજું ફરી વળ્યું છે. માણસ ઘરમાં હોય ત્યારે પણ અંતઃકરણમાં અસત્ય છવાયેલું હોય છે, દુકાન ઉપર જાય છે ત્યારે પણ અસત્ય જ છવાયેલું હોય છે, મિત્ર મળે કે શત્રુ મળે તો પણ અસત્ય જ છવાયેલું હોય છે. અસત્યે તો એક વિકટ સમસ્યા ઉભી કરી દીધી છે. માનવ-જીવનના પ્રત્યેક અંગમાં અસત્ય જ દેખાઈ આવે છે.

બીજા પાપોને તો માણસો પાપ સમજે છે. પરંતુ અસત્યના

આ મહા પાપની તો પાપમાં ગણતરી જ કરવામાં આવતી નથી! અસત્ય ભાષણ અને આચરણ કરવામાં જાણે કેમ બૂરાઈ જ ન હોય!

જ્યારે કોઈ બૂરાઈ ઘણું વ્યાપક રૂપે ધારણ કરીને જનતાના જીવનમાં પ્રવેશ કરી જાય છે અને જ્યારે તે સર્વ-સાધારણ વસ્તુ બની જાય છે ત્યારે માણસો તેને બૂરાઈ માનવાનું જ છોડી દે છે. તેમને લાગે છે કે આ તો સાધારણ વાત છે, કે જે સર્વે માણસોમાં વિદ્યમાન છે. તેનો અર્થ એ થયો કે તેમની નજરમાં બૂરાઈ તે જ છે કે જે થોડા ઘણા માણસોમાં જ હોય. જ્યારે આવી સ્થિતિ ઉપસ્થિત થાય છે ત્યારે એ બૂરાઈનો પ્રતિકાર કરવાનું ઘણું મુશ્કેલ બની જાય છે.

અસત્યના સંબંધમાં પણ આજે એ જ સ્થિતિ છે. દરેક માણસના મનમાં તે પ્રવેશી ચૂક્યું છે અને તે એટલું વ્યાપક બની ગયું છે કે અસત્યનું આચરણ કરીને કોઈ શરમ અનુભવતું નથી. કોઈ કોઈ વાર તો માણસો અસત્યનું આચરણ કરીને ગૌરવનો અનુભવ કરે છે અને બીજાની પાસે પોતાના અસત્યાચારના વખાણ કરે છે, જાણે કે તેમણે મોટી બહાદુરી કે બુદ્ધિમત્તાનું કાર્ય ન કરી દીધું હોય! આ રીતે જીવનની નસે નસમાં વ્યાપ્ત આ મહાપાપને કાઢી નાખવા પ્રયત્ન કરીએ તો પણ કેવી રીતે કરીએ?

રાજકીય કાયદા અન્ય અપરાધો પ્રત્યે જેટલા સખ્ત છે તેટલા અસત્ય પ્રત્યે પણ સખ્ત છે? એવું લાગતું તો નથી.

સાધારણ કોટિના માણસોમાં અસત્યનું સામ્રાજ્ય હોય તો પણ જાણે ઠીક, પરંતુ સંસારના પ્રથમ કોટિના મનાતા માણસોમાં પણ અસત્ય ઘર કરી બેઠું છે. જે રાજનીતિજ્ઞ આજે વિશ્વના વ્યવસ્થાપક માનવામાં આવે છે, તેનું ચરિત્ર સત્યની દૃષ્ટિથી આજે અત્યંત વિચારણીય છે. તેથી આજની આંતરરાષ્ટ્રીય સમસ્યા ગુંચવાડામાં પડેલી દેખાય છે.

આજે એક દેશની બીજા દેશ સાથે કાંઈ સમજુતિ થઈ અને સંધિનામું થયું. પરંતુ હજી જે કાગળ ઉપર તે સમજુતી કે સંધિનામું લખાયું છે તેની સાહી પણ સુકાવા પામી નથી ત્યાં તો તેના ટુકડે-ટુકડા કરી દેવામાં આવે છે. આ અસત્ય નહિ તો શું છે? આ અનૈતિકતાનો જન-સાધારણ ઉપર ઊંડો પ્રભાવ પડે છે. જ્યારે શ્રેષ્ઠ ગણાતા માણસો આવું આચરણ કરે તો પછી સાધારણ માણસો પણ તેનું અનુકરણ કરે જ.

यद्यदाचरति श्रेष्ठस्ततदेवेतरो जनः ।

મોટા માણસો જે રસ્તે ચાલે છે તેની ઉપર નાના માણસો પણ ચાલે છે.

એક એવો જમાનો હતો કે મનુષ્યે જે કાંઈ સ્વપ્ન કહ્યું હોય તેવું પણ તે પાલન કરતો. ભારતીય વૈદિક સાહિત્યમાં રાજા હરિશ્ચંદ્રની વાત પ્રસિદ્ધ છે. તેમણે સ્વપ્નમાં રાજ્ય આપી દીધું હતું તો દિવસ ઉગતાં જ જેને રાજ્ય આપી દીધું હતું તેની તપાસ કરવા લાગ્યા. તેઓ ઇચ્છતા હતા કે જેને રાજ્ય આપ્યું છે તેને સોંપી દેવામાં આવે. આ પ્રમાણે સ્વપ્નમાં કરેલા વાયદાને પૂરા કરવા પણ ઉત્કંઠા હતી.

ત્યારબાદ એવો યુગ આવ્યો કે માણસો કહેવા લાગ્યા કે સ્વપ્ન ભ્રમ છે. તેમાં વાસ્તવિકતા નથી. તે તો એમ જ આવે છે. તેની જવાબદારી ક્યાંથી પૂરી કરી શકાય?

ત્યાર બાદ તો જાગ્રત અવસ્થામાં પણ કરેલા વાયદા તોડાવા લાગ્યા. મોઢાથી બોલીને માણસો ફરી જવા લાગ્યા. જ્યારે મોઢાની વાતનું મૂલ્ય ઘટી ગયું ત્યારે હસ્તાક્ષર કરાવવાનું ચાલુ થયું, અર્થાત્ જ્યારે માણસોએ બોલેલા વચનનો ભંગ કરવો શરૂ કર્યો ત્યારે કાગળ ઉપર લખવાનું શરૂ થયું.

થોડો વખત વીતી ગયો અને અસત્યનો રોગ તો તેથી પણ

અધિક પ્રબળ બન્યો. હવે તો હસ્તાક્ષરનું પણ કાંઈ મૂલ્ય ન રહ્યું. માણસો કહેવા લાગ્યા કે અમારી પાસે દબાણથી લખાવી લીધું છે. એવી સ્થિતિમાં બિમારીનો નવો ઉપાય શોધાયો. સાક્ષી કરાવવાનું ચાલુ થયું. જ્યારે એક સાક્ષીથી કામ ન ચાલ્યું તો બે સાક્ષીની આવશ્યકતા સમજવામાં આવી.

પરંતુ આજે તો તે સાક્ષીઓની પણ કાંઈ કિંમત રહી નથી. ચાર આના કે આઠ આનામાં ગમે તેટલા સાક્ષીઓ મળી રહે છે. આજે લખો દસ્તાવેજ થાય છે, તેના ઉપર હસ્તાક્ષર થાય છે, સાક્ષીની સહી પણ લેવાય છે, છતાં તેની કાંઈ કિંમત નથી.

આ ઇતિહાસ માનવ જાતિની અપ્રમાણિકતાનો ઇતિહાસ છે. તે તેના પતનનો કલુષિત ઇતિહાસ છે. ક્યાં આપણી મહાન ઉજ્જવળ પરંપરા અને ક્યાં આપણો વર્તમાન !

જો કોઈ પરિસ્થિતિ તમારી ઉપર જબરજસ્તીથી લાદવામાં આવે અને તમે સમજતા હો કે તેની પાછળ વિવેક કે વિચાર નથી અથવા તમને અનુકૂળ ન થતી હોય તો તેનો વિરોધ કરવાનો તમને હક છે, તેની વિરૂદ્ધ ખુલ્લો સંઘર્ષ કરવાનો અધિકાર છે. વિરોધ કે સંઘર્ષ કરવામાં અપમાન મળે કે તિરસ્કાર મળે, તેની કોઈ કિંમત ન હોવી જોઈએ. પરંતુ જીવનમાં જે કાંઈ બોલ્યા હોઇએ કે લખ્યું હોય તેની કિંમત અવશ્ય હોવી જોઇએ. પરંતુ કોઈ વાત કહેતાં કે સ્વીકાર કરતાં આપણે આપણી જવાબદારીનો વિચાર કરતા નથી અને જલદીથી સહી કરી આપીએ છીએ અને પછી તેનું પાલન કરતા નથી. આવી રીતે રાજનીતિ પણ ભ્રષ્ટ થઈ ગઈ છે અને પ્રજાનું જીવન પણ ભ્રષ્ટ થઈ ગયું છે. આજનો ત્યાગી પોતાની ઉચ્ચભૂમિ ઉપર રહ્યો નથી, તેમ જ ભોગી પણ પોતાની ઊંચાઈ ઉપર સ્થિત નથી.

આ પ્રમાણે જ્યાં જુઓ ત્યાં ઘોર પતનનાં લક્ષણો દેખાય

છે. જીવનનું પ્રત્યેક અંગ અસત્યની ગંદકીથી સડી રહ્યું છે. માણસો સત્યની વાત કરે છે, પરંતુ જ્યારે તેનું આચરણ કરવાનો પ્રશ્ન સામો આવીને ઉભો રહે છે તો લડથડી જાય છે. સાચું તો એ છે કે જ્યાં સુધી જીવનમાં સત્યનો પ્રકાશ નહિ હોય ત્યાં સુધી જીવન પાંગરી શકવાનું નથી. અહિંસા અને બીજા આદર્શો તેમાં પ્રવેશી નહિ શકે. તે પ્રમાણે સત્યનો આશ્રય લીધા વિના રાજનીતિ પણ યોગ્ય દિશા ગ્રહણ કરી શકવાની નથી. રાજનીતિમાંથી અસત્ય નીકળી જશે તો રાષ્ટ્રોનું કલ્યાણ થશે અને પ્રજાના જીવનમાંથી અસત્ય નીકળી જશે તો પ્રજાનું અને સમાજનું કલ્યાણ થશે.

તમે એ ભૂલી ન જશો કે સમાજ અને રાષ્ટ્રનું નિમાણ વ્યક્તિઓ મળીને થયું છે. વ્યક્તિઓનો સમુદાય જ સમાજ છે અને રાષ્ટ્ર છે. વ્યક્તિઓના ગુણ અને અવગુણ જ રાષ્ટ્રના ગુણ અને અવગુણ કહેવાય છે. વ્યક્તિઓની નિર્બળતા જ સમાજની નિર્બળતા છે, વ્યક્તિઓની સચ્ચાઈ જ સમાજની સચ્ચાઈ છે. માટે વ્યક્તિઓના નિર્માણમાં જ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વનું નિર્માણ નિહિત છે. તેથી તમે જો તમારું કે તમારા પાડોશીના જીવનનું નિર્માણ કરો છો તો તમે સમાજ અને રાષ્ટ્રના એક અંગનું નિર્માણ કરો છો. માટે તમે એ વાત ભૂલી જાઓ કે રાજા કે રાજનીતિને શું કરી રહ્યા છે. સમાજના નેતા ક્યાં સુધી અસત્યનું આચરણ કરી રહ્યા છે! તેમને તેમના ભાગ્ય ઉપર છોડી દો. તમે તમારા જ જીવનના નિર્માણમાં લાગી જાઓ. તમે સત્યનું આચરણ કરવાનો અટળ સંકલ્પ કરી લો. જો તમે એવું કરશો તો તમારા ઘરના, તમારા પાડોશી, તમારા લતાના માણસો અને તમારા શહેરના માણસો ધીરે ધીરે તમારું અનુકરણ કરવા લાગશે.

કદાચિત્ એવું બને કે બીજા તમારું અનુકરણ ન કરે અને તમારે એકલાને જ તમારા નિર્ધારિત સત્યના માર્ગ ઉપર ચાલવાનું રહે તો પણ ડગમગી જવાની કાંઈ જરૂર નથી. જે માર્ગને પ્રશસ્ત સમજીને

તમે અંગીકાર કર્યો છે તેની ઉપર એકલા ચાલવામાં પણ શું વાંધો છે?

વ્યાપારમાં પૈસા કમાવાની વાત હોય છે ત્યારે માણસો વિચાર કરે છે કે મને એકલાને જ લાભ થાય. જ્યારે તેને એકલાને જ નફો થાય છે ત્યારે તેની ખુશીનો પાર હોતો નથી. બીજાને પણ નફો થયો હોય તો તેને બહુ ખુશી થતી નથી. પરંતુ જ્યાં ધર્મનું આચરણ કરવાનો પ્રશ્ન આવે છે ત્યાં તે કહે છે કે હું એકલો જ ધર્મનું આચરણ શા માટે કરું? આખી દુનિયા અસત્યનું સેવન કરે છે. તો પછી મારે જ સત્યનું પાલન કરવાની શું પડી છે? તે ભૂલી જાય છે કે દરેક આત્માનું જુદું જુદું અસ્તિત્વ છે અને દરેકે પોતપોતાના કરેલા કર્મોનું ફળ ભોગવવું પડે છે.

કેટલાક માણસો એમ વિચારે છે કે જે બીજાનું થશે તે મારું થશે. હું એકલો જ પાપ કરું છું એવું થોડું જ છે? આવી વિચાર-ધારાવાળા માણસોને શાસ્ત્રે ગંભીર ચેતવણી આપી છે કે:—

जणेण सद्धिं होक्खामि, इइ बाले पगब्भई।
काममोगाणुरायणं, केसं संपडिवज्जई ॥
—उत्तराध्ययन ५/७

જે અજ્ઞાની છે, અવિવેકી છે, તે જ એવું વિચારે છે કે ઘણાઓને જે ભોગવવું પડશે તે હું પણ ભોગવી લઈશ. એવો મનુષ્ય કલેશથી બચી શકતો નથી. તેના પાપનું પરિણામ બધા વચ્ચે થોડું થોડું વહેંચાઈ જવાનું નથી. તેને એકલાને જ પોતાના પાપનું ફળ ભોગવવું પડશે.

એટલે જો તમે તમારું કલ્યાણ કરવા ઇચ્છતા હો તો તમારા મગજમાંથી એ દુર્વિચાર કાઢી નાખજો કે સમસ્ત સંસાર અસત્ય રૂપી ગીચ કાદવમાં ફસાઈ ગયેલો છે તો હું તેમાંથી નીકળવાનો શા માટે પ્રયત્ન કરું? જો તમે અસત્યને તમારા જીવનનો અભિશાપ સમજતા

હો તો બીજા માણસો ભલે ગમે તે કરે, પરંતુ તમે તો અસત્યનો ત્યાગ કરી દેજો અને સત્યનું શરણ ગ્રહણ કરી લેજો. એમ કરવાથી તમારે કલ્યાણ તો નિશ્ચિત જ છે, એટલું જ નહિ, પરંતુ બીજાનું પણ તમે કલ્યાણ કરી શકશો.

સત્યમય જીવન બતાવવા માટે અસત્યનો ત્યાગ કરવો આવશ્યક છે અને અસત્યનો ત્યાગ કરવા માટે તેના વિવિધ રૂપોને ઓળખી લેવા જરૂરી છે. અસત્યે આજે વિરાટ રૂપ ધારણ કરેલું છે અને તે માનવ જાતને ગળી જવા માટે પ્રયત્ન કરી રહ્યું છે. તે હમેશાં નવું રૂપ ગ્રહણ કરે છે. છળ-કપટ, લાંચ-રૂશ્વત વગેરે તેના સ્વરૂપો તો જૂના થઈ ગયા છે. આ યુગમાં તો તેણે ફૂટ-નીતિ, કાળા બજાર વગેરેનું નવું રૂપ ધારણ કર્યું છે. અસત્યથી બચવું હોય તો આ બધાથી બચવું પડશે.

જો કોઈ માણસ પોતાના જીવનમાં અસત્ય બોલતો હોય તો તે વસ્તુ ખરાબ તો છે જ, પરંતુ તેને ધર્મ અને સંસ્કૃતિનું રૂપ આપવું તે તો તેથી પણ વધુ ખરાબ અને ભયંકર છે. જ્યારે અસત્ય ધર્મ કે સંસ્કૃતિનું રૂપ ધારણ કરી લે છે ત્યારે તો તેને વ્યાપક સમર્થન મળી જાય છે અને તે સત્યરૂપે વ્યવહૃત થવા લાગે છે. જે માણસો કોઈ સ્વાર્થને લઈને અથવા અહંકાર કે દ્વેષને વશીભૂત થઈને અસત્યને સત્યનું રૂપ આપી દે છે તેઓ ઘણી ભયંકર ભૂલ કરે છે. તે ભૂલ તેમના જીવનની સાથે સમાપ્ત થઈ જતી નથી, પરંતુ સદીઓ સુધી ચાલે છે અને જનતાના જીવનને પાયમાલ કરતી રહે છે.

જૈન ઇતિહાસમાં યજ્ઞ કેવી રીતે શરૂ થયો તે બતાવવા માટે એક ઘટનાનો ઉલ્લેખ મળે છે. જૂના યુગમાં વસુ રાજા હતો. તે સત્યનો મહાન્ ઉપાસક હતો. તેણે ગાદી ઉપર બેસી રાજ્યને ઉન્નત બનાવવાનો પ્રયત્ન કર્યો. તેઓ "દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં"ના સિદ્ધાંતને જાણતા હતા અને તેથી નીતિને જીવનમાં ઉતારી હતી. કહેવાય છે કે સત્યના પ્રભાવથી તેનું સિંહાસન પૃથ્વીથી અધર રહેવા લાગ્યું હતું.

તે યુગમાં બે મોટા વિદ્વાન હતા. બન્નેએ એક જ આચાર્ય પાસેથી શિક્ષા મેળવી હતી. એકનું નામ પર્વત હતું અને બીજાનું નામ નારદ હતું. પર્વતને શાસ્ત્રોનો અભ્યાસ તો ઘણો સારો હતો, પરંતુ તદનુસાર ચાલતો ન હતો. સંસારમાં તેની ખ્યાતિ વૃદ્ધિ પામી હતી, પરંતુ તે ખ્યાતિએ તેને શાસ્ત્રોના ચિંતન-મનનથી વિમુખ બનાવી દીધો હતો. બીજી બાજુ નારદની ખ્યાતિ તો અધિક ન હતી, પરંતુ તે નિરંતર પોતાના જીવનને શાસ્ત્રોના ચિંતન-મનનમાં વીતાવતો હતો. બન્ને વેદોના પ્રખ્યાત પંડિત હતા.

એક વાર નારદ પર્વતને ઘેર મળવા આવ્યો. પર્વત પોતાને ઘેર શિષ્યોને પઢાવતો હતો. શીખવવાનું કાર્ય ચાલી રહ્યું હતું. નારદ તેની પાસે જઇને બેસી ગયો. શીખવતાં શીખવતાં એક વાક્ય આવ્યું:—

"अजैर्यष्टव्यम्"

પર્વતે તેનો અર્થ કર્યો:—અજ અર્થાત્ બકરાનો વધ કરવો જોઇએ.

પર્વતે કરેલો અર્થ સાંભળીને નારદ સખેદ આશ્ચર્ય પામ્યો. તે ચૂપ રહી શક્યો નહિ. તેણે કહ્યું—પર્વત! આ તમે શું બોલો છો? જરા સમજીને વાત કરો. આવો ખોટો અર્થ કરવાથી ઘોર અનર્થ થઈ જશે. તમારા જેવા વિદ્વાન આવો અર્થ કરવા લાગશે તો તો ગજબ થઈ જશે.

બીજો કોઈ અવસર હોત તો પર્વત કદાચિત્ પોતાની પર્વત જેવડી ભૂલનો સ્વીકાર કરી લેત, પરંતુ તેની સામે તેના શિષ્યો બેઠા હતા. પોતાની ભૂલ માની લે તો પોતાના ગૌરવની ક્ષતિ થાય એમ લાગ્યું. પંડિતાઈમાં બટ્ટો લાગી જવાનો તેને ભય લાગ્યો. તેથી પોતાની ખોટી વાતને વળગી રહી કહ્યું—મેં જે બતાવ્યો છે તેજ સાચો અર્થ છે. કોઈ પણ શબ્દકોષમાં જોઇશો. 'અજ'નો અર્થ બકરો જ લખેલો મળશે.

નારદે શાંતિ અને ગંભીરતાથી કહ્યું—ભાઈ; તું ભૂલે છે. ગૃહસ્થને ઘેર જે ક્રિયાકાંડ થાય છે, તેમાં ત્રણ વર્ષ જૂનાં જવ, જેમાં ઉગવાની શક્તિ હોતી નથી, તેવા જવ હોમ કરવામાં કામ લાગે છે. 'अज'નો અર્થ તેજ જવ છે. અહીં 'अज'નો અર્થ બકરો નથી.

પર્વત પોતાની વાત ઉપર પર્વતની પેઠે અચળ રહ્યો. તેણે કહ્યું—નહિ, મારૂં મંતવ્ય બરાબર છે અને મેં જે અર્થ બતાવ્યો છે તે જ સાચો છે. તમને વિશ્વાસ ન હોય તો ગમે તેને પૂછી લો.

નારદ બોલ્યો—કોઈને પૂછવાનું શું હતું? દરેક માણસ શાસ્ત્રની ગંભીરતાની વાત થોડી જ જાણી શકે? જો દરેક માણસ શાસ્ત્રોનું અધ્યયન કરી લે અને નિર્ણય આપી દે તો પછી તમારા જેવા વિદ્વાનોને પૂછશે કોણ? જો તમે વેદોને ધ્યાનપૂર્વક વાંચશો તો તમે પોતે સમજી શકશો કે અહીં 'अज'નો અર્થ બકરો નથી.

પર્વતે કહ્યું—તમે નિર્ણય કરતાં ડરો પણ છો અને તમારી પકડેલી વાતને છોડતા પણ નથી!

હવે શાસ્ત્ર અને સત્ય એક બાજુ પડ્યાં રહ્યાં અને બંને અભિમાનમાં આવી વાદવિવાદ કરવા લાગ્યા. જ્યારે અહંકાર આવી જાય છે ત્યારે સમજવાની કે સમજાવવાની વાત મુશ્કેલ બની જાય છે.

ભૂલ થઈ જવી તે અસંભવિત નથી, કારણ છદ્મસ્થ અવસ્થા જ એવી છે કે ભૂલ થયા વિના ન રહે. પરંતુ જે સત્યનો પ્રકાશ મેળવીને તેને શીઘ્ર ગ્રહણ કરી લે છે તે જ આરાધક છે. સત્ય-નિષ્ઠ પુરૂષ પોતાની ભૂલને દાબી દેવા, છુપાવવા કે તેનું સમર્થન કરવાનો કદાપિ પ્રયાસ નહિ કરે. પોતાની અપ્રતિષ્ઠાના ભયથી કે ઈજ્જતમાં ડાઘ લાગી જવાના ભયથી તે ભૂલને ભૂલ સમજીને પણ તેના પ્રત્યે આગ્રહશીલ રહેતો નથી. તેનામાં એટલું આત્મબળ હોવું જોઈએ તેનાથી ભૂલ થઈ હોય તો તે સમાજને કહી શકે કે મેં જે અસત્

સુધી કર્યું તે તો ખોટી પરંપરા હતી પરંતુ હવે મેં આ રીતે સત્ય પ્રાપ્ત કર્યું છે. આ પ્રમાણે સત્યની ભૂમિકા એટલી બધી ઊંચી છે કે તેની વિદ્યમાનતામાં જીવનમાં અસત્ય અને અહંકાર રહેવા જોઈએ નહિ. પરંતુ દુર્ભાગ્યથી મનુષ્યનો અહંકાર એટલો બધો મોટો છે કે તે પોતાને ઈશ્વરથી કમ સમજતો નથી. તે પોતાની વ્યક્તિગત માન્યતા કે ધારણાને એટલું બધું મહત્ત્વ આપે છે કે શાસ્ત્ર એક બાજુએ પડ્યું રહે છે અને તે શાસ્ત્રની ગરદન મરડવા ઈચ્છે છે. ભારતના અનેક પંથો અને સંપ્રદાયોનો ઇતિહાસ તપાસતાં જાણી શકાશે કે તેમાંના કેટલાય વ્યક્તિગત અહંકારને લઈને ઉત્પન્ન થયા છે અને ત્યારબાદ તેમણે વૃક્ષનું રૂપ ધારણ કર્યું છે.

તે પ્રમાણે પર્વત અને નારદ વચ્ચે જે મતભેદ ઊભો થયો હતો તેણે ઉગ્ર રૂપ ધારણ કરી લીધું. લાંબી લાંબી ચર્ચાઓ થઈ, કિંતુ નિર્ણય કાંઈ પણ ન થયો. જ્યાં સત્યની જિજ્ઞાસા ન હોય અને સત્યનો સ્વીકાર કરવા માટે વિનમ્ર અને સરળ ભાવના ન હોય ત્યાં નિર્ણય આવવાની સંભાવના ક્યાંથી હોય?

અંતે પર્વતે કહ્યું—આપણા મતભેદનો નિર્ણય તો ત્રીજી વ્યક્તિ પાસેથી જ થઈ શકશે.

નારદે તેની વાત સ્વીકારતાં કહ્યું—બરાબર છે. ત્રીજા માણસ પાસે જ નિર્ણય કરાવવો જોઈએ.

પર્વત બોલ્યો—સારું, રાજા વસુ આપણા બન્નેના સહ વિદ્યાર્થી છે. આપણે તેમના પાસે નિર્ણય કરાવીએ. આપણે વાદી-પ્રતિવાદી રૂપે તેમની પાસે જઈએ. જો તે તમારા પક્ષમાં તેમનો નિર્ણય આપશે તો હું મારી જીભ કપાવી નાખીશ. પરંતુ જો મારા પક્ષમાં નિર્ણય થયો તો તમારે તમારી જીભ કપાવી નાખવી પડશે.

પરંતુ આ શું ન્યાય છે? આ તો પાગલ ન્યાય કહી શકાય. તેનું તાત્પર્ય તો એ છે કે મનુષ્યમાં સત્યનો સ્વીકાર

ફરવાની તૈયારી જ નથી. એક બીજાની જીભ કાપવા માટે બન્ને તૈયાર છે. અને એ રીતે પોતાની સત્તાને બરબાદ કરી દેવા માટે તૈયાર છે.

નારદ બોલ્યો–તેમાં જીભ કપાવવાની શું વાત છે? સત્યને માટે માણસોએ પોતાના જીવનનું બલિદાન આપ્યું છે તે બરાબર છે, પરંતુ આ પ્રસંગ કાંઈ એવો નથી. આપણે તો સત્યની રક્ષા કરીને પણ આપણા જીવનની રક્ષા કરી શકશું. આપણે તો આપણા અહંકારની જીભ કાપવાની છે. જ્યારે પ્રાણોનું બલિદાન આપ્યા વિના સત્યના રક્ષણની સંભાવના ન હોય ત્યારે એવું કરીને પણ સત્યની રક્ષા કરવી આવશ્યક બની જાય છે.

પરંતુ પર્વત માન્યો નહિ. તેણે તો પોતાનો હઠાગ્રહ ચાલુ રાખતા કહ્યું કે—આ શરત મંજુર કરો પછી જ સત્યનો નિર્ણય કરાવશું.

નારદને પોતાના પક્ષની સચ્ચાઈમાં લેશ માત્ર સંદેહ ન હતો. પોતાની જીભ કપાઈ જવાનો તેને ભય ન હતો. પરંતુ શાસ્ત્ર-ચિંતનના ક્ષેત્રમાં આવી કઠોર શરત રાખવી તે તેને અયોગ્ય લાગતું હતું. પરંતુ તે વિવશ હતો. પર્વત તેની વાત માનવા તૈયાર ન હતો. તેથી તેણે પણ એ શરત મંજુર કરી લીધી. રાજા પાસે જઈને નિર્ણય કરાવવાનો સમય નિયત કરી લેવામાં આવ્યો.

પર્વતે જ્યારે શાસ્ત્રોની ટીકા ટિપ્પણ જોઈ તો તેને જ્ઞાત થયું કે નારદની વાત સાચી હતી .અને તેની પોતાની વાત ખોટી હતી. મૃત્યુ તેની સામે નાચવા લાગ્યું. તે કંપી ઊઠયો.

પર્વતની માને આ વાતની ખબર પડી. તેણે કહ્યું—તેં આવી શરત કરી છે તે ઘણું જ અયોગ્ય કાર્ય કર્યું છે, પરંતુ જે થયું તે થયું. હવે હું ગમે તે રીતે રાજા વસુ ઉપર દબાણ લાવી તારી

વાત સાચી કરાવીશ. તેણે વસુ ઉપર દબાણ નાખ્યું અને રાજા વસુ તેથી દબાઈ ગયો.

નિયત સમયે બન્ને વિદ્વાનો રાજા પાસે ઉપસ્થિત થયા. વસુમાં આંતરિક પ્રસન્નતા ના હતી. તેનું સત્યશીલ અંતઃકરણ તેને કાપવા ધાતું હતું. તે જાણતો હતો કે આજે તે શું સાચું માને છે અને શું કહેવું પડશે! પરંતુ તે વચન આપી ચૂક્યો હતો.

બન્ને વિદ્વાનો વચ્ચે શાસ્ત્રાર્થ થયો. લાંબી ચર્ચા થઈ. રાજા વસુએ નિર્ણય સ્પષ્ટ ન આપતાં અને હા કે ના ન કહેતાં જ્યારે નારદ બોલ્યો ત્યારે મૌન સાધી લીધું અને જ્યારે પર્વત બોલવા લાગ્યો ત્યારે તેનું સમર્થન કરી દીધું. કહે છે કે એવું કરતાં જ વસુનું સિંહાસન જે સત્યના પ્રભાવથી અદ્ધર રહ્યું હતું તે નીચે આવી ગયું.

વસુ પોતાના વ્યક્તિગત જીવન માટે અસત્ય બોલ્યો હોત તો પણ તે અસત્ય હતું જ, પરંતુ તેનો પ્રભાવ બીજા ઉપર પડત નહિ. તે અસત્યનો પ્રભાવ તેના જીવન સુધી મર્યાદિત રહેત, પરંતુ જ્યારે એક સિદ્ધાંત માટે અસત્ય બોલવામાં આવ્યું, ધર્મને માટે અસત્યનો વ્યવહાર કરવામાં આવ્યો અને સંસ્કૃતિની દૃષ્ટિથી અસત્યનું સમર્થન કરવામાં આવ્યું ત્યારે તેનો પ્રભાવ વસુ સુધી જ સીમિત રહ્યો નહિ. તે અસત્યે વ્યાપક રૂપ ગ્રહણ કરી લીધું. તેના ફળ સ્વરૂપ હજારો વર્ષોથી જે અનેકાનેક પશુઓ મારવામાં આવે છે તેનું દાયિત્વ વસુ ઉપર જ રહે છે. એક વખતે અને એક રૂપે બોલેલું અસત્ય હજારો વર્ષો સુધી ચાલતું રહે છે અને આજે પણ તે ચાલતું રહ્યું છે.

તાત્પર્ય એ છે કે અસત્યનો પૂર્ણ રૂપે ત્યાગ કરવો ઉચિત તો છે જ, તેમાં મતભેદને કોઈ અવકાશ નથી, પરંતુ જ્યારે તે સંભવિત ન હોય ત્યારે આપણે તેની મર્યાદાઓ બનાવી લેવી જોઈએ.

મેં પ્રારંભમાં આનંદ શ્રાવકનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે ભગવાન મહાવીર સમક્ષ સત્યની પ્રતિજ્ઞા ગ્રહણ કરી હતી, પરંતુ ગૃહસ્થ જીવનની મર્યાદાઓને ધ્યાનમાં રાખીને કરી હતી. સાધુ-જીવનની અને ગૃહસ્થ-જીવનની મર્યાદાઓ ભિન્ન ભિન્ન છે. શાસ્ત્રકાર પણ તે મર્યાદાઓ ઉપર ધ્યાન રાખે છે અને તેના આધાર ઉપર જ સત્યનું વિધાન કરે છે. આણંદ શ્રાવકે સ્થૂળ મૃષાવાદનો ત્યાગ કર્યો હતો, અર્થાત્ તેઓ પૂર્ણ રૂપે અસત્યનો ત્યાગ કરી શકયા ન હતા. આણંદ શ્રાવકે પહેલાં પોતાની કમજોરીઓને માપી લીધી અને વિચાર્યું કે ગૃહસ્થ-જીવનના ક્ષેત્રમાં ચાલું છું તો કયાં કયાં ચાલવું પડશે? જીવનની સમસ્યાઓ તેમની સામે હતી. તેથી તેઓ જેટલું પાલન કરી શકતા હતા તેટલાનોજ સ્વીકાર કર્યો અને જેટલું પાલન થઈ શકે તેમ ન હતું તેનો અપવાદ રાખી લીધો. તેમણે સ્થૂળ મૃષાવાદનો ત્યાગ કરીને સત્યના એક અંગને અંગીકાર કર્યું.

સ્થૂળ મૃષાવાદને ત્યાગવાનો અર્થ શું છે? નાનું (સ્થૂળ) અસત્ય શું છે અને મોટું અસત્ય શું છે?

જેવી રીતે અહિંસાના સંબંધમાં સ્થૂળ અને સૂક્ષ્મ મર્યાદાઓ છે, તે પ્રમાણે સત્ય વિષે પણ છે. અહિંસાના પથ ઉપર ચાલનાર સાધકની સામે પરિપૂર્ણ અહિંસાનું જ લક્ષ રહે છે. તે ઇચ્છે તો એમજ છે કે અહિંસાની સમસ્ત ધારાઓ તેના જીવનમાં પ્રવેશ કરે અને તે પૂરી અહિંસાનું પાલન કરવા માટે સમર્થ બને. જૈન ધર્મ કહે છે કેઃ—

सव्वे जीवा वि इच्छंति,
जीविउं न मरिज्जिउं।

આ સમસ્ત લોકમાં ઉપરથી નીચે સુધી જે બધાં પ્રાણીઓ છે તે સર્વે સુખ ઇચ્છે છે અને બધાંય જીવવાની અભિલાષાવાળા છે: મૃત્યુ કોઈને પસંદ નથી. તેથી આપણી દયા અને કરુણા વિશ્વનાં સમસ્ત પ્રાણીઓ પ્રત્યે એકરસ બની જવી જોઈએ.

એમ છતાં પણ જ્યારે અહિંસાને પ્રાપ્ત કરવા નીકળો ત્યારે એક માર્ગ નિશ્ચિત કરીને ચાલો—પગદંડી બનાવીને ચાલો.

એ રીતે જૈન ધર્મની અહિંસા ગૃહસ્થ-જીવનમાં ઉતરી. તેણે વર્ગીકરણની પદ્ધતિનો ઉપયોગ કર્યો. એક બાજુ પંચેન્દ્રિય જીવ છે. આહાર માટે તેનો સંહાર કરવો, તેના પ્રાણોની ઘાત કરવી તે ઘણો મોટો ગુન્હો છે. પંચેન્દ્રિયની ઘાત કરવી ને માંસ ખાવું તે નરકનો રસ્તો છે. તે પ્રમાણે જૈન ધર્મે સૌથી પહેલાં તે મોટા જીવોની હિંસા ત્યાગવાની પ્રેરણા આપી. મનુષ્યોને પોતાની પરિસ્થિતિઓ છે અને પોતાના જીવનની ધારા છે. તેના ઉપર થોડું થોડું ચાલશે તો એક દિવસ ઘણો આગળ વધી જશે અને પોતાના લક્ષ સુધી પહોંચી જશે. જે બાળક હજુ સ્થિર રહી શકે તેમ છે તેને દોડવાનું કહી ન શકાય. પરંતુ જે ચાલી શકે છે તેને દોડવાનું કહેવું ઉચિત ગણી શકાય.

તે પ્રમાણે જેણે અહિંસા અને સત્યના માર્ગ ઉપર ચાલવાનું જ શરૂ કર્યું નથી, તેના તરફથી એ આશા તો રાખી ન શકાય કે તે તેનું પૂર્ણતઃ પાલન કરવા લાગે. તેને માટે અહિંસા અને સત્યની વિવિધ ભૂમિકાઓ છે અને તે પોતાની શક્તિ અનુસાર તે ભૂમિકાઓ પ્રાપ્ત કરી શકે અને આગળ વધી શકે.

પંચેન્દ્રિય શું કે એકેન્દ્રિય શું—બધા જીવો જીવવા ઇચ્છે છે અને જૈન ધર્મ એમ કહેતો નથી કે પંચેન્દ્રિય જીવોની જ રક્ષા કરો અને એકેન્દ્રિયને મારો કે મરવા દો. તેણે તો એ જ કહ્યું છે કે તમારું કર્તવ્ય તો જીવ માત્ર પ્રત્યે દયાભાવ રાખવાનું છે, પરંતુ તમારું ઉત્તર દાયિત્વ પંચેન્દ્રિય માટે સૌથી અધિક છે. તે જીવોમાં તમારા જેવી ચેતના વિદ્યમાન છે. પહેલાં તેમને તમારી કરૂણાની ભેટ ચડાવો અને પછી આગળ વધીને નાના નાના જીવો પ્રત્યે પણ તમારી કરૂણા-ભાવ વિસ્તારો. પાણી વાપરો તો

પણ તમારી ખાસ આવશ્યકતાથી વધુ વાપરો નહિ. આવશ્યકતાથી અધિક એકેન્દ્રિય પ્રાણીઓના પ્રાણનું હનન કરવાનો તમને હક્ક નથી જ.

એ જ વાત ગાંધીજીના જીવનમાં પણ ઉતરી આવી હતી. ગાંધીજી યરવડા જેલમાં હતા, ત્યાં રેં કાંતતા હતા. કાંતતાં કાંતતાં તાંત ઢીલી પડી ગઈ. તેને મજબૂત બનાવવા માટે તેમણે જેલના માણસ પાસે લીંબડાના પાન મંગાવ્યા. તે માણસ ટોપલી ભરીને પાંદડા લઈ આવ્યો. તે વખતે ચોઈથરામ ગિડવાણી તેમની પાસે હતા. તેમણે એક લેખમાં લખ્યું છે કે પાંદડીઓથી ભરેલી તે ટોપલી જોઈને ગાંધીજીનો આત્મા વેદના અને દયાથી ભરાઈ ગયો. તેમણે તે માણસને કહ્યું--તમે મારી સાથે પ્રેમ કર્યો છે અને તેથી તમે આખાય વૃક્ષના પાંદડા તોડી લાવ્યા છો! તમને ખબર નથી કે જેવી વેદના તમને થાય છે તેવી જ વેદના વનસ્પતિને પણ થાય છે? મનુષ્યને જરૂરિયાત પ્રમાણે કામ કરવું પડે છે, પરંતુ વ્યર્થમાં તો એક પાંદડાની પણ હત્યા થવી ન જોઇએ. જો આજ પછી તમે આવી ભૂલ ફરીથી નહિ કરો તો તેને હું મારી મહાન સેવા કરી ગણીશ.

જૈન ધર્મનો એ જ સંદેશ છે. તે કહે છે કે પાણીનું એક ટીપું પણ વ્યર્થ ન વહાવો. ઝાડના એક પાંદડાની પણ વ્યર્થ હત્યા ન કરો.

એ રીતે અહિંસાની મર્યાદાઓ સ્વીકારીને તમે આગળ વધી શકશો. અને અહિંસાના સંબંધમાં જે વાત છે તે જ વાત સત્યના સંબંધમાં પણ છે. અહિંસાનું વ્રત નાનું છે અને તેમાં મર્યાદાઓ થઈ શકે પરંતુ સત્યનું વ્રત એટલું મોટું છે કે તેમાં મર્યાદાઓ ન થઈ શકે, એવું કાંઇ જ નથી. સંભવિત છે કે આજકાલના વિચારક એવું કહે કે સત્ય માટે કોઈ મર્યાદા હોઈ ન શકે. પરંતુ એમ નથી. અન્યથા સાધુ અને ગૃહસ્થની વ્રત-મર્યાદામાં અંતર શા માટે રાખવામાં આવે?

કલ્પના કરો કે એક ગૃહસ્થ એવી જગ્યાએ રહે છે કે તેની રક્ષાનો પૂરો પ્રબંધ નથી. ત્યાં આક્રમણકારી આવી જાય છે અને ગૃહસ્થને પૂછે છે કે તમારું ધન ક્યાં છે? તમારી ધરની સ્ત્રી ક્યાં છે? અને ધરેણું વગેરે ક્યાં રાખ્યું છે? એવી સ્થિતિમાં હું ધારું છું કે સંસારનો કોઈ ધર્મ, કે જે શાસ્ત્રની સીમાએ બાંધી ચાલતો હોય, તે સત્યનો આગ્રહ કરતો નથી. તે કહેતો નથી કે ગૃહસ્થે બધી વસ્તુઓ બતાવી દેવી અને સ્ત્રીઓને પણ આક્રમણકારીઓ સામે ઉપસ્થિત કરી દેવી. જો કોઇ ગૃહસ્થ એવું કરે તો પણ બાદમાં તેના જીવનમાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાન રૂપે જે સંકલ્પ ઉત્પન્ન થશે તેનાથી તે ઘણા વધારે પાપોનો સંગ્રહ કરી લેશે.

એ રીતે જૈન ધર્મ સત્યના વિષયમાં પણ મર્યાદાઓ દર્શાવે છે અને તે ઉચિત પણ છે. ગૃહસ્થને આત્મરક્ષા માટે, પોતાના કુટુંબ અને દેશને માટે પરિસ્થિતિનો પ્રતિકાર કરવો પડે છે અને તે સત્ય વિષયક મર્યાદાઓની અંતર્ગત છે.

કોઈ દેશનો નાગરિક શત્રુના દેશમાં પકડાઇ જાય. આવું પ્રાયઃ યુદ્ધકાળમાં બને છે. શત્રુના દેશનો કોઇ અધિકારી તેને દેશની ગુપ્ત વાત પૂછે તો ગિરફતાર થયેલ નાગરિકની શું ફરજ છે? તે શું બતાવે અને શું ન બતાવે? શું પોતાના દેશની વાત તેની સામે ખુલ્લી કરી દે? શું પોતાના રાષ્ટ્રની ગુપ્ત યોજનાઓ સત્ય રૂપે તે પ્રગટ કરી દે?

હા, જો તેનામાં મરવાની હિંમત હોય અને મૃત્યુથી ગભરાતો ન હોય તો સ્પષ્ટ કહી દે કે મને પ્રાણ આપવા સ્વીકાર્ય છે, પરંતુ મારા દેશનો ભેદ ખુલ્લો કરવો સ્વીકાર્ય નથી. પરંતુ આટલી બધી હિંમત ન હોય, જીવનની ભૂમિકામાં તે એટલો ઊંચો ઊઠયો ન હોય તો ગૃહસ્થ માટે એવી મર્યાદા બાંધવામાં આવી છે કે તે જેટલું ચાલી શકે તેટલું ચાલે.

પરંતુ, ગૃહસ્થને પણ એવો તો અધિકાર નથી કે તે ભયંકર લાગે એવા, દંદ ઉભું કરે એવા અને હજારોની જીંદગી સમાપ્ત કરી દીએ એવા અસત્યનો પ્રયોગ કરે. આપણા એક પ્રતિભાશાળી આચાર્ય કહે છે કે:—

स्थुलमलीकं न वदेद्,
न परान्वादयेत्सत्यमपि विपदे।

—रत्नकरण्ड-श्रावकाचार

ગૃહસ્થના સત્ય વ્રતની મર્યાદા એવી છે કે તે સ્થૂળ અસત્ય ભાષણ સ્વયં કરે નહિ અને બીજાને કરાવે નહિ. વળી જેનાથી બીજો મુશ્કેલીમાં મૂકાય જાય એવું સત્ય-ભાષણ પણ ન કરે.

તાત્પર્ય એ છે કે ગૃહસ્થ માટે સત્યની મર્યાદાઓ છે, પરંતુ તેની મુખ્ય કસોટી અહિંસા છે. શાસ્ત્રોમાં એ મર્યાદાઓને સ્થિર કરી દીધી છે. જ્યાં અહિંસા વ્રતનો ભંગ થતો હોય અને હિંસાને ઉત્તેજન મળતું હોય ત્યાં ગૃહસ્થ માટે અપવાદ છે.

આ અપવાદનો હેતુ, ઉપર કહ્યા પ્રમાણે ગૃહસ્થ જીવનોત્સર્ગ કરી દેવા જેટલી ક્ષમતા કેળવી શકયો ન હોય તે જ છે. ગૃહસ્થ સત્ય માટે પોતાનું જીવન આપી દેવા સમર્થ નથી તેટલા માટે થોડી છૂટ આપવામાં આવી છે. જેનામાં કસોટીનો સમય આવતાં જીવન આપી દેવાની ક્ષમતા હોય તેને માટે છૂટ આપવાનો અથવા આપેલી છૂટનો ઉપયોગ કરવાનો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. એટલા માટે જ સાધુ માટે સત્યના સંબંધમાં કોઈ મર્યાદા બાંધવામાં આવી નથી. સાધુનું જીવન, જ્યાં જીવન સંબંધી મમતા અને આસક્તિની પહોંચ ન હોય એવા ઉચ્ચતર સ્તર ઉપર પહોંચેલું હોવું જોઈએ. શાસ્ત્રમાં કહ્યું છે કે—

अवि अप्पणो वि देहम्मि, नायरंति ममाइयं।

સાધુ પોતાના શરીરને પણ પોતાનું ગણતા નથી. શરીર

રહેવું હોય તો ભલે રહે, જવું હોય તો ભલે જાય: તેમને માટે બન્ને વાત સરખી છે.

પાકીસ્તાનથી આવેલા ઓસવાલ ભાઈઓએ એક ઘટના સંભળાવી હતી. તેમના ઘરની પાસે એક મુસલમાનનું ઘર હતું. તેમાં એક વૃદ્ધ અને એક વૃદ્ધા એમ બે જણ રહેતા હતા. તેઓ આ ઓસવાલ ભાઈઓને પોતાના પુત્રો સમાન સમજતા હતા. જ્યારે તોફાન થયું અને હુમલાઓ થયા ત્યારે તેમણે આ ઓસવાલ ભાઈઓની મહિલાઓને પોતાના ઘરમાં છૂપાવી દીધી. તેમણે કહ્યું—તમારા ઘર ઉપર તો હુમલો થશે અને અમારા ઘરમાં બધી સ્ત્રીઓ સુરક્ષિત રહી શકશે. હુમલો કરનાર ગુંડાઓ આવ્યા. તેમણે પૂછ્યું-ક્યાં છે તમારા ઘરની સ્ત્રીઓ અને પુત્રીઓ? ઓસવાલ ભાઈઓએ ઉત્તર આપ્યો—અહીં નથી. તે ગુંડાઓ પાડોશી-મુસલમાનને ઘેર પહોંચ્યા અને તેમને પૂછ્યું કે તમે હિંદુ સ્ત્રીઓને છૂપાવી રાખી છે તે ક્યાં છે? સાચે સાચું કહી દો.

વૃદ્ધ અને વૃદ્ધાએ ઉત્તર આપ્યો—અમે ખુદાની સોગંદ ખાઈને કહીએ છીએ કે અહીં કોઈ હિંદુ ઓરત નથી.

હુમલાખોર એમ ક્યાં માની જાય તેવા હતા? તેમણે ધમકી આપી કહ્યું—જુઓ, તમારો જાન જોખમમાં ન નાખો. તમારા ઘરમાં જ તે ઓરતો છુપાયેલી છે. બતાવી દો, ક્યાં છે?

વૃદ્ધ તે વખતે કુરાન પઢતો હતો. તેણે કુરાન હાથમાં લઈને કહ્યું કે—જુઓ, મારે માટે કુરાનથી ચઢી જાય એવી કોઈ વસ્તુ નથી. હું આ કુરાને શરીફને ઉઠાવીને કહું છું કે અહીં કોઈ હિંદુ ઓરત નથી.

કહો, તે વૃદ્ધ મુસલમાન કેટલું બધું જૂઠું બોલ્યો? તે અસત્ય માટે તમારું હૃદય શું કહે છે? તે વૃદ્ધને અનુમોદન આપો છો કે તેની અવહેલના કરો છો? તમે તેને દંડ આપવા ઇચ્છો

છો કે અભિનંદન? તેને માટે જન્નતનો દરવાજો ખુલશે કે દોજખનો? કુરાન ઉઠાવીને તો તેણે ગજબ જ કરી દીધું ને?

પોલીસના માણસો આવ્યા. વ્યવસ્થા સ્થપાઈ ત્યારે તે વૃદ્ધે સ્ત્રીઓ અને છોકરીઓને તેમને સોંપી દીધી. આ પ્રમાણે તેણે તેમનું પૂરું રક્ષણ કર્યું. તેમના પ્રાણ બચાવ્યા, ઇજ્જત બચાવી. વૃદ્ધ અને વૃદ્ધા રોવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અફસોસ છે કે અમારે કુરાન હાથમાં લઈને ખોટું બોલવું પડયું છે. આ અમારો જબરજસ્ત ગુન્હો થયો છે. છતાં અમને વિશ્વાસ છે કે ખુદા અમને માફ કરી દેશે. કારણ કે અમે અમારા માટે અને બીજા માટે સાચા જ રહ્યા છીએ.

જો તે વૃદ્ધ મુસલમાન સત્યની મૃગતૃષ્ણામાં પડી તે બહેનો અને બાલિકાઓને બતાવી દેત તો તમે પોતે એમ જ કહેત કે— વૃદ્ધ બેઇમાન હતો, દગાખોર હતો, જૂઠો હતો.

આ પ્રમાણે જે પ્રમાણે અહિંસાની મર્યાદાઓ છે તે પ્રમાણે સત્યની પણ મર્યાદાઓ છે. ગૃહસ્થ તે મર્યાદાઓની અંદર રહીને જ સત્યનું પાલન કરે છે.

પોતાની સ્વાર્થ-લિપ્સા માટે બોલાયેલું, બીજાને છેતરીને ધન કમાવા માટે બોલાયેલું, મહેલ-મકાન વગેરે ભોગોપભોગોની સામગ્રી માટે બોલાયેલું અને પરનિંદા વગેરે માટે બોલાયેલું અસત્ય સ્થૂળ અસત્ય છે. જેમાં વિવેક ન હોય, કરૂણા ન હોય, પ્રશસ્ત સંકલ્પ ન હોય એવા જે મિથ્યા વચનો બોલવામાં આવે, તે સ્થૂળ મૃષાવાદની કોટિમાં આવે છે. શ્રાવકો આવી જાતના અસત્યનો પ્રયોગ કરી શકતા નથી અને જો કરે તો પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે.

આ પ્રમાણે વિવેક સાથે સત્યનું પાલન કરવામાં આવશે તો જીવન મંગળમય બની જશે.

[સમાપ્ત]

# સુભાષિત

સત્ય વચન—

નિર્દોષ છે, પવિત્ર છે, કલ્યાણ-સ્વરૂપ છે, સર્વથા સુખની કામનાવાળું છે, સુભાષિત છે, સુવ્રત છે, સુકથિત છે, વીતરાગ દેવોએ જોયેલું અને સુપ્રતિષ્ઠિત છે.

સત્ય વચન—

સરળ છે, અકુટિલ (બાધા રહિત) છે, ભૂતાર્થ છે, પ્રયોજનથી વિશુદ્ધ છે, પ્રકાશ કરનાર છે.

અને સત્ય—

અન્ય ઘણી વિશેષ અવસ્થાઓમાં મનુષ્યો માટે દેવવત્ સાક્ષાત્ આશ્ચર્ય-કારક કાર્યોનું સાધક છે.

—પ્રશ્નવ્યાકરણ સૂત્ર દ્વિતીય ધર્મદ્વાર

# સુભાષિત

આ લોકમાં મૃષાવાદ, નિંદ્યો છે સૌ સાધુએ;
અશ્રદ્ધા લોકમાં વ્યાપે, મૃષા તેથી સહુ તજે. ૧

—દશવૈકાલિક સૂત્ર ૬/૧૩

કાષ્ઠનાં લોખંડનો કાંટો, દુઃખ ક્ષણિક ઉપજે;
કટુ વાણી તણા કાંટા, જન્માવે વૈર ને ભય. ૨

—દશવૈકાલિક સૂત્ર ૯/૩/૭

અશ્રદ્ધા ઉપજે જેથી, શીઘ્ર કોપે અવર જનો;
તેવી દૂષિત ભાષાને, સાધુ ન વદે સર્વદા. ૩

—દશવૈકાલિક સૂત્ર ૮/૪૮

પોતા માટે પરાર્થે વા, ક્રોધથી, ભયથી તથા;
કદી હિંસાભરી ભાષા, વદાવે કે વદે નહિ. ૪

—દશવૈકાલિક સૂત્ર ૬/૫૨

પરિમિત અસંદિગ્ધ, સંપૂર્ણ વ્યક્ત ને સ્ફુટ;
પરિચિત અનુદ્વેગી, ભાષાને સંયમી વદે. ૫

—દશવૈકાલિક સૂત્ર ૮/૪૯

—સાધક સહચરી